वंदे मातरम्.

॥ श्रीहरिः ॐ सद्गुरुभ्यो नमः ॥

# સુબોધ સાગર.

## ભાગ ૧લો.

-:રચનાર:-


શ્રો. શા. બ્ર. શુ. ઉ. હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.

મુ. ડભાણ. હાલ સુરત.



-:છપાવી પ્રસિદ્ધ કર્ત્તા:-

સ્વ. સોમચંદ છોટાલાલ બાસુદીવાળાનાં

સ્વધર્મપત્નિ ઇચ્છાબ્હેન.

ઠે. માણેકચોકબજાર—અમદાવાદ.

મિતી વૈશાખ શુકલ અક્ષય્ય તૃતિયા વારસૂર્ય.

સંવત ૧૯૭૮. તા. ૩૦ એપ્રીલ ૧૯૨૨.

કિંમત રૂ. ૧–૮–૦

(ટપાલ વી. ખર્ચ પી. જુદો.)



સુરત. ચઉટાના પુલપર ટાંકી પાસે આવેલા "**શંકર**" પ્રીન્ટીંગ
પ્રેસમાં **નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે** છાપ્યું.



**શ્રી. શ. બ્ર. શુ. ઉ. હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.**
મુ૦ **ડભાણ.** હાલ મુ૦ ભવાનીના વડ પાસે–**સુરત.**



# પ્રેમોદ્દગાર.

## ॥ હરિ ૐ વન્દેમાતરમ્ ॥

જયશ્રી શુકદેવો વિજયતે.

### -:જય જયશ્રી સદ્દગુરવે નમઃ-

મ્હારા વ્હાલાઆત્મનોઃ—

આપણા પ્રભુમય ગ્રન્થનું રહસ્ય સમજાવવા અને તે મધ્યેના પરમતત્વનું પૂર્ણ ઉલ્લક્ષણ કરવા આ બાળકની લેખિની અશકત છે. વ્હાલા વાંચકવૃંદ ! તને શું સમજાવું ? છતાં લખતાં ધર્મ સમજું છું કે, જો કદાચ તારા હૃદયમાં નિષ્કામ યોગ્ય જાગ્યો હશે. જો કદાચ તારૂં અંતર પવિત્ર હરિના અનન્ત કૃપાથી ગંગા જેવું નિર્મળ થયું હશે. કદાચિત તારામાં વિવેકવિરાગની અલખધૂન જાગી હશે. તોજ તારૂં પવિત્ર હૈયું:—

" આ ઇશ્વિરી ગ્રન્થની મિમાંસા ઉકેલી શકશે ? "

પ્રીય ! સકળ વિશ્વની પરિક્રમામાં શબ્દબ્રહ્મની જ્યોતિ ચમકી રહી છે તે જ્યોતિની શીતળપ્રભા, વ્યક્તદેશના ચરોતરમાં મહાપ્રેમથી હીંચોળાય છે; તે પ્રદેશના ભોકતારો, સાધુજન છે. કદાચ જો તારી વાસના સાધુ હશે ? સાધુત્વનો ઇન્દુપ્રકાશ તારી તંતુ સુરેખામાં ફરી રહ્યો હશે. તોજ આ ગ્રન્થની મધુરી સુધાનું પાન તું કરી શકીશ. અમરત્વ દેનારી શક્તિમૈયા, તારા હૃદયમાં નિરંતર વિહાર કરે છે. તે અનન્ત શકિતનો તું ભકત થઈ, આ અગાધ જ્ઞાનનિધિમાં જો તું જરાવાર પણ સ્નાન કરીશ. તો ખરૂં કહું છું, કે વ્હાલાઃ—

" તારૂં જીવ્યું સાર્થક થશે, "

વ્હાલા વાંચક !

વિહારી વિહંગની ગતિમાં સજ્જ થઈ, ચાલ પેલા દૂર કાન્તારોના અગમ્ય પ્રદેશો ઓળંગતાં ઓળંગતાં પરમાત્માની તત્વ-વાટિકા તું જોઇ શકીશ. જે તત્વપંથમાં હરિ ભગવનનો સદ્ગુરૂ પ્રણિત અચળ નાદ જપાતો સાંભળી તે બ્રહ્મભાનમાં તારા અનુરક્ત હૈયાનાં નિયામક ચાલક અનુચરો ઉર્ધ્વગામી થઇ.

"પ્રભુનું ધામ મેળવશે !"

એજ વ્હાલા ! તારા આ કાચા હૈયાની કુમળી કળી બાળક છે. તેનું તેજ કેટલું ? છતાં જો !

**हरिगुरु पद पद्मं शुद्ध पद्मनुरागा,**
**द्विगत परमभागे सन्निधायादरेण ।**
**तदनु चरिकरोमि प्रीतये भक्ति भाजाम्,**
**भगवतिपद पद्मे पद्य पुष्पांजलिते ॥**
**हरिॐ तत्सत् श्री सद्गुरु मातार्पणमस्तु !**
**ॐ श्री शुकार्पणमस्तु !**

હરિપુરા. }
**સુરત.** }

લી. વ્હાલા ગુરૂનો અલ્પકિંકર.
'**દિવ્ય જ્યોતિ**'ના સાષ્ટાંગ.



બરાનપુરવાળા દુલીચંદ નેમીદાસનાં સ્વધર્મનિષ્ઠ પુત્રિ
ભગવતિસ્વરૂપ ઇચ્છાબ્હેન.



સ્વ. સોમચંદ છોટાલાલ બાસુદીવાળાનાં ધર્મપત્નિ.

જન્મ સંવત ૧૯૩૯ માહા કૃષ્ણ પક્ષ.

"Shanker" P. Press, Surat.

# -:દાનશિલની સાર્થકતા:-



**સર્વ દાનમાં શ્રેષ્ટ દાન માટે એક વિદ્વાન લખે છે કે ?**

**सर्वेषामेव दानानां विद्या दानं परं स्मृतम।**
**विद्यया प्राणिनां मुक्ति स्तस्मात्तद्दान मुत्तमम॥ सू० सं०॥**

સર્વ દાનોમાં વિદ્યાદાન (બ્રહ્મજ્ઞાનનું દાન) શ્રેષ્ટ કહ્યું છે. વિદ્યા શબ્દના અર્થનો વિચાર કરો ? '**विविधं वासना जाल मूलं अज्ञानं हयति खंडयती ति विद्या.**' ન્હાના વિધ વાસનાઓનું મૂળ જે અજ્ઞાન ત્હેનો નાશ જે કરી દેછે, તે વિદ્યા. જેનાથી પ્રાણીઓનો આ દુઃખદ સંસારમાંથી છુટકો થાય છે, તો તે પરમ શ્રેષ્ટ કેમ નહિ હોવી જોઇએ ? તોપણ ધર્મની ખાતર, ભક્તિને માટે, ધન પ્રાપ્તિને અર્થે વિદ્યાની આવસ્યકતા નથી કે શું ? છેજ. વિદ્યા વગર કર્માનુષ્ટાન નું જ્ઞાન તથા ભક્તિમાર્ગમાં ભગવદ્રુપ ગુણાદિકોનું જ્ઞાન શી રીતે થાય ? સારાંશ, વિદ્યા સકળ પ્રાણીઓની હિતકારણી હોઇ આવસ્યક છે. એ વિદ્યાનું મૂળ પુસ્તક છે. પુસ્તક વિના કોણ કઇ વિદ્યા સંપાદન કરી શકે તેમ છે ? કોઇ પણ નહિ. એ વિદ્યા માટે જેઓએ ધર્મપરાયણ ધનની પ્રાપ્તિ કરી તે ધનનો પરિણામે સદ્દુપયોગ કરે છે ત્હેને ધન્યવાદ ઘટે છે. એમ શાસ્ત્રકારો કહે છે.

એટલા માટે આ પુસ્તકને જન પ્રસિદ્ધિમાં મુકવા અને મુકાને જન ઉપયોગી કરાવવા **બરાનપુરવાળા દુલીચંદ નેમીદાસ** ત્હેમનાં પવિત્ર પત્નિ **બ્રિજકોરબાના** ગુણાલંકૃતનાં પવિત્ર પુત્રિ **સદ્દગુણ સ્વધર્મપરાયણ ઇચ્છાબ્હેને** સંપૂર્ણ શ્રદ્ધાયુક્ત પુસ્તકના તમામ ખર્ચ સંબંધી મદદ

આપી પર્મલાભ લીધો છે. તેઓ **દાનશિલની** વધુ ઓળખાણ કરાવવા મ્હારે લખવું જોઇએ, કે તેઓ અમદાવાદ માણેકચોક બજારમાં ઘાંચીની પોળ આગળ દશાશ્રીમાળી **રા. રા. સોમચંદ છોટાલાલ બાસુદીવાળાના ધર્મપત્નિ** છે, તેઓએ પોતાના પતિને સ્વર્ગસ્થ થયા પછી સાધુવૃત્તિ ધારણ કરી અંતઃકરણપૂર્વક પોતાના ધનનો વ્યય કરવા ઇચ્છયું. જ્ઞાતિમાં પોતાની શ્રદ્ધા પ્રમાણે જ્ઞાતિરિવાજ મુજબ કર્તવ્ય કરી, શ્રી મથુરામાં હોળી દરવાજે છત્તા બજારમાં ચોબા બનુ દલાની દેખરેખ નિચે પચિસ ત્રીસ હજાર રૂપિઆનો ખર્ચ કરી એક મહાન ધર્મશાળા બંધાવી એ ધર્મશાળાનું નામ પોતાની નહિ ઇચ્છા છતાં ચોબાજીએ **ઇચ્છાભુવન** રાખ્યું.

ભગ્વદી સ્વરૂપ ઇચ્છાબ્હેન એક વખત સુરત ત્હેમના કાકાજીના દિકરા રા. રા. મોહોલ્લાલ હરિલાલ સાથે આવેલાં ત્હેમનો મુકામ સુખડીયા શેરીમાં હતો ?

સુખડીયા શેરીમાં તમામ સુખડીયા મંડળ (સ્ત્રી પુરૂષો)નો અને બીજા કેટલાક સુરતના પૃથક, પૃથક, સ્થાનમાં રેહેનાર ભ્રાતૃત્વ વૈષ્ણવ ભકત મંડળનો મ્હારા ઉપર અપૂર્વ પુજ્યભાવ હોવાથી ભક્તિ આનંદ કરતા કરાવતા હતા. ઘણેભાગે સુખડીયા શેરીમાંજ સતસંગ કથા પ્રસંગ ચાલતો હતો તે પ્રસંગે આ અમદાવાદવાસી ઇચ્છાબ્હેન તથા રા. રા. મોહોલ્લાલભાઇનો મ્હારે સમાગમ થયો. એકાદ બે પ્રસંગે ત્હેમની આવજાવ થયા પછી તેમણે બન્નેજણે ગુરૂ મંત્ર ઉપદેશ લીધો. તે પછી દિનપ્રતિદિન ત્હેમની શ્રદ્ધા દ્રઢ થતી ગઈ. અહિં સુરતમાં કેટલાક ગ્રહસ્થોને ત્યાં સપ્તાહ પ્રસંગે તેમજ ભજન પ્રસંગે કેટલાક ભજન ગવાવા લાગ્યાં તે ભજનનો સંગ્રહ બહાર પાડવા સૂચન થતાં કંઇક

રા. રા. મોહોલ્લાલભાઇએ તે કામ ઉપાડી લેવા ઇચ્છા કરી પણ ત્હેમાં તે કામ તો ઇચ્છાબ્હેનના ભાગ્યનુંજ હતું. એટલે ઇષ્ટ પ્રેરણાથી તેમણે તુરત ઉપાડી લીધું.

કાલ કરે શો આજ કર, આજ કરે શો અબ;
મૂળ વગરનું ઢોળવું, ઢળી પડશે ઢબ; પીછે કરેગા કબ.

સત્કર્મ ધર્મકાર્યમાં વિલંબ નહિ કરવો અને પાણીના પરપોટા જેવા જીવનનો વિશ્વાસ નહિ રાખવો એમ જાણી મ્હને આ "સુબોધ સાગર" છપાવવા ઉત્સુક બનાવ્યો. મેં વિચાર કીધો કે એકલા ભજન કિર્તનનાં પદથી વાંચકવર્ગને વિશેષ લાભ પ્રાપ્ત થશે કે કેમ ? એમ વિચારી એક બોધયુક્ત રાણી યોગનિષ્ટા અને પ્રબોધચંદ્રની વાર્તા અંદર દાખલ કરી પુસ્તક છપાવવાનું કામ સરૂ કરં. મ્હારા ગુરૂદેવે મ્હને જેવી મતિ આપી તેવું કાર્ય બન્યું.

આવા પરમાર્થિક પુસ્તક પ્રગટ કરાવવા પ્રગટ કરાવીને લોકોપયોગી કરવા જે તન મન ધનથી મદદ આપે છે, વળી ગુરૂ આજ્ઞા ધારણ કરે છે. તેવાં ગુરૂમુખી સુપાત્રજનોને લાખો લાખો ધન્યવાદ ઘટે છે. શ્રી શંકર ભગવાને મહાદેવિ પાર્વતિજીને કહ્યું છે કે ?

**धन्यं माता पिता धन्यो गोत्रं धन्य कुलोद्भव: ॥**
**धन्याच वसुधादेवि यत्रस्याद् गुरुभक्तता ॥ गु॰ गी॰ ॥**

ત્હેની માતાને ધન્ય છે, ત્હેના પીતાને ધન્ય છે, ત્હેના ગોત્રને ધન્ય છે, જેના કુળમાં ઉત્પન્ન થવાયું છે તે કુળને ધન્ય છે, જે પૃથ્વિમાં નિવાસ કરે છે તે પૃથ્વિને ધન્ય છે, કે જેણે સદ્દવિદ્યા પ્રાપ્ત કરી તે વિદ્યાનું દાન દીધું છે અને સદ્દગુરૂ પરમાત્માની ભકિત કરી છે, અસ્તુ.

જ્યારે શંકર ભગવાન સરખા પાર્વતિજીને સંબોધી વખાણ કરે છે તો હું ભગ્વદી ઇચ્છાબ્હેનને ધન્યવાદ આપું એ અયોગ્ય નથી. જે કુટુમ્બ જ્ઞાતિમાં એક સુપાત્ર પ્રાણી હોય છે તો આખા કુટુમ્બ જ્ઞાતિને સુપાત્ર કેહેવડાવે છે. તેજ પ્રમાણે એક કુપાત્ર પ્રાણી હોય તો આખા કુટુમ્બ જ્ઞાતિને કલંકિત્ કરી મુકે છે. જુઓ દુર્યોધને દુર્યોધનના અનુયાયીઓને નૃષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યા. ત્યારે પાન્ડવોએ પોતાના અનુયાયીઓને ભગવદ્ કૃપાયે યશશ્વિ બનાવી દીધા, તેમ દશા શ્રીમાળી આખો વર્ગ ભિન્ન ભિન્ન સ્થળે હોવા છતાં એકત્ર ભાવવાળો સદ્ધર્મ પરાયણ એક નિષ્ઠાવાળો જોવામાં આવે છે. તે સત્કર્મ ઐક્યતાનુંજ સત્ય સ્વરૂપ છે. સત્પુરૂષોની કદર કરવી કદર કરીને મદદ આપવી. મદદ આપી ઉત્સાહમાં વૃદ્ધિ કરવી, એ સદ્‌ગુણીનાં સદ્‌લક્ષણો સુપ્રસિદ્ધજ હોય છે. માટે એકનો ધન્યવાદ તે સર્વસ્વ જ્ઞાતિ મિત્ર-સ્નેહી સમુદાય વર્ગને અવલંબિ હોય છે. શ્રી પરમાત્મા પ્રત્યે યાચું છું કે ! આવાં પરોપકારી કૃત્ય તેઓની પાસે નિરંતર કરાવો અને ત્હેમના પવિત્ર આત્મ સ્વરૂપનું ભાન થઇ ત્હેમનો આત્મા અજર અમરત્ત્વ મેળવી વિજયી થાઓ. એવંમસ્તુ, સુભંભવતુ, કલ્યાણમસ્તુ.

**લી. શ્રી. શ. બ્ર. શુ. ઊ. હરિપ્રસાદના**

**શુભ આશિર્વાદ.**



श्री शब्दब्रह्म श्री शुकदेवाचार्यनो

चरणांनुज शेवक हरिप्रसाद बालमुकुन्द.



जन्म दिवस संवत १९३६ कार्तिक कृष्णपंचमी बुधवार

मु. डभाण ता. नडीआद. हाल सुरत. ठे भवानीनो वड.

# -બે બોલ-

**પ્રિયઆત્મિય વાંચકવૃંદ બન્ધુઓ અને બ્હેનો ?**

આ લઘુ પુસ્તક "સુબોધસાગર" આપ સઘળાની સમક્ષ મ્હને મુકતાં આનંદ થાય છે, સઘળું ઈશ્વરકૃપાથીજ થાય છે. કહ્યુંછે કે:—

**"ઈશની આજ્ઞાવિના નહિ પાન સરખું હાલતું"**

તે પ્રમાણે ઈષ્ટગુરૂદેવની ઇચ્છાથી મ્હે પ્રયત્ન કરી મ્હારા સમાગમી ભાવિક ભક્તોની મદદથી જે કંઇ બન્યું તે ફક્ત સર્વેને બોધ મળે અને સત્ય, નીતિ, ધર્મ, ભક્તિ પરાયણ જીવન લાભ પ્રાપ્ત થાય એટલા માટે પ્રગટ કર્યું છે. આવા લઘુ પુસ્તકમાં ખાસ કરીને સદ્‌બોધની વાર્તા અને ભજન ઇ. ટાંકયાં હોય ત્હેમાં પ્રસ્તાવનાની જરૂર હોતી નથી. છતાં આ પુસ્તકની શરૂઆતમાંજ "દિગ્દર્શન" માં સઘળું સંપૂર્ણ અને મ્હારી યથાશક્તિ પ્રમાણે પુસ્તકનો સાર સમજાય એમ પ્રયાસ કર્યો છે. કેટલાક અનિવાર્ય પ્રયોજનોને લીધે આ પુસ્તક છપાવવાને ઉતાવળ કરવી પડી તેથી યથાર્થ પ્રુફ તપાસી શકાયાં નથી જેથી વાંચકવર્ગ ભુલચુક સુધારી વાંચી લેશે એમ આશા રાખું છું. સજ્જન મનુષ્યો અસારનો ત્યાગ કરી સારજ જુએ છે.

**"ચારણી થોથાં રાખીને, કાઢી નાંખે સાર,**
**સુપડુ સારજ સંગ્રહે, છાંડે મહીથી છાર."**

માટે આ પુસ્તકમાં સારૂં અને મહત્વાદિ સદવસ્તુરૂપ હોય તે મ્હારા ઇષ્ટ સદ્‌ગુરૂદેવનું છે. અને જેજે અયોગ્ય નિંદિત હોય તેને અવિદ્યાદેવિનું છે એટલા માટે.

**परगुण परमाणून्पर्वती कृत्य नित्यं ।**
**निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥**

એ વચનાનુંસાર સજ્જન પોતાનું સૂજ્ઞત્વ દેખાડશે. અને ભ્રમર તુલ્ય સારગ્રહી બનશે એવી આશા છે. આ પુસ્તકમાં જે કંઇ વચનો

ખરા સ્વધર્મને પ્રગટ કરો, સંસારને ઉજ્જવળ બનાવવા માટે પ્રૌઢ ઉપદેશ કરો, પોતાથી બની શકે તેવા હુન્નર ઉદ્યોગની કેળવણી આપો, અધર્મથી થતી હાનિ અને ધર્મથી થતા લાભ દર્શાવો, ભરતખંડનું ભૂષણ બની રેહેવા ઉત્સાહ રાખો, સત્ય સ્વધર્મ નીતિના અભાવે વર્તમાન સ્થિતિનાં અનિવાર્ય અને સહન થઈ શકે નહિ તેવાં દુઃખોનું સર્વજન સમુદાયને અસરકારક, રીતે ભાન કરાવો. મનુષ્ય જન્મ લેઈને જે સાર્થક કરવું જોઇએ. તે કરવાને માટે તેમને અનુકૂળતાઓ આપો. સદાવ્રત, ધર્મશાળાઓ, વિદ્યાલય, વાવકુવા આદિ જલાશયો, ઔષધ-શાળાઓ અને એવાં બીજા પુણ્યનાં કાર્યોમાં મદદ કરો. મંડળો સ્થાપો. મનુષ્યમાં દૈવિકગુણો પ્રગટાવો, ધનાઢ્ય ગ્રહસ્થોને સૂચવો કે ધનનો ઉપયોગ દેશશેવામાં સમર્પિ સ્વાત્મ સ્થિતિ સ્થાપે. ધર્મ નીતિ અને અધ્યાત્મ વિદ્યાનાં પુસ્તકો છપાવી મનુષ્યમાત્રને સચક્ષુ બનાવવાથી સ્વકર્તવ્ય ધર્મબુદ્ધિ ઝળકી ઉઠે, જીવનસાર્થકતાના વિષયો ઉપર વ્યાખ્યાનો થાય, પુસ્તકશાળાઓનો લાભ મળે, એમ કરવા સત્ય ઉત્સાહી બનો, માતાઓ અને બ્હેનો પણ ગૃહસ્વામિનીના ખરા ધર્મ પ્રકટ કરો. સતિમંડળો સ્થાપો, શીવણ, ભરત, ગુંથણ, કાંતણ, વિગેરે કળાઓના ઉદ્યોગો સાધો, સાદાઇ, સરળતા રાખી હાલની દયાજનક સ્થિતિ ઉપર નજર કરો, આપભોગ આપી સતિ ધર્મની વિજય પતાકા ફરકાવો, અને સ્વદેશભૂમિને શોભાવો, પતિપરાયણ રહી વડીલોની આજ્ઞા શિર્ષાવંધ કરી ખોટા મોહપાસથી દુર રહી એક વખત પવિત્ર ધર્મકર્મવીરની માતાઓના ધર્મને પ્રકાશમાન કરો.

લી. ત્હમારો, **હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.**

श्री श्रौतस्मार्त सनातन वैदिक धर्मप्रचारक श्रीमद् श्रोत्रिय.
ब्रह्मनिष्ठ सद्गुरु, श्री शुकाचार्य महाराज श्री.



प्राकट्य संवत १९.३२ आषाड कृष्ण, पंचमी वार भोम.
स्वस्थान श्री अंकलेश्वर. शुकदेव मन्दिर.

"Shanker" P. Press, Surat.

# ॥ ग्रन्थ पुष्पाञ्जलिसमर्पणम् ॥

**श्रीशुकं सुखदातारं त्रातारं भवसागरात ॥**

**सत्यप्रकाश कर्तारं शब्दरूपं नमाम्यहं ॥ १ ॥**

અહાહા...જ્યારે દેવ અને અસુરો એ સમુદ્રમથન કર્યું ત્યારે તેહેમાંથી ચોદરત્ન નિકળ્યાં અને મહાન શક્તિ, સાક્ષાત **પરમાત્માની** પ્રકૃતિરૂપ **લક્ષ્મિજી** નિકળ્યાં તેહેમણે પોતાના કરકમળમાં કમળની માળા ધરી વરવાની ઇચ્છા કરી. દેવ, દાનવ, રૂષીયો તરફ દૃષ્ટિ કરતાં પોતાનો પૂર્ણ ઉત્સાહ ટકાવે તેમ કોઇ મળી આવ્યું નહિ. ત્યારે વિષ્ણુ ભગવાન તરફ દૃષ્ટિ કરી સ્થિર થઇ વિચારવા લાગ્યાં કે આ અવિનાશી ભગવાન તો નિરઇચ્છિત, નિષ્કામ, નિષ્કંચનવાળા હોવાથી સ્પૃહા-રહિત છે. છતાં તેહેમના શિવાય મ્હારે અન્ય આશ્રય લેવો યોગ્ય નથી, એમ ધારી **પરમાત્માના** મનોહર દિવ્યકંઠમાં પુષ્પમાળા આરોપી કૃતકૃત્ય થયાં. શરણાગત વત્સલ દયાળુ પ્રભુજીએ પવિત્ર પદ્માને હૃદયસ્થાન આપવા કંઇપણ વિલંબ કર્યો નહિ.

તેમજ નિરઇચ્છિત ભાવવાળા, નિષ્કંચન, તરણ તારણ શરણા-ગત વત્સલ **श्रीमद् श्रोत्रिय, ब्रह्मनिष्ठ, सच्चिदानन्द, शब्द ब्रह्मस्वरूप, श्रीसद्गुरु शुकदेवजी महाराज** તેહેમણે સત્ય સ્વરૂપ જ્ઞાનની તારતમ્યતા સાધી **श्रौतस्मार्त सनातन वैदिक धर्मध्वज** ફરકાવી અભેદમાર્ગ સ્વિકારી શબ્દસ્વરૂપે ચરાચર જગતમાં વ્યાપકતા દર્શાવી છે. એટલે તેહેમને કોઇપણ ગ્રન્થ અર્પણ કરવો એ એક સૂર્યના આગળ દિપક પ્રકાસવા જેવું છે ! સમુદ્રને અંજલિ અર્પણ

કરવા જેવું છે ! છતાં શબ્દના સ્વામીને શબ્દથીજ સંતુષ્ટવા હું પ્રયત્ન શેવી રહ્યો છું ! સદ્દશિષ્ય ને શ્રી સદ્દગુરૂથી અધિક હોવું ના જોઇએ! અને વહાલામાં વહાલી વસ્તુ હોય તે ત્હેમને અર્પણ કરવી જોઇએ ? એ વચનાનુસાર મ્હારો અલ્પજ્ઞપણુથી કંઇક શ્રમ કરેલો. આ "સદ્દગ્રન્થ **સુબોધ સાગર**" ત્હેમના ચરણકમળ આગળ શિર્ષાવંધ કરી ત્હેમના પવિત્ર વરદાયક કરકમળમાં સમર્પું છું. જેથી અનંત જીવોના તારક અવિનાશી આદ્ય અનાદિ નિર્ભેદ, નિર્વેદ સ્વસત્તાબળે શિષ્યના શ્રમને પરિતોષવા જરૂર કૃપા કરશે એવી મ્હને આશા છે. એટલા માટે સદ્દગુરૂવર્યને વિનવું છું કે, દયાળુ પ્રભુ ! આપે અચિંત્ય કાર્યો કરી આ દિનદાસને વારંવાર સનાથ કીધો છે માટે આ કાર્યમાં પણ હું સનાથજ છું. ત્હેનું પ્રમાણ એક લીટી કે અક્ષર લખવા મ્હારામાં જ્ઞાન નથી છતાં આ ગ્રન્થની કૃતિ આપેજ ઘડાવી છે. આપેજ મ્હારા વપુવાણીમાં પ્રવેશ કરી હિમ્મત આપી છે. નહિ તો મ્હારૂં ગજુ શું ? તેથી અવશ્ય મ્હારા કાલાઘેલા તોતળા શબ્દોને ચુમ્બી હૃદયના વહાલથી સનાથ કરશો ? એટલે તેથીજ સર્વમાં શબ્દરૂપે રહેલા સર્વના હૃદયમાં અભેદ મૂળતત્ત્વોના આધારે આ **સુબોધ સાગર** સર્વ શ્રોતૃત્વના કરકમળમાં વિરાજમાન થતો હું જોઇશ. આ **સુબોધ સાગર** તેથીજ આપને અર્પણ કરી માતુશ્રી લક્ષ્મિજીની પેઠે હું કૃત-કૃત્ય થાઉં છું. અને આપના પવિત્ર યુગ્લચર્ણાવિંદમાં સાષ્ટાંગ દંડવત કરી વિરમું છું.

લી૦ સદાનો ચરણાનુજ સેવક.

રંક હરિના દંડવત્ પ્રણામ.

# અભિપ્રાય.

## श्री शुकदेवो विजयतेतराम्

स्वस्ति श्रीमत्परम सौजन्यसिंधु धर्मपरायण लोकोपकाररत पंडित मंडली मंडन भट्टोपाह्व श्री हरिप्रसाद शर्मसु प्रणतयः समुल्लसन्तुतराम् ॥

भवत्प्रेषितं सुबोध सागरं आत्मतत्वज्ञान विभूषितं प्राप्यातीवानन्दितः पुस्तक रत्नमस्मिन वयमाशास्महे । यदिदं पुस्तकं बुधानां कृष्णामृत पीयूषभक्तानां मुदे लोकोपकाराय च भविष्यति । यद्भवता स्वल्पमूल्येनैव वितीर्यतेततः श्री परम कृपालुः सांब सदाशिवस्त्वां लोकद्वयेऽपि सुखिनं कुर्यादिति सत्याशीर्भूयात ॥

| | |
|---|---|
| ठे. वाडीफळीया.<br>सुरत.<br>सं. १९७८ अक्षय्य तृतीया. | शास्त्री परशुरामात्मज जगन्नाथ<br>शर्मा. |

---

શ્રીયુત મહારાજશ્રી હરિપ્રસાદ,

આપના તરફથી "સુબોધ સાગર" નામનું પુસ્તક મ્હને નિરક્ષણ કરવા પ્રાપ્ત થયું તેના ફરમા મેં વાંચી જોયા વાંચતાંજ મ્હને ઘણો હર્ષ થયો કે આપે આ પવિત્ર પુસ્તકમાં ધર્મનીતિ, જ્ઞાનભક્તિ વૈરાગ્ય ઇત્યાદિ વિષયોનું ઘણુંજ ઉચ્ચ પ્રકારનું વર્ણન કર્યું છે તેમજ

આત્મબોધક વાર્તા તો ઘણીજ ઉત્તમ છે. ઉપદેશ પ્રાર્થના અનુભવનાં પદ આધુનિક સમયમાં સંગિતના ઉત્સાહીઓને અપૂર્વ આનંદ આપે તેમ છે અને સત્ય સ્વધર્મ શ્રદ્ધાને વધારી મનુષ્યોનાં મનોબળ ઉત્તમ બનાવે તેમ છે. હું ધારૂં છું કે આવા પુસ્તકોની ખાસ જરૂર છે. અને દરેક વ્યકિતએ સ્વાનંદ ભોગવવા અવશ્ય પોતાના ઘરમાં રાખવું જોઇએ. આવા જ્ઞાનવાળા પુસ્તકની કિંમત ગણાત્રીમાં ગણાયજ કેમ ? સુજ્ઞ બન્ધુઓ અને બ્હેનો સદ્‌વિચારવાન હશે તે તો અલ્પ દ્રવ્યમાં અપૂર્વ જીવન મુકતનો લાભ લેવા ચુકશે નહિ આ સદ્‌ગ્રંથ ઉપરથી પૂર્ણ ખાત્રી થાય છે કે બીજો ભાગ અવશ્ય આથી વધારે જ્ઞાનામૃત રશજ્ઞતાવાળો થશે ? અને આ પ્રથમ ભાગ સાથે બીજો ભાગ પણ દરેક ધર્મનિષ્ઠભાઇઓને બ્હેનોના હ્રદયસ્થાને બિરાજો એમ ઇચ્છું છું. આ સદ્‌ગ્રંથ માટેના પરિશ્રમીત મહાત્માને વારંવાર ધન્યવાદ આપી કૃતકૃત્ય થઉં છું.

લી. ભવદીય.

ખપાટીયા ચકલા, સુરત. — **મહાજન શેઠ જસવંતલાલ ગોરધનદાસ વેરાગીવાળા.**

---

**શા. બ્ર. શુકોપાસક મહારાજશ્રી હરિપ્રસાદજી,**

આપશ્રીના તરફથી અધુનાજ બહાર પડેલું “ સુબોધ સાગર ” નામનું પરમબોધક પુસ્તક અભિપ્રાયને માટે, પ્રથમજ મ્હારા હાથમાં આવતાં અને તેના મુખપૃષ્ટ ઉપરનું નામ જોતાંજ મને અત્યાનંદ થયો. અત્યંત દુ:ખની નિવૃત્તિ અને પરમ સુખની પ્રાપ્તિનો મહામંત્ર તેમાં એક આધ્યાત્મિક વાર્તા સ્વરૂપે ઘણોજ રસદાયક વર્ણવામાં આવ્યો છે. પ્રબોધચંદ્રને પ્રભુતા પ્રાપ્ત કરાવનાર રાણી યોગનિષ્ઠાનો આત્માનુ-

ભવજ છે. એવું અવલોકન કરતાં મ્હારા અંતરાત્માને કંઈ ઓરજ આનંદ થાય, તેવીજ રીતે આવું યોગ, ભક્તિ અને જ્ઞાનાનંદથી ભરપુર પુસ્તકને પોતાના કરકમળમાં લેતાં અધિકારી જીવાત્માને થશે. અંદર આપેલા એક પદમાં અમૃતનીજ ગંગા વહી રહી છે. એનો આસ્વાદ લેતાં એવીજ અમૃત ગંગા દરેકના હૃદય પ્રદેશે વહો એવું ઇષ્ટને અભ્યર્થના કરી ઇચ્છું છું. આજકાલ જન સમાજમાં અધર્મની અભિવૃદ્ધિ કરનારાં નમાલાં નાટકો તેમજ વિકારીભાવથી છલકાતાં નોવેલોને દેશનો યુવક વર્ગ જે આશ્રય આપી રહ્યો છે એ ઘણુંજ શોચનીય છે. મહારાજશ્રી હરિપ્રસાદના ઉપર ગુરૂદેવ શ્રી શુક ભગવાનની સંપૂર્ણ કૃપાનો પ્રસાદ આ પુસ્તકમાં પગલે પગલે દ્રષ્ટિગોચર થાય છે. ધર્મ પ્રાણ પુસ્તકને એકે એક સનાતન ધર્મપ્રેમી બંધુઓ આવાં પણ આત્મ કલ્યાણકારક ધર્મનાં સાહિત્યની અભિવૃદ્ધિ જોવા ઈચ્છતા ધર્માત્મા ધનવાનો પોતાનો ઉદાર હાથ આ દેશમાં લંબાવશે એવી આશા રાખું છું. માન અને કીર્તિને માટે અયોગ્ય માર્ગે દાન નહિ કરતાં આવાંજ કાર્યમાં અપાય તો અનેકનું કલ્યાણ થાય. માટે ઘણાજ પ્રેમથી વધાવી લેશે એવું ઇચ્છી અત્રેજ વિરમું છું. એમનો શુભ પ્રયાસ સફલ થાઓ એવી પ્રભુ પ્રાર્થના છે. ઇતિ શુભમ્. ૐ શાંતિઃ

ભારતોદય ભક્તિ મંદીર બાલાજીરોડ, સુરત.

લી. હરિદાસ શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક ઉર્ફે નિજાનંદ શર્મા.
નિ. મોરબી હાલ સુરત.

**શ્રીયુત હરિપ્રસાદભાઇ,**

શ્રી હરિની કૃપા પ્રસાદીરૂપ "સુબોધ સાગર" નામક આપના તરફથી પ્રસિદ્ધ થએલું પુસ્તક અવલોકતાં શ્રી હરિની લીલા, કૃપા, અને નિત્ય ચૈતન્યાનંદમાં મન સહજ નિમગ્ન થઈ જાય છે. વાર્તારૂપે યોગ, જ્ઞાન અને ભક્તિનાં ગુંથેલાં સુત્રો વાસ્તવિક પંથે અધિકારાનુસાર આબાદ દોરાવનારાં છે તેમજ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈની શૈલીએ મૂકવામાં આવેલાં તેમાંનાં પદ્યો પણ વસ્તુને અનુરૂપ, યથાસ્થિત અને આકર્ષકજ છે.

ગદ્યવિભાગ પછી ઉપદેશ, પ્રાર્થના અને અનુભવ સ્થિત્તિનાં આપની પોતાનીજ કૃતિનાં પદ્યો ઓર આનંદ આપે છે. તેમાં ઝૂલણાના ઢાળનાં પ્રભાતીઆં તો જાણે અનાયાસે મોઢે થઈ જાય એટલાં બધાં સરળ છે. નવીન રાગો ઠીક લાગવાથી લોકો નાટકનાં ગમે તેવા ભાવવાળાં ગાયનો લલકારે, તેને બદલે ગાવા સારૂ તેવાજ રાગોમાં ઉત્તમ વસ્તુવાળાં પદ્યોની આપે આમાં યોજના કરી છે. તેથી જન સમાજને આ કૃતિથી ખરેખર લાભ થવાનો સંભવ છે. એકંદરે આપનો શ્રમ ઉપકારકારક અને સન્માર્ગ વાહક હોવાથી તેમાં રહેલા તત્ત્વાર્થનો લાભ વાંચનાર સાંભળનાર પ્રત્યેકને મળો એવી શ્રી હરિ પ્રત્યે અભ્યર્થના છે. દ્વિતીય આવૃત્તિ પ્રસંગે ભાષા સરળ કરવા પ્રયત્ન થશે એવી આશા છે. સંવત ૧૯૬૮ના વૈશાખ સુદ ૪ સોમવાર.

લિ. ભવદીય.

શાહપોર-સુરત. | છગનલાલ મોતીરામ શાહના
તા. ૧-૫-૧૯૧૨. | નમસ્કાર.

**મુરબ્બી શ્રી,**

આપનું રચેલું "સુબોધ સાગર" ભાગ ૧લો એ નામનું લઘુ પુસ્તક હું શરૂથી તે છેવટ સુધી વાંચી ગયો છું ! અને મને લખવાને ઘણોજ આનંદ થાય છે કે એ પુસ્તક સાદી, સરળ અને રસીક ભાષામાં હોવા સાથે તેના નામ પ્રમાણે બોધદાયક છે. મ્હને ખાતરી છે કે જો એ પુસ્તકના ભજનોનો અભ્યાસ તેના અર્થ સાથે થાય તો તે સહેલાઇથી કંઠાગ્રે થઇ જાય અને ભક્તિ માર્ગ તરફ લક્ષ દોરાય. આપના તરફથી આ પુસ્તકનો બીજોભાગ પણ પ્રગટ થનાર છે તે જોકે મેં ઉતાવળથી ઉપર ઉપર જોયો છે છતાં તે પણ ખરીદવા લાયક થઇ પડશે એવી આશા રાખવામાં આવે છે. આશા છે કે આવા પુસ્તકને સર્વે ઉત્તેજન આપશે.

અંબાજીરોડ—સુરત.
તા. ૧-૫-૨૨.

**મણિલાલ ધીરજલાલ યાજ્ઞિક.**
એફ. સી. આઇ. (બર્મીંગહામ.)

---

સુરત, તા. ૪-૫-૧૯૨૨

**ભાઇશ્રી હરિપ્રસાદભાઇ**

આપનું "સુબોધ સાગર" નામનું પુસ્તક જોયું. હું ધારૂં છું કે આ પુસ્તકના કેટલાક ભાગો સ્ત્રી વર્ગને સારી રીતે ઉપયોગી થઈ પડે એવા છે, અને મને આશા છે કે સ્ત્રીઓ આ પુસ્તક એકવાર વાંચીજ જાય. સુબોધ સાગરના બીજા ભાગમાં સ્ત્રી કર્તવ્ય વિષે વધારે લંબાણથી લખાય તો આપનું પુસ્તક સ્ત્રી મંડળમાં વિશેષ ઉપયોગી થઇ પડશે.

લી.

**અ. સૌ. ગુણવંતી ચંપકલાલ ધીઆ.**
ઠે. હરિપુરા, સુરત.

શ્રીભાઈ હરિપ્રસાદ— સુરત, તા. ૫-૫-૨૨

તમારૂં "સુબોધ સાગર ભાગ ૧લો," નામના પુસ્તકમાંથી કેટલાક ફકરા મ્હેં વાંચ્યા. તેમાંના કેટલાક તો સ્ત્રી વર્ગને ઉપયોગી થઇ પડે એવા છે. એટલે તમારૂં આ પુસ્તક સ્ત્રીઓને વાંચન તરીકે ચાલી શકે. તમારા આ સાહસને ઉત્તેજન જરૂર મળે એવી માહરી શુભ ઇચ્છા છે.

લી.

અ. સૌ. માલતિ, દીક્ષિત.

ઠે. આમલીરાન, સુરત.



| પૃષ્ઠ. | વિષય. |
|---|---|
| ૧ | દિગ્દર્શન. |
| ૪ | અલ્પ જીવોનું કથન. |
| ૭ | વિરાટ પંચાનના પુરીનું વર્ણન–રાણી યોગનિષ્ઠા. |
| ૧૦ | રાણીવાસમાં મહાત્મા યોગેન્દ્રનાથ. |
| ૧૬ | મહારાજા પ્રબોધચંદ્ર-રાયની રાજ્યસ્થિતિ. |
| ૧૮ | ક્ષત્રીઓની વ્યવસ્થા. |
| ૧૯ | વૈસ્યોની વ્યવસ્થા. |
| ૨૦ | વાનપ્રસ્થ મહાત્મા મંગળેશ્વર. |
| ૨૧ | સ્વરૂપાકૃતિ સર્વનું અધિષ્ઠાન છે. |
| ૩૬ | પ્રેમીગુરૂને જડશિષ્ય. |
| ૩૭ | વિચારી ત્યાગવા યોગ. |
| ૩૯ | ગ્રહણ કરવા યોગ્ય. |
| ૪૪ | ચંદ્રભાગાનું ઉદ્યાન. |
| ૪૫ | આપણે કોણ. |
| ૬૧ | પરમહંશ વિશ્વંભરાનંદનો પવિત્રવાસ અથવા સિધ્ધોનું શ્વર્ગ, ગંધમાદની ગુંફા. |
| ૬૬ | નિર્વાણ નાદ. |
| ૭૧ | મહારાજા પ્રબોધચંદ્રનો મહેલ. |
| ૮૬ | મનોધર્મ. |
| ૯૨ | આચાર્યોનું રંગભુવન. |
| ૧૦૨ | કુલ્ટાઓ વિશે. |
| ૧૦૭ | સતિની દિનચર્યા. |
| ૧૦૯ | વિવેકાનંદને વિજ્ઞાન ધારાનો સંવાદ. |

## ઉપદેશ.

| પૃષ્ઠ. | વિષય. | |
|---|---|---|
| ૧૧૩ | મંગળાચરણ ને ઇષ્ટ સ્તવન. | |
| ૧૧૪ | ઉપદેશ. પ્રભાત. | |
| ૧૧૪ | શાંત મન તું ધરી. | ૧ |
| ૧૧૫ | હંશા હરનિશ તું પરહિત પરખ્યને. | ૨ |
| ૧૧૬ | ઉઠને આળસુ જાગી જોને જરા. | ૩ |
| ૧૧૭ | ભુલ્યો મન ભ્રમર તું. | ૪ |
| ૧૧૮ | જગતની જાળમાં. | ૫ |
| ૧૧૯ | અલ્પ કર ઉંઘ તું. | ૬ |
| ૧૨૦ | રાખ્યને રાખ્ય મન | ૭ |
| ૧૨૦ | માયાનો માર પડે. | ૮ |
| | પ્રભાત. | |
| ૧૨૧ | જુવાની દીન ચારનું છે ચટકું | ૧ |

| પૃષ્ઠ. | વિષય. | |
|---|---|---|
| ૧૨૨ | જીવલડા જો જાગી આંખ્ય ઉઘાડી. | ૨ |
| ૧૨૩ | હંસા શું બેઠો હારીને | ૩ |
| ૧૨૪ | મમતા મુકવા વિષે | ૧ |
| ૧૨૪ | કાચી કાયા વિષે. | |
| ૧૨૫ | મન વિચાર કરો | ૨ |
| ૧૨૬ | કેમ થયું મગરૂર ઓ મન તું | ૩ |
| ૧૨૬ | શ્રદ્ધા વિશે | ૪ |
| ૧૨૭ | હરિ નામ બોલવા વિષે | ૧ |
| ૧૨૭ | શાંતિ વિના સુખ નથી | ૧ |
| ૧૨૮ | રામ રટવા વિશે. | ૧ |
| ૧૨૯ | દુર્ગુણ તજવા વિષે. | ૧ |
| ૧૨૯ | જીવડા શું કરશો | ૧ |
| ૧૩૦ | માન્ય માન્ય મનવા મ્હારા | ૨ |
| ૧૩૧ | ચતુર થઇ ના ચુકવા વિશે | ૧ |
| ૧૨૩ | ઓ જીવ જોને જુઠીબાજી | ૧ |
| ૧૩૩ | જીવના ખોટા ધંધ વિશે | ૧ |
| ૧૩૪ | પાપી કોણ. | ૧ |
| ૧૩૫ | માયાને અલ્યા માનીરે,કાશી | ૧ |
| ૧૩૫ | સમજ સમજને પ્રાણીરે ,, | ૨ |
| ૧૩૬ | વિલંબ ના કરશોરે | ૩ |
| ૧૩૭ | બ્રહ્માગુરૂ થઇ આવેરે | ૪ |
| ૧૩૮ | જો તું તપાસું તત્ત્વ આ તનમાં | ૧ |
| ૧૩૮ | ભાવ કરી ભગવાન ભજે નહિ. | ૧ |
| ૧૩૯ | છે જીવતરને ધિક્કાર રે સત્સંગ વિના, | ૧ |
| ૧૪૦ | મનની ઉપજી મિથ્યા માયા | ૧ |
| ૧૪૧ | એળે તો ગયું રે, જીવન- | ૧ |
| ૧૪૨ | લ્હાવો લાખેણા આજનો | ૧ |
| ૧૪૩ | કડવાં છે પણ મીઠડાં વેણ | ૨ |
| ૧૪૩ | ગણી લઇએ એ જીવ હરામના. | ૧ |
| ૧૪૪ | લાગ્યો સત્સંગનો રંગ જાણીયે. | ૨ |
| ૧૪૫ | વારે વારે શું કહેવું- | ૧ |
| ૧૪૫ | લાજ જરી ના આવે- | ૨ |
| ૧૪૬ | જો પાછું જરા જરા વાળી | ૩ |
| ૧૪૬ | આવો હરિભજનમાં હેતે | ૪ |
| ૪૪૭ | ગમે તેવાં વેણ બોલે- | ૧ |
| ૧૪૭ | ભાવથી ભક્તિ આદરવા- | ૨ |
| ૧૪૮ | જુઠો વ્યવહાર જગનો જુઠો | ૧ |

| પૃષ્ઠ. | વિષય. |
|---|---|
| ૧૪૯ | ફરી ફરી નહિ મળે મનુષ્યાદેહ મોંઘો ૧ |
| ૧૫૦ | હરદમ હરિ ગુણ ગાને મન ઘેલા. ૨ |
| ૧૫૦ | વાળી લે મનને ને ઝાલી લે જીવને ૩ |
| ૧૫૧ | કોઇ શું કહેશે ને સમજણ દેશે. ૪ |
| ૧૫૧ | રટરસના હરદમ હરિહરિ ૧ |
| ૧૫૨ | રટીલે રાધેસ્યામ જંજાળી જીવ– ૧ |
| ૧૫૩ | નિશદિન ગોવિંદ ગોપાળ ગાને તું. ૨ |
| ૧૫૪ | કર મન ભજન વ્યહપાર ૪ |
| ૧૫૪ | અરે તું રામ રટને હો ભાઇ ૧ |
| ૧૫૫ | પોકારે પ્યારી પ્યારી શું કહીને ૨ |
| ૧૫૫ | ભુલીજા ભોગ વાસના ત્હારી ૩ |
| ૧૫૫ | ભલા મન ગોવિંદ ગોવિંદ ગારે ૪ |
| ૧૫૬ | ગર્વે [illegible], શું રહ્યો માયાને વ્હાજી ૧ |

| પૃષ્ઠ | વિષય, |
|---|---|
| ૧૫૬ | સમજી જાને, તું રામ નામ નિત્ય ગાને ૨ |
| ૧૫૭ | આવો આવો હરિગુણ ગાવાને ૧ |
| ૧૫૭ | ભુલો ભુલો ના ભુધર ભજવાને ૨ |
| ૧૫૮ | નવ કરશો કોઈ નરવીર શાણા ૧ |
| ૧૫૯ | જરા આળસ તજ અભાગીરે ૧. |
| ૧૫૯ | અલ્યા ગોવિંદ ગુણ ગા ગાજીરે ૨ |
| ૧૬૦ | ભજ ભુધરજી, ભાવ કરીને ભજતાં ૧ |
| ૧૬૦ | ગયો વખત નહિ આવે મુસાફિર ૧ |
| ૧૬૧ | ભજ મન તુહી તુહી રામ નામ ૧ |
| ૧૬૧ | વારેવારે ત્હને શું કહેવું રે ૧ |
| ૧૬૨ | ત્હારા બોલવામાં ઢંગ ના ધાર્યેરે ૨ |
| ૧૬૩ | ગાફલ ગુમાની ગોથાં ખાવછો ૧ |

| પૃષ્ઠ. | વિષય. |
|---|---|
| ૧૬૩ | મતિલાઓ મમતને ત્યાગો ૨ |
| ૧૬૪ | ઓ હંસલા ત્હારૂં હોડીયું જો ૧ |
| ૧૬૪ | અલ્યા સજ્જન કરીલે સાથિડા ૨ |
| ૧૬૪ | અવસર જાય છેરે ગ. ૧ |
| ૧૬૫ | અરે આ શું કર્યુંરે ગ. ૨ |
| ૧૬૬ | માનોને મ્હાયરૂરે ગ. ૩ |
| ૧૬૬ | કહેવું કેટલુંરે ગરબી ૪ |
| ૧૬૭ | છતી આંખે શું થયો અંધરે ૧ |
| ૧૬૭ | ઠગણી ઠગીને જાશેરે ૧ |
| ૧૬૮ | જીવન સુધારી લેરે જીવડલા ૧ |
| ૧૬૯ | સત્ય શબ્દો જાણજો સૌ ૧ |
| ૧૭૦ | નથી મરવાને જીવ નથી મરવાનો ૧ |
| ૧૭૧ | સત્ય કહું છું શુણો સરવે ગરબી ૧ |
| ૧૭૨ | કહો બાઈ શો વાંધો તમારે ૨ |
| ૧૭૩ | અંગરંગનો ભપકો ભાળી ૩ |
| ૧૭૪ | જોને જીવડલા જાગીરે ૧ |
| ૧૭૪ | પ્રભુ કૃપા વિણ પામર જીવનું ૧ |
| ૧૭૫ | મારા મિત્ર ! તું તજ મોહ મમતા વિચિત્ર ૧ |
| ૧૭૬ | મોહ મદિરા પીધી જગમાં જેણે મોહ મદિરા ૧ |
| ૧૭૭ | પ્રાર્થના પ્રારંભની વાંચકને સુચના |
| ૧૭૮ | જીવાત્મા પ્રત્યે ઈશ્વર ભાવ ધરી ક્ષમાની યાચના |


## ઇષ્ટ પ્રાર્થના.


| પૃષ્ઠ. | વિષય. |
|---|---|
| ૧૭૯ | શ્રી રાધિકા રમણાષ્ટક ૧ |
| ૧૮૦ | રાખશો તેમ રહીશ દયાળુ પ્રભુ ૧ |
| ૧૮૧ | આનંદકંદ ઇશ અવની પતિ છો ૧ |
| ૧૮૨ | કૃપાનાથ મ્હારૂં મહાદુઃખ ધારી ૭ંદ ૧ |

| પૃષ્ઠ. | વિષય. | |
|---|---|---|
| ૧૮૩ | ત્હમે લટકાળા લટકે આવો | ૧ |
| ૧૮૩ | કેમ રાજ રીશાયા છો આજે | ૧ |
| ૧૮૪ | આજ આજરે નહિરે જાવા દેઉં તમને | ૧ |
| ૧૮૪ | આજ આજરે આંગણે શ્રી નાથજી પધાર્યા | ૨ |
| ૧૮૫ | બોલો મ્હારારાજ મ્હારી સંગે બોલોરે | ૧ |
| ૧૮૫ | નંદ જસોદાનો લાલ મ્હારે મનવશી રહ્યો વાલો | ૧ |
| ૧૮૬ | આવો આવો સલુણા સ્યામ | ૧ |
| ૧૮૭ | જાવો જાવો જાદવરાય | ૨ |
| ૧૮૮ | અલબેલા ત્હમે છેલા | ૧ |
| ૧૮૮ | શામળીયા મ્હને સતાવે છે | ૨ |
| ૧૮૯ | સુખકર શ્રીધર શ્રીનટવર | ૧ |
| ૧૮૯ | જીવનહાર, જીવનહાર | ૧ |
| ૧૯૦ | કઠણ ના થાશોજીરે, પ્રભુજી | ૧ |
| ૧૯૧ | દર્શન દેજોજીરે, પ્રભુજી | ૨ |
| ૧૯૨ | વાલા ત્હારી વાટડીરે. | ૧ |
| ૧૯૨ | રાધા રમણ ત્હારા રંગમાંરે | ૨ |
| ૧૯૩ | વાલમ મ્હને છેતરીરે | ૩ |
| ૧૯૩ | શ્રીહરી ત્હારી મૂર્તિરે | ૪ |

| પૃષ્ઠ. | વિષય. | |
|---|---|---|
| ૧૯૪ | પ્રિયતમ મ્હારા પાતળારે | ૫ |
| ૧૯૪ | આવો મ્હારા છબિલા | ૧ |
| ૧૯૫ | રશિયા રાખું રાજી | ૨ |
| ૧૯૫ | મ્હારા નાથ બેલી નહિકો | ૧ |
| ૧૯૬ | રાધા રમણ રંગીલા | ૧ |
| ૧૯૭ | ઘડીયે નથી વિસરતા | ૧ |
| ૧૯૭ | લગની રહી છેલા લાગી | ૨ |
| ૧૯૮ | મોહનજી ત્હારી માયારે | ૧ |
| ૧૯૯ | વિશ્વાસ મને તમારોરે | ૧ |
| ૨૦૦ | મ્હારો કહી દેશો મુકીરે | ૨ |
| ૨૦૧ | વેગે વ્હેલા વાલમારે | ૧ |
| ૨૦૨ | ધન્ય દીવસ ધન્ય આ | ૨ |
| ૨૦૩ | ગોલોક પતિ ગીરધારી | ૧ |
| ૨૦૩ | હાવે હરિવર થઇ છે હદરે | ૧ |
| ૨૦૪ | મ્હને નિભાવો મ્હારા | ૨ |
| ૨૦૫ | (રાજ) હૃદય નિવાશી | ૧ |
| ૨૦૬ | ગાઉં ગાઉં તે ગુણ એક | ૧ |
| ૨૦૬ | લેઉં લેઉં હું વારણાં બહુ | ૨ |
| ૨૦૭ | ઘણી ખમ્મા તમોને | ૩ |
| ૨૦૭ | છોડું છોડું ના છેલ હાવે | ૪ |
| ૨૦૮ | કૃપાળુ ત્હારી કળાના ના | ૧ |
| ૨૦૯ | પ્રાણથી મ્હને પ્યારારે | ૧ |

| પૃષ્ઠ. | વિષય. |
| --- | --- |
| ૨૧૦ | વારીજઉ રશિયા બલીહારી ૧ |
| ૨૧૧ | મન્દિર મ્હારે આવો ૧ |
| ૨૧૨ | લાવ્ય લાવ્ય સખી લાવ્ય ૧ |
| ૨૧૨ | રાધિકા રમણ મનભ્રમણ ૧ |
| ૨૧૩ | લાલચ્યું લાલજી શાને ૨ |
| ૨૧૪ | જાણીયું જીવણમેં આપનું ૩ |
| ૨૧૪ | શ્રી રાધિકા રમણ ઓ ૪ |
| ૨૧૫ | ગુણવંતા ગીરધારીરે હું તો ૧ |
| ૨૧૬ | રાધા રમણ રખ લાગી ૧ |
| ૨૧૬ | જય જય રાધારમણ ઇષ્ટરે ૧ |
| ૨૧૭ | રાધારમણ રટવાની ટેવ ૧ |
| ૨૧૭ | શું કહીનેરે રીઝવું મ્હારા ૧ |
| ૨૧૮ | છોડું કેમ છેલ છબિલો ૧ |
| ૨૧૯ | આવિયો અલબેલો હાથ ૨ |
| ૨૧૯ | લહે લાગી મ્હને ત્હારીરે ૧ |
| ૨૨૦ | આવો મ્હારા રાજ રશિક ૧ |
| ૨૨૧ | મ્હેની મેંતો આજ ૨ |
| ૨૨૨ | છબી બની છે ઓર ૧ |
| ૨૨૨ | હાંહાંરે ત્હારી કૃતિ કૃતિરે ૧ |
| ૨૨૩ | આરસના ભોગીરસની ધાર ૧ |
| ૨૨૩ | હૈયાના હાર મ્હારા રાધા ૧ |
| ૨૨૪ | હાંરે હાંરે હરિ હરદમ હૈયામાં ૧ |
| ૨૨૫ | નયન ભરન નિરખ હરખ ૧ |
| ૨૨૫ | હરિપૂજન કરન ચલી ૨ |


---


| પૃષ્ઠ. | વિષય. |
| --- | --- |
| ૨૨૫ | પ્રિય આત્મિક વાંચક બન્ધુને |
| ૨૨૬ | ગુરૂપરંપરા વિષે શ્લોક ૧-૨ |
| ૨૨૭ | આદ્ય સદ્‌ગુરૂ સ્વરૂપ |
| ૨૨૮ | ગુરૂભક્તિ વિષે રાગ ભૈરવી |


---

## શ્રી સદ્‌ગુરૂ ભક્તિ ઉપાસના.


| પૃષ્ઠ. | વિષય. |
| --- | --- |
| ૨૩૦ | સ્તુતિ શ્લોક પ્રાર્થના |
| ૨૩૦ | સદાશરણં ગુરૂ મ્હને આપ ૧ |
| ૨૩૧ | સદ્‌ગુરૂ સ્વામીરે મ્હારા ૧ |
| ૨૩૨ | મ્હારા ગુરૂજી પધારો ૧ |
| ૨૩૩ | સદા સુખ ધામછોરે ૧ |
| ૨૩૪ | ગમતાં ઘડાવોરે ગુરૂજી ૧ |
| ૨૩૫ | પરિબ્રહ્મ પ્રગટયારે પાસે ૨ |
| ૨૩૫ | મહાપુન્યે મળીયારે ગુરૂજી ૩ |
| ૨૩૬ | આપોને આપોરે ગુરૂજી ૪ |
| ૨૩૬ | ધન્ય ધન્ય સદ્‌ગુરૂદેવ ૧ |
| ૨૩૭ | સજની મ્હારી સામૈયું ૧ |
| ૨૩૮ | સખીઆનંદ મ્હારા અંગમાં ૧ |
| ૨૩૯ | આનંદ ઓઘ ઉરે થયાં ૧ |

૨૩૯ સુખ પામીરે સુખપામી ૧
૨૪૦ બડ ભાગીરે બડ ભાગી ૩
૨૪૦ મ્હને મળ્યા સદ્દગુરૂ ૧
૨૪૧ પ્રિય વાંચકને વધુ સુચના
૨૪૫ શરણે રાખોજીરે ગુરૂજી ૧
૨૪૬ તમથી રમિયેજીરે ગુરૂજી ૨
૨૪૬ પ્રથમ પુછ્યું પ્રેમ કરીને ૧
૨૪૭ વિનતી સુણી કરો સ્હાયરે ૧
૨૪૯ સાચા સદ્દગુરૂ સર્જનહાર ૧
૨૪૯ સાચા સગા ગુરૂદેવ છોરે ૧
૨૫૧ છોડાવો જીવનું જેલખાનું ૧
૨૫૧ કષ્ટ નહિ મુજથી સ્હેવાશે ૨
૨૫૨ મટાડો મ્હારો હૈયા ચોળો ૩
૨૫૨ ઉરમાં કરોને અજવાળું ૪
૨૫૩ એવો દિવસ ગુરૂજી કયારે ૧
૨૫૪ મ્હારી અરજી સ્વિકારો ૧
૨૫૬ સદ્દગુરૂ સ્વામીરે સાચા ૧
૨૫૭ મ્હારા સદ્દગુરૂ સર્જનહાર ૧
૨૫૭ મ્હારા પ્રાણ તણા આધાર ૧


## અનુભવ સ્થિતિ.


૨૫૮ હું તો ગુરૂ ગુરૂ ઉચ્ચારૂં ૧
૨૫૮ સદ્દગુરૂ સ્વામીની સંગે ૨
૨૫૯ દીલડામાં દીવો મ્હારા ૧
૨૬૦ આનંદ સાગર ઉલટયો ૨
૨૬૨ શુણુરે સાહેલી મ્હારી ૩
૨૬૩ સુખના સાગર સજની ૪
૨૬૪ ગુરૂગોવિંદના ગુણ ગાતો ૧
૨૬૪ ગાજતું ગાજતું ગાજતું ૧
૨૬૫ ભાવતું ભાવતું ભાવતું ૨
૨૬૫ મોહ્યું છે મોહ્યું છે ૩
૨૬૬ નહિ જઉં નહિ જઉં ૪
૨૬૬ પુજીયે પુજીયે પુજીયે ૫
૨૬૬ આજનો દિન દેવ દિવાળી ૧
૨૬૭ શ્રી સચ્ચિદાનંદ સત્ય ૧
૨૬૭ ગાવું ગુણ ત્હમારારે ૧
૨૬૮ સૃષ્ટિના ભર્ત્તા દુ:ખ હર્તા ૧
૨૬૮ મ્હારા સદ્દગુરૂ સ્વામી આજ ૧
૨૭૦ કયાબિધ છોડું તેરો સંગ ૧
૨૭૦ પકડી લ્યો ગુરૂવર બાંહ્ય ૨
૨૭૧ છટકછટકકયું જાવ છબિલે ૩
૨૭૧ મંગળા ટાણે નિરખું,રામશ્રી ૧
૨૭૨ સિદ્ધાસને ધરી શાંત સમાધિ ૧
૨૭૩ મારા ગુરૂજીરે, હરજાદી વિનવું છું હું તો આપને. ૧
૨૭૪ સાચા સાચા સદ્દગુરૂદેવ સાચા. ૧

૨૭૫ આજ આનંદનીરેહો હેલી ૧
૨૭૬ સાચો સંગીરેહો મ્હારો ૨
૨૭૬ આજ મ્હારે થઈ દેવ દીવાળી ૧
૨૭૭ શ્રી સદ્ગુરૂ દેવને દંડ પ્રણામ ૨
૨૭૮ મ્હારા ગુણુનીધિ ગરીબ નિવાજ ૧
૨૭૯ પ્રિયગુરૂ નાથની કળના કળી કોઇએ શકાશે શું ! ૧
૨૭૯ તરણુ તારણુ સદ્ગુરૂ એક છે ૧
૨૮૦ કર્તું અકર્તું આનંદ ઘનછે ૨
૨૮૦ સદ્ગુરૂનો મર્મ શું મન લહે. ૩
૨૮૧ આજ સખી મન્દિરીયે મ્હારે ૧
૨૮૧ સજની મ્હારી શું કહું તુજને ૧
૨૮૨ શુણુ સાહેલી આનંદ હેલી ૩
૨૮૩ શાણી સૈયર સમજી સઘળું ૪
૨૮૩ અખંડાનંદ મુંજ ઉરમાં ૧
૨૮૪ શોભા શી કહું સ્વરૂપની ૨
૨૮૫ નિજાનંદ હું, સુખકંદ હું ૧
૨૮૬ રંગ લાગ્યો સતસંગનો ભારી ૧
૨૮૭ મસ્ત બની મનગમતાની સંગે ૨
૨૮૮ સખીરે આનંદ સાગર ઉલટયો ૧
૨૮૯ સખીરે શું કહું રૂપ અનુપ એ ૨
૨૮૯ સખી ભવ તારણુ ભેટયા મુને ભાવથી ૩
૨૯૦ શાં શાં વખાણુ કરૂં ગુરૂ દેવનાં ૪
૨૯૧ સીતાના સ્વામી સંગે ૧
૨૯૨ લાગી લાગી ચટકી ચિત્ત લાગી હો ૧
૨૯૨ હેત કરીને હરિવર મ્હારા ૧
૨૯૪ સાચુ સુખ પામી સંત સમાજે ૧
૨૯૫ નાણી જોઇ જાણી કીધી મેં પ્રીતિ ૨
૨૯૬ વિદ્યમાન વેદાન્ત વદે છે ૧
૨૯૮ કૃપા થાતાં ગુરૂની આજ ૧
૨૯૮ અરે બ્રહ્મરસના ભોગી ૨
૨૯૯ ચાલો ચાલો ચિત્ત કરી સ્થિર ૧
૩૦૦ ભાસે ભાસે પૂર્વના કૈં ચોગે ૨

૩૦૧ દરશન કરો રૂડા દેવનાં ૧
૩૦૨ દરશન કરવાં શાં દેહનાં ૨
૩૦૩ શાંતિ સ્વરૂપ શોહામણું ૩
૩૦૪ દર્શીના દેહ દેદારને ૪
૩૦૫ અમારા હો તો હરિજન આવો ૧
૩૦૫ ચડી ગગન ધન ગાજી વૈરાગ્યની ૨
૩૦૬ શું તરૂવરની કહું શોભા ૩
૩૦૬ આવે પ્રેમ પીયુષનો પ્યાલો ૪
૩૦૭ ભાવ બિજ ભકિત ઝાડ ૧
૩૦૭ ભકિત કલ્પવૃક્ષ પછી ફુલશે ને ફાલશે ૨
૩૦૮ ભરી પીઓ પ્રેમરશ પ્યાલા ૧
૩૦૯ પીજો તે પ્રેમરશ ઘોળી ૩
૩૧૦ થોડી થોડી મુસાફરી કરજો ૪
૩૧૦ રૂડી સંત તરૂવર છાંય
૩૧૧ સાધકો સત્ય સાધન ને તમે સાધો ૧
૩૧૧ સાધકો સદ્‌ગુરૂ ઘેર પ્રેમથી આવો ૨
૩૧૨ સાધકો સત્ય પંથે તમને વળાવું ૩
૩૧૩ ગુરૂજ્ઞાન ગમ જેને પડી ગઇ છે ૪
૩૧૪ કયારે તદ્‌વદ્‌ વૃત્તિ કરશો ૧
૩૧૫ જો જોશો અંતર ઝાંખી તો ૨
૩૧૫ હું તો શું સમજાવું સાચું સુખ ૩
૩૧૬ મ્હારૂં તનમન હરિ શું કરતું ૪
૩૧૭ તમે હરિભજનમાં હેતે, ૧
૩૧૭ અંગગાડી અલૌકિક આ બનીરે ૧
૩૧૮ જીવ જાણ આજગ જલધિ ભરિયો ૧
૩૧૯ લાખેણો લ્હાવ ભાઈ લીધો લેવાય છે ૧
૩૨૦ પ્રેમે હરિનો રશ પીને પીવડાવજો ૨
૩૨૧ બાંધજો ગાંઠ ઠીક તાણી છુટે નહિ ૧
૩૨૨ ના કરશો અભિમાન, જન કોઈ, ધનાશ્રી ૧
૩૨૨ તૃષ્ણા કરજો ત્યાગ જન સઉ ૨
૩૨૩ આશાને કરો દુર જનસઉ ૩
૩૨૩ મોહ મત્સર ને મદ ત્યાગો સર્વે ૪

-પ્રસ્તાવિક-

૩૨૪ ઝુલો ઝુલોને જસોદા જીવણ
૩૨૫ ખેલખેલ વસંત હો સખી ૧
૩૨૫ શાણી થઇ શું સંસારમાં રમે ૨
૩૨૬ રૂદે રંગ રશિલાથી રેલતી ૩
૩૨૬ છોડયછોડય મમતા મનતું ૪
૩૨૭ વસ્રત વધાવા કારણે સખી ચાલો ૧
૩૨૭ વસંત રૂતુ રળિયામણી આજે આવી ૨
૨૨૮ લટકાળો લટકે આવતો સખી જોને ૩
૩૨૮ હદ થઇ હરિવર માધરા આશું કીધું ૪
૩૨૯ દુર રહો દીનાનાથજી ૫
૩૨૯ ખેલે વસંત વિહારીરે ૧
૩૩૦ છેતર્યાં નંદને છૈયેરે ૨
૩૩૦ વહાલો વસંત વિહારીરે ૩
૩૩૦ સ્હામેથી આવે સામળીયોરે ૪
૩૩૦ અબિલ ગુલાલ ઉરાડોરે ૫
૩૩૧ આજ હરિ હોળી રમાડું રમાડુરે હોળી ૧
૩૩૨ આવો અલબેલા કાંઇ આલુ હોળી ૨
૩૩૩ આજ સખી હોળી દિન આવ્યો હોળી ૩
૩૩૩ નફ્ટ થયો નાથ એ મ્હારો હોળી ૪
૩૩૪ વ્હેલોને આવ મ્હારે આંગણેરે ૧
૩૩૪ હળવે ને હળવે હરિ આવજેરે આજ ૧
૩૩૫ રાધાવર, રાધારમણા, ખમ્માજી ૨
૩૩૭ જમોને જીવણલાલ હાલ ૩
૩૩૭ જમવા આવો જુગદાધાર ૪
૩૩૯ હુંતો નહિરે જાવા દેઉં આજ ૫
૩૪૦ જય જય જ્યોતિ સ્વરૂપ ૧
૩૪૧ અગમ અગોચર અદ્વૈત ૨
૩૪૨ જય રાધા રમણા ૩
૩૪૩ જય વૈકુંઠ ધીશા ૪
૩૪૩ કયા કહુ અબ દિલકીમૈં ૧
૩૪૪ સમજે શું કોઇ પંથ હરિનો ૨
૩૪૪ કરી વ્હાર વિભુવર મ્હારીરે ૧
૩૪૫ સદા શાંતિ શાંતિ દયો ૧

સમાપ્ત.

૩૪૬ ઉપસંહાર
૩૫૦ ગ્રાહકોનું લિષ્ટ
જાહેર ખબર વિગેરે

# शिखरिणी वृत.

**खलोल्लापाः सोढाः कथमपितदाराधन परै-**
**र्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा।**
**कृत श्चित्त स्तम्भः प्रतिहतधिया मंजलि रपि**
**त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसिमाम्॥**

ખળ પુરુષોની સેવામાં તત્પર રહેતાં ત્હેમના ઠપકા સહન કર્યા, વળી ત્હેમના ઠપકાથી આંખમાં આવી ગયેલાં આંસુને રોકી રાખી શૂન્ય મનથી ત્હેમનાં હાસ્યને પણ સહન કર્યું; અંતઃકરણને વાળી રાખી પરતું ઉપહાસ કરનારને નમસ્કાર કર્યા. તોપણ કંઇ પ્રાપ્ત થયું નહિ; તો હવે હે નિષ્ફળ આશે! હજી પણ તું મ્હને કેમ આમ નચાવે છે. * * * * *

હે મૂરખ મન! ત્હારાં ચરિત્ર તો વિચિત્ર પ્રકારનાં દેખાય છે, ત્હારા સંગથી હું મ્હારૂં શ્રેય સાધી શક્યો નહિ પણ—

**चिरं ध्याता रामा क्षणमपि न राम प्रतिकृतिः**
**परं पीतं रामा धरमधु न रामांघ्रि सलिलम्।**
**नता रुष्टा रामा यदरचि न रामाय विनति-**
**र्गतं मे जन्माद्यं न दशरथ जन्मा परिगतः॥**

મેં રામા (સ્ત્રી)નું લાંબો વખત ધ્યાન કર્યું; પરંતું શ્રી રામની મૂર્તિનું ક્ષણભર પણ ધ્યાન કર્યું નહિ; રામાના અધરામૃતનું પાન કર્યું, પરંતુ શ્રી રામના ચરણામૃતનું પાન કર્યું નહિ; રૂષ્ટ થયેલી રામાને નમ્યો, પરંતું શ્રી રામને પ્રણામ કર્યા નહિ; આમ મારો ઉત્તમ

જન્મારો વહી ગયો, પરંતુ દશરથ પુત્ર રામને મેં મેળવ્યા નહિ; માટે હવે હે મન! હું ત્હારા સંગને તજી પરમાત્માને શરણુ થાઉં છુ.

* * * * *

હે કૃપા સિંધો!!! ભક્તવત્સલ! હવે તો ત્હમે દયા કરી જન્મ મર્ણરૂપી પાસથી મ્હને છોડાવો.—

**आपन्नो स्मि शरण्यो स्मि सर्वावस्थोस्मि सर्वदा ॥**
**भगवं स्त्वां प्रपन्नो स्मि रक्ष मां शरणागतम् ॥**

હે ભગવન્! હું આપને શરણે આવ્યો છું, શરણ આવવા યોગ્ય છું. સર્વદા સર્વ જાતની અવસ્થાનો અનુભવ કરનારો છું અને આપને પ્રાપ્ત થયો છું. આપ મ્હારી શરણાંગતની રક્ષા કરો. એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે. હરિ ॐ શાંતિ.





॥ वन्देमातरम्. ॥

## ॥ सत्यं परं धी महि ॥

# દિગ્દર્શન.

આ પરમ મંગળ પરમાત્માની સૃષ્ટી સૌંદર્યલીલા સત્તા સ્ફુરતી અને આનંદ સ્વરૂપે ઝળાહળી રહી છે. એજ પરમાનંદદાયીની ભગવદ્ લીલા ગંભિર, શિતળ, શાંત, અચળ, પુરૂષાર્થના છેવટના પગથીએ પોહોંચાડનારી છે. એજ ભગવદ્ લીલાના ખરા ભાગી પરમ ભક્તો વ્યાસ, વશીષ્ટ, પરાશર, અંબરીષ, રઘુ, નારદ, પુલહ, અંગીરા, બલી, પ્રલ્હાદ મહર્ષિઓ તેનું દ્રઢ ભજન કરીને એ આનંદ સમુદ્રમાં નિમજ્જન કરી અંતીમ પુરૂષાર્થને પામી ગયા છે. જેમની યશરૂપી ધવળ ધ્વજાઓનાં નેજાંઓ શાસ્ત્રના પરમ મંગળ પોકારને કૃતાર્થ થતા મનુષ્યના ઉદ્દગાર રૂપે જોવામાં આવે છે.

એજ આનંદ સમુદ્ર સ્વરૂપ ભગવદ્લીલાને દેશકાળ વસ્તુ પરીચ્છેદરૂપે જોનારાઓને અનેક બ્રહ્માંડોના મંડળરૂપ સમુદ્રો, પૃથ્વી, પાહાડ, નદી, મનુષ્ય, કીડી, દેવ આદિ અનેકાનેક ભેદ સ્વરૂપે પ્રતીત થાય છે. આ ભેદ સ્વરૂપ લીલામાં નિમગ્ન પુરૂષો એકદમ જોતાં મનોહર લાગે તેવા સમુદ્રના ઉછળતા તરંગો (વસ્તુઓ) ની મધુર લાવણ્યતાને પકડવા, પકડીને ભોગવવા, ભોગવીને આનંદરૂપ બની રહેવા આ પ્રપંચ જંજાળ પ્રવૃત્તિરૂપ મહાન ધમાલ મચાવી રહ્યા છે. હવે આ-બાજુ સમુદ્રનો તરંગ પોતાનાજ સ્વરૂપમાં ક્ષણે ક્ષણે લીન થઇ બીજાં બીજાં અદ્‌ભુત સ્વરૂપોને ધારણ કરતો જાય છે. ત્યારે આ જીવરામભાઈ તેને ભિન્ન ભિન્ન વ્યક્તી ગણી તેને પોતાના ભોગ્ય સ્વરૂપ સમજી તેની પુંઠળ પુર જોસથી દોડધામ કરી છેવટમાં ભુખદુઃખને ત્રાસથી મહાન પછાડ ખાઇ જવાથી તેમની અસહ્ય પીડાનું કરૂણા જનક આક્રંદ શ્રોતૃના કર્ણોને રોધ કરી નાંખે છે. અથવા તો અંતઃકરણની વૃત્તિનો રોધ કરી દે છે.

એજ ભગવદ્‌લીલા **अस्ति-भाति**, અને **प्रीय** સ્વરૂપે રહેલી છે. સ્થાવર પદાર્થોમાં સત્તા એટલે **अस्ति** રૂપે પ્રગટ દેખાય છે. ને જંગમાત્મક દરેક પ્રાણી માત્રમાં **भातिने प्रीय** એટલે સ્ફુરતીને આનંદ સ્વરૂપ દરેક ક્ષણે જળહળી રહે છે. જેનો ઝળઝળાટ **હું છું. જાણું છું. ને મને આનંદ થાય,** આ સ્વરૂપે પ્રગટપણે પ્રતિત થાય છે. એજ ભગવત સત્તાથી ખાવું, પીવું, સુવું કે વિવિધ વિષયો ભોગવાય છે. એજ સત્તાથી સહુની સ્થીતિને એના અંદરજ સર્વનો લય પ્રતિત થાય છે. આ પ્રમાણે સર્વ વ્યવહાર ચાલવાનું પ્રાથમિક ભગવદ્ લીલા હોવા છતાં જેણે કંઠમાં ધાલેલો મણી વિસ્મૃત થાય

ત્યારે રૂદન, તાડનાદિક શોકજનક જનક્રિયાઓ કરે છે. તેમ આ પરમ મંગળ સ્વરૂપ (**સ્વ**) પોતાનું સ્વરૂપ હોવા છતાં અજ્ઞાને વિસ્મૃત થવાથી આ જન્મ મરણ રૂપ દુઃખ પ્રવાહમાં વણાંજ કરે છે. ને એવાને એવા નારકીય પ્રપંચોમાં ઉત્તરોત્તર અધમાવસ્થામાં ધસડાતાં પશવાદિ કે સ્થાવર યોનીઓ ભોગવતાં ત્રાહી ત્રાહી પોકાર કરે છે. ખરેખર આ કરૂણાજનક આક્રંદનું ખરૂં કારણ સ્વસ્વરૂપ કે જે પોતાનું ઘણુંજ ઓછું ખરૂં ધન છે. તેનું વિસ્મરણ તે અવિદ્યા કે જે ત્રણ કાળમાં સત્ય છે નહિ છતાં મરૂ સ્થળ જળની પેઠે ભ્રાંતિ વાળાઓને દેખાયા કરે છે. તેનું પરમ પ્રીતિ સહિત દ્રઢાલંબન છે, એજ બહીર દ્રષ્ટીરૂપ અવિદ્યા તેને વશ થવાથી જીવ નામ કહેવાય છે. ને તેમાં ઉત્તરોત્તર દ્રઢા શક્તિ થવાથી તદન કંગાલાવસ્થાને પ્રાપ્ત થઇ જાય છે. આ રીતની ઉંધી રાશની દુષ્ટા રાક્ષસી અવિદ્યા તેના સ્વરૂપનું શાસ્ત્ર યુક્તિને અનુભવથી નિઃસારપણું બતાવી તે ભાગ તિરોહિત થતાં (**સ્વ**) પોતાનું (આપારૂપ) પોતારૂપ અસ્તિ, ભાતિ, પ્રીય, સ્વરૂપ અચળ જ્યોતિ જળહળી રહ્યું છે. તેનું બરાબર ભાન કરાવી, તે સુખ સ્વરૂપ, આનંદ સ્વરૂપ, ચિદ્ સ્વરૂપ, નિત્ય, સુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ અદ્વૈત પરમ શાંતરૂપ ગંભિર સ્વરૂપ તમો છો એવો બોધ થતાં પોતે આપાપણું ઓળખી શાસ્ત્ર યુક્તિ ને અનુભવથી તેજ નિશ્ચય શાંત અદ્વૈતને સર્વના ઉપાદાન કારણરૂપે હુંજ સર્વત્ર સમાન રીતે વ્યાપી રહ્યો છું. એજ (દિગ્દર્શન) પુરૂષાર્થ અધ્યાત્મિકાદિ દુસ્તર ભય તાપોને ઠંડાગાર જેવા કરનાર છે. એજ પુરૂષાર્થ સૃષ્ટિના ઉદ્દભવ સ્થીતિને સંહાર કરનાર છે. ને એજ પુરૂષાર્થ ઉદંબર વૃક્ષના ફળોરૂપ અનંત બ્રહ્માંડોની અનંત લીલા જોવા ખરેખરૂં નેત્ર છે. ટુંકામાં પરમ ગંભિર

આનંદ સ્વરૂપ કે જે પોતાનું છે. તે સ્વરૂપને જાણી તેજ મય થઇ રહેવું તે દરેક પ્રાણીઓની ફરજ (ધર્મ) છે. દિગ્દર્શન માટે પરમ કૃપાળુ સદ્‌ગુરૂ રૂપ યાજ્ઞવલ્કય પરમાત્માએ કહ્યું છે કે—**यो ऽवा एतद क्षरमविदित्वा अस्माल्लोकात्प्रैति स कृपणः** આ પરમ કૃપાળુ પરમાત્માને જાણ્યા સિવાય આ લોકથી મરે છે તે ખરેખર કૃપણજ છે.

આ પ્રમાણે પોતાના સ્વરૂપને ઓળખી આનંદ સ્વરૂપમાં મગ્ન થવા માટે અવિદ્યા જે કીડીથી બ્રહ્મ પર્યંત સર્વત્ર દ્રસ્ય પ્રપંચમાં રહેલી છે. ને જે દરેક પ્રાણી માત્રને દુઃખના વિલાસનું પ્રાથમીક સાધન છે તેને પ્રથમ ઓળખી તે જેવે પ્રકારે છે જેવી રીતથી વિસ્તાર પામી છે જે ચિન્હોથી પ્રગટ દેખાય છે. છતાં મોહવાળાને અપ્રકટ સ્વરૂપ દેખાય છે. જે ઉપાયોથી નહિ જેવી થઇ જઈ જળ લવણની પુતળીની પેઠે સ્વસ્વરૂપાકાર થાય છે. એ પ્રકારનું જે કથન તેનું નામજ ઉપદેશ છે. તે પ્રકારનો ઉપદેશ કેહેવાના હેતુથી અત્રે "સુબોધ સાગર" નામ કેહેવાયેલ છે. જે સ્વકર્તવ્યોપદેશ અધિકારીજન શ્રવણ મનન ને નીદિધ્યાસન કરી પોતે પોતાના સ્વરૂપાનંદમાં મગ્ન થશે.

## અલ્પ જીવોનું કથન.

પરમાત્મા પ્રત્યે સંપુર્ણ શ્રદ્ધા નહિ હોવાથી કેટલાક અલ્પ જીવોના એમ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે ? વ્યાસ, શુક, પરાશર, વશિષ્ટ, વાલ્મિક, નારદ, વામદેવ, ગૌતમ જેવા મહર્ષિઓએ તેમ ભક્તવરોમાં વરીષ્ટ નરસિંહ, મીરાં, પ્રલ્હાદ, અમરીષ, સુરદાસ, તુલસીદાસ, તુકારામ, જ્ઞાનદેવ જેવા અનેક ભગવદ્ ભકતોએ તેમજ હાલ સુદર્શન, મહાકાલ, પ્રાતઃકાળ, વસંત, સતસંગ, મોક્ષપત્રિકા વિગેરે અનેક

માસીકોએ શાસ્ત્ર પ્રમાણ પદ, યુક્તિ, બોધ ને અનુભવરૂપ શબ્દો કહી જનહિત માટે આ ભુમંડળમાં મહાન ઘોંઘાટ કરી મુકયો છે. જેનાં શબ્દ પ્રમાણ અનુભવીક યુક્તિરૂપ રાગનેછત્રીસરાગણી આગળ તમારો પીપુડી જેવો "સુબોધ સાગર" શું કરી શકનાર છે ? તમારેજ જગતમાં ગુરૂ મનાઇ પુજ્ય બની જવું છે કે શું ? આ પ્રકારનો પ્રશ્ન થવો સહજ છે. તો તેના ઉત્તરમાં જણાવવાનું કે મારા પરમ પ્રીય સ્વરૂપ આપે જે મહાત્માવરો ગણાવ્યા ને તે શીવાય ના આધુનિક સમયમાં આખા ભારત દેશમાં પરમ પુજ્ય અને લોક માનનિય પરમ વૈરાગ તપોમૂર્તિ મહાત્માશ્રી ગાંધીજી સરખા લોક હિતાર્થે કટીબદ્ધ થઇ "નવજીવન" દ્વારા અનેક ઉપદેશ આપી રહ્યા છે. ને બાકી રહેલા સંતોની વાણી પ્રવાહ યથાર્થ છે. ને તેઓ બધા તો શું પણ એકનાંજ વચનામૃત સકળ પુરૂષાર્થની સિદ્ધિ પ્રદાતા છે. એ નિઃસંશય છે છતાં આજ વાત કબુલ કરીને પણ પોતે તેવા પ્રયાસ કરવા ચુકયા નથી, આ પ્રમાણે બીજા ત્રીજા એમ ઉત્તરોત્તર આજ સુધી અનુભવાત્મક વાણીની વૃદ્ધિ થતી જોવામાં આવે છે. આ ઉપરથી ખાસ માલુમ પડે છે કે તેવાં કાર્યો ગુરૂ થવા કે જગતના પુજ્ય થવા કે જગતમાં ધન્યવાદ લેવા માટે આ પ્રયત્ન શેવતા નથી, પણ ફક્ત કુદરતના કાયદા મુજબ પોતાનો અભ્યાસ વધારવા (મનન, નિદિધ્યાસન કરવા) પોતે પોતાનું સ્વરૂપ જે જગત

**"हरिरेव जगत् जगदेवहरि हरितो जगतो नहि भिन्नतनु ॥**
**इति यस्यमतिः परमार्थगतिःस नरो भवसागर मुद्धरति ॥"**

તેના પ્રતિ પોતે કથન કરી તેના પ્રત્યાઘાત સ્વરૂપે મળતો આનંદ મેળવવા માટે તેઓશ્રી બોલે છે. શ્રી કૃષ્ણે ગીતામાં અભ્યાસને માટે

વારંવાર કહેલું છે. તેમજ મહર્ષી વશિષ્ટ ભગવાને પણ શ્રી રામચંદ્રજી પ્રત્યે અભ્યાસ વધારવા કહેલું છે. આ પ્રકારનો અભ્યાસ કેવળ મનુષ્યોમાં છે, એમ નથી પણ કાગભુષંડ જેવા મહાત્માઓ પોતાના પક્ષી ગરુડાદિકને ભેગાં કરી તત્વાલાપ કર્યાજ કરે છે. પોતપોતાને સામે કથન, ચિન્વન, હાસ્ય વિનોદ કરી કોણ આનંદ પામતું નથી; મનુષ્ય વ્યક્તિ ઉપાધી રહિત હોય છે ત્યારે પોતે આનંદરુપ હોય છે પશ્ચાત્ કાંઇક ભ્રાંતિને વશ થઇ બહિરાત્માને (ઇંદ્રિયોને) વશ્ય થઇ તેના ભોગ સાધન, ભુતાત્મા (સ્ત્રીઆદિ)માં પોતાપણું કલ્પી ખાવું, પીવું, વિહાર ભોગાદિ કરી, આનંદ પામે છે. તેથી વળી વૃદ્ધિ પામતાં પુત્રાદિમાં તાદાત્મ્ય પામી લાલન પાલનદિ ક્રિયાઓ કરી આનંદિત થાય છે. તેથી વૃદ્ધિ પામતાં બેન બનેવી સાળા વિગેરે સગાંવહાલાં સ્નેહી મીત્ર ગામ, નગર ને દેશમાં પણ આપાપણું જેટલા અંશથી મેળવે છે તેટલા અંશથી સહજાનંદમા નિમગ્ન થયેલો કૃત કૃત્યતા માને છે. રાજા પોતાની રૈયતને, ગુરુ પોતાના શિષ્યોને, પતિ પોતાની પત્નિને વશ કરી સહજાનંદ ભોગવવામાં આપાપણા શિવાય બીજું કયું શ્રેષ્ઠ સાધન છે વારૂ ? આ ઉપરથી પોતાનું સ્વસ્વરૂપ દરેક વ્યક્તિમાં દરેક ક્ષણે ઝળકી રહ્યું છે.

સાધારણ રીતે જોઇએ તો માણુસ પોતે કાંઇ ચિંતવે છે, ધ્યાન ધરે છે, તેથી વિશેષ વૃદ્ધિના રૂપમાં બબડે છે. તેથી વિશેષ પોતાના ઇષ્ટમીત્ર આગળ કહી પોતાનો ઉભરો શાંત કરે છે. ને તેથી પણ જયારે વૃદ્ધિ પામે છે ત્યારે પોતાની દાઝ કે પ્રેમ પોતાના આપાપણારૂપ જન સમુહમાં પ્રીતિ સહિત પાથરી દે છે. આ પ્રમાણે રોવું,

ખાવું, પીવુ વિગેરે વિગેરે દરેક વ્યહવારમાં આપાપણાનો પ્રથમજ ઉપયોગ હોવાથી તે આપાપણું જે **स्व** શબ્દે ઓળખાય છે. તેને પોતાનું સ્વરૂપ શાસ્ત્ર યુક્તિને અનુભવથી સમજવારૂપ આ "સુબોધ-સાગર"માં કથન ચિન્તન થાય તે ઉપદેશનો આદરણીય છે. અને તે માટે આ પ્રથમ પ્રકરણ દિગ્દર્શનરૂપે લખાયું છે. વહાલા વાંચક પ્રિય આત્મિય બન્ધુઓ હવે તમારી ઉત્કંઠાને અભિવૃદ્ધિ કરવા પરમ કલ્યાણ-દાયી વિરાટ પંચાનનાપુરીનું વર્ણન અને રાણી યોગનિષ્ટાની સ્થિતિનું જ્ઞાનામૃતવૃદ્ધિ માટે આપ જીજ્ઞાસુના નેત્ર કમળને સફળ કરવા પરમાત્મા સદ્‌ગુરુ પ્રત્યે નમન કરી પ્રારંભ કરૂં છું. **इति हरि ॐ शांति.**

---

॥ जय श्री हरी ॥

## વિરાટ પંચાનનાપુરીનું વર્ણન



## રાણી યોગનિષ્ટા.



**ભ**ગવાન મદનદેવના આવાહન મંત્ર જેવી જળહળતીઃ સાયંકાળનો સમય નજદીક આવેલો હોવાથી ભગવત આદીત્ય નારાયણનાં કિરણોના પ્રતીબીંબથી શુદ્ધ સુવર્ણની ઘુઘરીઓ જેવી પ્રતીમા દેખાડનાર તરંગોથી ભરપુર સમુદ્રરૂપ મેખલા જેના કટી મધ્ય પ્રદેશમાં ધારણ કરેલી, અનિંદીત્ જેના છુટા કેશ ચંદ્રપ્રભા નામની પવિત્ર ત્રિશાળ નદી કદંબતપ્ત નામના મહાન્ સામર્થ્યવાન મુનીના પ્રભાવથી

સમુદ્રના નજદીક ભાગમાં પૃથ્વીની અંદર ઊંડી ઊતરી જઈ. ઘણે દુર સરોવરને નેહેરોરૂપ પાંથીને છુટા કેશવાળી, ઉત્તર દક્ષિણ તરફ પ્રવૃત્તી નિવૃત્તિજનક માહાન વિદ્યાલયોરૂપ કર્ણાવતંસલોલક ધારણ કરેલી, સર્વ પ્રાણી માત્રને અભય આપવાવાળા રઘુનંદન સ્વામીની લાલ ધર્મ ધ્વજારૂપ કુમ કુમ કેશરનો ચાંદલો કીધેલી, અનેક વ્યાપાર કાર્યગૃહોને લીધે અનેક કામનાવાળા કામી પુરૂષોને આવાહન કરવા ચપળ નેત્રો-વાળી; વામસવ્ય ઋષ્યક ને હેમકુટ નામના પવિત્ર વિશાળ પર્વતોરૂપ બાહુ દંડોમાં પહેરેલાં. હીરા માણીક્ય સુવર્ણાદીક ધાતુઓની ખાણો, રૂપ કંકણોની વચ્ચે વચ્ચે ફળદ્રુપ લીલાંછમ જેવાં વનોરૂપ લીલમોની પંક્તીઓને ધારણ કરવાથી મનોહર ભવ્ય કાન્તીવાળી, આશ્રીત જીવોના ગુઢ જીવનરૂપ પદ્મકોશોને પ્રગટ અપ્રગટ રૂપે દર્શાવનારી; અનેક દુર્ગમ ખાઈ કોટ વિગેરેથી પ્રવેસવા અગમ્ય રૂપ. અંગુઠીયો પેહેરી. રાજાઓનાં મનને મોહ કરાવનારી જેની મોહક પ્રભાવવાળી. અતીશુદ્ધ કીર્તીરૂપ નેપુરોથી દ્રઢ મનના રાજર્ષીઓનાં મનને વ્યાકુળ કરનારી; પતીપ્રીયા પતીવ્રતા આનંદ વલ્લીઓનાં તરલ નેત્રોરૂપ ઝળકતા મુદ્રાવાળુ જેમાં અનેક કલ્લોલોરૂપ ગુલાલ ઊડયા કરે છે એવું પરિપુર્ણ વદન. પ્રેમરૂપગુલાબી રંગનું ઓઢણું ઓઢી રમ્યતા બતાવનારી; ચતુર્દશ ભુવનરૂપ અનેક અંગમાં રંગબેરંગી શૃંગાર સજેલી, એવી રાજ રાજેશ્વર અખીલ મંડળાધિપત્ય માહરાજા ધિરાજ પ્રબોધચંદ્ર રાયની મધુર મહોત્સપા પતિવ્રતા (પુરી) વિરાટ પંચાનના નામે હતી.

આ વિરાટ પંચાનના નામની મધુર લાવણ્યવતી સહજ પ્રીય-બાળાની સહજ મનોહારીણી કાન્તી જોઈ. મંદાર પુષ્પની સુગંધી માત્રથી મોહ લંપટ ભ્રમર જેવા. મંદમના આસ્તીક જનોએ તેણીના

ગુલાબી લાવણ્યપર. તનમનને ધન વારી નાખ્યું હતું. ત્યારે તેમનાથી સહજ વિચારવંત પુરૂષો તેણીનું અદ્દભુત શક્તી સામર્થ્ય પોતાનું કરી લેવા. તેણીના લાવણ્યમાં મગ્ન થઇ દેહશુદ્ધિ ભુલ્યા હતા.

ત્યારે આ બંન્નેથી ત્રીજા અરસપ્ર સુસ્ત જેવા જણાતા પુરૂષો તેણીની મોટી બેન (શાંખ્ય) જે યોગનિષ્ટા. જેણીયે શબ્દ સ્પર્સ, રૂપ રસ ગંધ, પંચ વિષયોની અનેકાનેક વૃત્તિરૂપ કેશ પાસમાં. સ્વસ્વરૂપના દ્રઢ પ્રેમરૂપ ચંબેલી મોગરાનું તેલ લગાવી દ્રઢ સંયમરૂપ ચળકતો અંબોડો વાળી લીધો હતો; બંન્ને કર્ણોમાં યોગ ને સાંખ્ય નામનાં ગંભીર, શીતળ, શાંત, લોલકો પેહેરી લીધાં હતાં. લલાટમાં આ પંચ-ભુતરૂપ પ્રપંચ આડંબર સર્વ નાશવંત છે. એવા વૈરાગ્યરૂપ ભસ્મ લગાવી તેનાપર સત્તા સ્ફુરતી ને પ્રીયરૂપે હુંજ પીંડ બ્રહ્માંડનો એક આત્માજ છું. ઝળહળી રહ્યો છું, એ રૂપ કુમકુમનો ચાંદલો કીધો હતો, જેના અધર પલ્લવોમાં ગંભીર પ્રકાશ સ્વરૂપ શ્રુતીનું ગાન વિલસી રહ્યું હતું, જેણીયે વૈરાગ્ય ને અભ્યાસ નામના પદ્મકોશો અધીકારી જનોને દ્રઢ પ્રેમથી મરદન કરાવવા. દ્રઢતારૂપી કંચુવામાં સંતાડી રાખ્યા હતા, જેણીના વિશાળ ભુજદંડોયે. શ્રવણ મનન. ને નિદી-ધ્યાસન કરવાવાળા પ્રીયદેશીઓને દ્રઢ પ્રેમથી આલીંગવા. કરૂણા–મુદીતા રૂપ લીલમો જડાવેલાં, ખટસંપત્તીરૂપ કંકણો પેહેરી લીધેલાં હતાં; મુનીવરોનાં મનને મોહ પમાડનારૂં શુદ્ધ સત્વ ગુણરૂપી અચળ અંબર ઓઢી લીધેલી, સ્વરૂપાનંદ રાગીકામીઓના મનને વૃક્ષ કે પાષાણ જેવું સ્થીર કરનાર ધ્રુવ સ્મૃતિરૂપ ચળકાર મારતી કટી મેખલા ધારણ કરેલી. (**'योऽवाएतदक्षरं गार्ग्यऽविदित्वा ऽस्माल्लोकात् प्रैतिसकृपण:'**) હે ગાર્ગી આ અક્ષર આત્માને જાણ્યા સિવાય મરે છે. તે

કૃપણ છે. એ રૂપ ઝીણા અંગુઠાનો શબ્દ કરવાવાળી, **उत्तिष्ठत जागृत०** ધાસૂપૂર્ણાસપુત્રા૦ ઇત્યાદી શ્રુતિયોરૂપ મધુર મનોહર નેપુરોથી નુતન ઉછરતા કામીજનોના મનને ચળવળાટ કરાવનારી. એવી આ મહારાજાધિરાજ પ્રબોધચંદ્રની સહજ પ્રીયા યોગનિષ્ટા નામની રાણી હતી. તે રાણીમાં આશક્ત થઈ નિરંતર મશગુલ રેહેતા. તેમ રાણી યોગનિષ્ટા પણ તેઓને મનગમતી રમત ગમત હાસ્ય વિનોદ વિહારાદિ. તેઓની રૂચીને શક્તી મુજબ આપી પ્રસન્ન કરતી.

જો કે આ બન્ને સ્ત્રીયો, મહારાજા, પ્રબોધચંદ્રરાયની (અભેદ સત્તા સ્વરૂપ) પતીવ્રતાયો હતી છતાં કુતુહલમાંજ જેઓનું જીવન માથ્યા ગળાઈ ગયું છે. એવા કુતુહલ દ્રષ્ટાઓને ખરેખર કુતુહળીની દેખાતી.



## રાણીવાસમાં મહાત્મા યોગેંદ્રનાથ.





મહેંદ્રાચળ પર્વતની ગંભીર કુંજો કે, ગુફામાં જેમણે દ્રઢ સમાધી કરી દરેક વૃત્તિઓને શીતળ, શાંત, સ્વસ્વરૂપાકાર રુપીણી બનાવી દીધી છે. એવા મહાત્મા યોગેંદ્રનાથે સ્થુણ ખનનન્યાયે; પોતાના બોધને દ્રઢ થયેલો જોવા વિરાટ પંચાનના પુરીમાં રહેલાં અનેક સમુદ્ર તૃટો નદી, પહાડ પર્વત, રણો, જંગલો, ફળદ્રુપવનો–દેવ મંદિરો, નગરપુર, ગામડાં જેવાં રાજસ તામસીને સાત્વિક સ્થળોમાં વિહાર કરતાં અનુકુળ પ્રતિકુળ વિષયોમાં સમાન દ્રષ્ટિ સ્થાપતા. દૈવઇચ્છાથી રાણી યોગનિષ્ટાને ઘેર આગમન કર્યું.

સતસંગાશક્તમના સખી અતીથીનો સત્કાર કરવા હેઠે ઉતરી હતી. તેણે પ્રેમસહીત અર્ઘ્ય પાદાદિક કરી મેહેલમાં પધરાવી શાસ્ત્રોક્તને પ્રેમથી મહાત્માશ્રીની પુજા કરી. તેમને લાયક ભોજન કરાવી વિશ્રાંતી લેવાને વિનંતી કરી. એટલે માહાત્માશ્રી સહજ વિશ્રાંત થયા તેવામાં રાણી યોગનિષ્ટા મહારાજા પ્રબોધચંદ્રરાયના મનનું સમાધાન કરી મેહેલમાં પધાર્યાં, આવતાં વારમાં વગર શબ્દે સર્વે વાર્તા જણાવી. ઇસારાથી સુખાવસ્થામાં પ્રાપ્ત થયેલા માહાત્માનાં દર્શન કરાવી. સત્સંગાશક્તમના સખી ચુપ રહી.

જેમણે યોગરૂપ નીંદ્રાનેજ ધારણ કરેલી છે. એવા માહાત્મા યોગેન્દ્રનાથ થોડીકવાર શાંત રહી તુરતજ ઊઠી. મુખપ્રક્ષાલન કરી બેઠા. તેવામાં દાસદાસી તેમ સખી સહ-રાણી માહાત્માશ્રીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી બેઠાં. ત્યારે મહાત્માશ્રીએ શુભ આશીશ આપી સ્વસ્થાને બેસવા કહ્યું. પછી પોતે શાંત મુદ્રાથી આસપાસનો સઘળો દેખાવ જોવા લાગ્યા.

હવે આ બાજુ રાણી યોગનીષ્ટા હજારો દાસ દાસી સેવામાં હાજર છતાં પોતે મહાત્માશ્રીને વાયુ ઢોળવા લાગ્યાં. વાયુ ઢોળતાં આ જગત શું.' તે કેવું દેખાય છે.' વિગેરે વિચારોરૂપ વાયુયે ઉરાડતા પંખાને ધીરો પાડી નાંખ્યો ને એકાએક નિચે પ્રમાણે રાણીના મુખમાંથી વચન નિકળ્યાં.



## રાગ ગઝલ.

અહો આશું ખરૂં છે કે, ખરૂં નાતો દીસે આશું ?
શુળી કે આ શુચી હોશે, ફ્રટેલી ફંદ શું મોહું.
કુળી આશું મુળી છે કે, ખુલેલી ક્ષાર ભુમિ શું ?
નટી કે આ **વટી** હોશે, ફ્રટેલી નાર શું પેખું.
ભુજંગી કે સુઅંગીએ, કુરંગીને ન શું લેખું ?
હસું ત્યારે હસ્યારૂપે, ક્ષણે ક્રોધે દીસે ઘેલું.
વહું લોભે મહા લોભી, વિચારે શુન્ય રૂપીયે,
સજ્યા શૃંગાર શી ભાસે, વિચારે અંગ હીણીયે.
ખરી કહું તો વિલાયે છે, વિલાસેલી કહે કો ના;
પડા વિસ્મય વિચારીને, થકી નિશ્ચય કરે શાંના.
કહુ બાળી રૂપાળીયે, સુંવાળી ગુલાબી શી ભાસે,
કહું વૃદ્ધા વીના દંતી, ભરેલી જોસ શી વાસે.
કહુ અંગે વિહીણીયે, કહું શ્વેતા નીલી દેખું,
કહું ઘટને ઘડારૂપે, કહું માતા સમી લેખું.
કહું ઉજ્જાડ પાહાડીયે, સમુદ્રો સાત શું વારી,
કહુ વિષ્ણું વિધાતાયે, વિરંચી શીવ શી ભારી.
કદી તરણા ઘૃણારૂપે, કહી હીંસા ભરેલી છે,
ઠગારી ભાસતી કામે, અકામે શું ઠરેલી છે.

( એમ કહી રાણી યોગનિષ્ટા સ્તબ્ધ થઇ ગયાં. આ સઘળું સાંભળી આનંદ પામતા મહાત્માશ્રી યોગેંદ્રનાથ નિચે પ્રમાણે બોલ્યા. )

વિલાસું તો વિલાસીની, નિરાશીની કદી ભાસે,

કદી ત્રાસું વિચારીને, નીરાલંબી સમી વાસે.
નહિ ઊજ્જાડ પાહાડી ત્યાં, નહિ ભરપુર શી લાગે,
ગુલાબી અંગ જે ત્યાગે, સ્વરૂપાનંદ ત્યાં જાગે.
ઝગેલી જ્યોતમાં જાગું, નહીં જ્યાં શોકનું વારી,
નચાવનહારકો ભાસે, અખંડાનંદ જ્યાં ભારી.

આટલું બોલતાં બોલતાં સ્વરૂપાનંદમાં લીન થઈ ગયા કેટલોક વખત થયો એટલે વૃત્તી જાગૃત દશામાં આવતાં નિચે પ્રમાણે શરૂ કર્યું:—

અહો આનંદ આ શો છે? મરેલું જગત શું ભાસે,
મહા જ્યોતી ઝગીઆશી, સ્વરૂપાનંદ શો વાસે.
મળ્યો તો હું માહાનંદે, પ્રવૃત્તી ક્યાં ગળી મારી,
અપરને આ નજાણુંત્યાં, કરી ક્યમ જોઊ ત્યાં ધારી.
મનોને વાક શું બોલે, વિલાસેલાં વિલાયે છે,
થતાં વિલીન ના ભાસે, ન જોયેલું પ્રકાશે છે.
ભલા ભોગો ભજાવીને, ભલી રીતે ભજાવ્યુંતું,
ગયું તે દ્રસ્ય ક્યાં આજે, માહારાગે સજાવ્યુંતું.
ખરેખર આ ત્રિકાળેના, નથી તો નેહ શા માટે,
નથી જ્યાં દ્રસ્યને દ્રષ્ટા, ગુમાવે રત્ન શા માટે.
નભે નીલત્વના ભેદો, કટા હીતા ભલું ભાસે,
બિચારી હીણુ દ્રષ્ટીથી, વિચારે ભેદ સહુ નાસે.
નથી ગુણ રૂપને રંગો, કથી કલ્પે ખરૂં ભાસે,
કથ્યું કલ્પ્યું ખરે ખોટું, વિચારી દ્રષ્ટીથી નાસે.

મહીધર સ્વપ્નના સાચા, કહાં જાગ્યે પ્રતીતી છે,
ભ્રમણતા ભાસતી ભુલ્યે, સમાની જગત રીતી છે.
અનુભવથી હો દ્રશ્યે, પ્રતીતી સત્ય ભાસીતી,
થઈ મીથ્યા પ્રતી ભાસી, મરૂજળ શી પ્રકાશીતી.
અસંગી હું પ્રકાશીથી, રવીંદુ તે પ્રકાશે છે,
પ્રતીતી સત્ય મારાથી, સહુ જે દ્રશ્ય ભાસે છે.
કદી કેહેશો તુંને ભાસે, તથાપિ તંત ના તોડે,
કહુ તે ના તુંને ભાસે, ખરૂં ત્યાગી રણે દોડે.
સુણો વીરા અવિદ્યાએ, જહાં વિદ્યા વિલાયે છે,
અવિદ્યાના તમો ગુણે, સહુ આકાર થાયે છે.
અવિદ્યા સત્વની વૃત્તી પ્રકાશી ગુણને ધારે,
ભમેલા તે ભુલાવે છે, ખરા પોહોંચેલ છે પારે.
ખરૂં આતો ત્રીકાળેના, વિચારી જો વિવેકેથી,
તુંને ભાસે ભુંડા રાગે, વિચારી જો વિરાગેથી.
જુવાનીનાં ભરેલાં બે, વનિતાને વિધાતામાં,
ન જુવે તું રૂડે કુડે, નથી શું ભેદ તારામાં.
ભલે ભેટે વિધાતાને, કુડો ના કામ તે જાગે,
વનીતાને તેને જોતાં, માહા અગ્નિ તુંને લાગે.
મળે વિજ્ઞાન કો વાદી, ભગાવે મોહ દ્રષ્ટીને,
વિલાસી નારને મુકી, બતાવે તે સમષ્ટીને.
મધુરા મોહના છંદે, જગત શૃંગાર વાસે છે,
માહા શોકીત મુદ્રામાં, જગત ભીજાડ ભાસે છે,

વિનોદીના વિલાપોથી, વિયોગી તું વદે નાહીં,
ખરેખર માન તું નિશ્ચે, જગત ત્રીકાળમાં નાહીં.
હતો હું છું હજી હોઇશ, નથી તે તું કેમ કહે છે ?
હું જાણું છું સદાનંદી, ભલા અજ્ઞાન તું વહે છે.
જડોમાં તું તણી સત્તા, ચિદાનંદી રજો સત્વે,
ત્રી ગુણો ના મળો ત્યાગે, ચરાચરના રૂડું છે એ.
કદી પ્રારબ્ધ સત્તાથી, મરૂજ્જળ દ્રસ્ય આભાસે,
કરે શો બાધ મારો એ, ધૂળીથી સૂર્ય શું નાસે ?
મરૂજ્જળ ભિજવે ભુમી, કદી તેં જોયેલું વીરા ?
પ્રતી ભાસિક સત્તાથી, ડગેના તત્વથી ધીરા.
નથી હું તું તણું લેખું, વીકારો ત્યાગીને જોજે,
અખંડીત એક રસ તું તે, વિચારી ભેદને ખોજે.
ખરે માયા નથી કાયા, હવે શો નેહ શા માટે ?
સ્વરૂપાનંદમાં રૂમું, અવિદ્યા મેળને કાટે.

આ પ્રકારનો સ્વરૂપાનુભવ રાણીયોગનિષ્ટાને સાંભરતાં વારમાંજ અંગો અંગમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. અજર, અમર નિત્ય રસની ખુમારી વ્યાપી ગઈ. આખુ જગત ત્રીકાળમાં છેજ નહિ એવો અનુભવ થયો. કાંઇક વૃત્તી ઉત્થાન થઇ બારણે આવી પણ સ્વરૂપાનુભવ પાકો થએલો હોવાથી એક બાજુ કેવળ સત્તા સ્વરૂપજ ભાસવા લાગ્યું. જેથી પુનઃ વૃત્તી સ્વરુપાનંદમાં લીન થઇ જતાં. રાણી યોગનિષ્ટા આનંદ સ્વરુપમાં મગ્ન થયાં.

સત્સંગાશક્તમનાસખીયે જો કે આ અનુભવ સાંભળ્યો. પણ પૂર્ણ રીતે સમજવામાં ન આવવાથી પોતાના નિશ્ચય કરેલા ધ્યે-

યમાં ક્ષણે ક્ષણે વૃત્તી લગાવવા લાગી. ને વિચારવા લાગી કે રાણી યોગનિષ્ટા પુર્ણાનંદમાં મગ્ન છે.

રાણીને સખી બંનેની શાંતવૃત્તી જોઈ. સદાનંદી મહાત્મા યોગેંદ્રનાથ સાયંકાલને વખત નજદીક આવેલો જોઈ તુરતજ મંહેલમાંથી હેઠે ઊતરી નજીકના સરોવરમાં સ્નાનાદી ક્રીયા કરી. સ્વસ્થ ચિત્તવાળા થઈ. કદંબ નામના વૃક્ષ તળે સિદ્ધાસન લગાવી. પ્રાણાપાન સમાન કરી નિત્યની નીયમીત સમાધીમાં લીન થઈ ગયા.

૬

## મહારાજા પ્રબોધચંદ્રરાયની રાજ્ય સ્થિતિ.

મહારાજાધિરાજ પ્રબોધચંદ્રરાયના રાજ્યમાં રામરાજ્ય ચાલતું હતું સત્ય, નિતિ, અને સ્વધર્મ સર્વોપરી શ્રેષ્ઠતા ભોગવતા હતાં, સર્વ પુજ્યમાન બ્રાહ્મણો કેવળ આનંદના ભાગી હતા. કારણ બ્રાહ્મણોની વસ્તી વન ઉપવનોમાં ઘણી ખરી જોવામાં આવતી હતી. નગરપુર કે શેહેરમાં કવચિતજ રેહેતા. આ રાજ્યમાં એવો નિયમ હતો કે આઠ વર્ષના બ્રાહ્મણના બાળકને ઉપવીત આપી તુરતજ ગુરુ પાસે ભણવા મોકલવામાં આવતા અને બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત કરવા માટે બ્રહ્મચર્યાશ્રમ ગુરુકુળ વિદ્યમાન હતાં. આ વિદ્યાભ્યાસમાં ભણવાનો ક્રમ

અને તેઓની ઊત્તમ મધ્યમતા ત્રણ પ્રકારની ગોઠવાયેલી હતી. પહેલા નંબરમાં જન્મ પર્યંત નિષ્ટાવાળા બ્રહ્મનિષ્ટ બ્રહ્મચારીઓ રહેતા અને બ્રહ્મ વિદ્યા શીખતા. બીજા નંબરમાં ચોવીસ વર્ષ બ્રહ્મચર્ય પાળનારા શાસ્ત્ર પારંગત થવાના અભિલાશી ને ત્રીજા નંબરમાં બાર વર્ષ બ્રહ્મ-ચર્ય પાળનારા રહેતા હતા. પહેલા નંબરના બ્રહ્મચારીઓ બ્રહ્મનિષ્ટ બની સકળ શાસ્ત્રનું અવલોકન કરી નિયમ પ્રમાણે સૂર્ય અગ્નિની શુદ્ધ ઉપાસના કરી સાંખ્ય અને યોગનો પુર્ણ રીતે અભ્યાસ પરમહંશો દ્વારા શીખતા. ને તે શીખી મહાત્માઓની શ્રેણીએ ચઢતા. બીજા નંબરવાળા ઊપવિતથી લેઇ ચોવીશ વર્ષનું બ્રહ્મચર્ય પાળી શાસ્ત્રપારંગત થઈ સકળ શાસ્ત્રે કેહેવાને ઇચ્છેલી યુક્તિયો મનુષ્યોના સંસ્કાર દ્વારા કેવી રીતે વર્ણાશ્રમમાં યોજવી તેની સંપૂર્ણ રીતે માહેતી મેળવતા અને બત્રીસ કે છત્રીસ વર્ષે લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં જોડાતા. તે વખત તેમને રાજા તરફથી તેમની રૂચિ પ્રમાણે અમુક સ્થળ અને તેમની આજી વિકા જેટલી જમીન સોંપવામાં આવતી. તેજ જમીન વિગેરેનું ખેડાણ શુદ્ર લોકો તેમને કરી આપતા અને વર્ણાશ્રમ જે પોતાનું અંગ તેમને ધર્મ શીખવવાનું કામ પોતે કરતા, નિષ્કામના વડે તેઓ ત્રણે વર્ણના ગુરુપદે વિરાજતા, કોઈ કોઇ તો ઉપાસના દ્વારા વિશ્વદૃષ્ટિ વિગેરે સિદ્ધિઓના માલીક થઈ ગુરુપદ ભોગવતા. ત્રીજા નંબરવાળા જેઓ દ્વાદશ કે ષોડ્શ વર્ષના બ્રહ્મચર્યમાં વેદોક્ત પોતાનાં નિત્ય નૈમિત્યાદિક પઠન, પાઠન, યજન, યાજન, વિગેરેમાં પ્રવિણ થઈ પોત પોતાની રૂચિ મુજબ કાવ્ય, નાટ્ય, જ્યોતિષ, આયુર્વેદ, ધનુર્વેદ, વિગેરે ઉપાંગોમાં નિપૂણ્ય થઇ ગૃહસ્થાશ્રમમાં જોડાતા. અને તેઓશ્રીને પણ રાજા તર-ફથી આજીવિકાનું સાધન કરી આપવામાં આવતું જેથી નિર્વાહ માટે

દોડાદોડ કરવી પડતી નહિ, આ લોકો યાજ્ઞિકી, પુજા, તથાપી વર્ણનાં કર્મ કરાવનારા ગુરૂ (ગોર) ગણાતા. તેલોક દાન લેવામાં ઘણું ખરૂં પડતા. એઓમાં જે તૃટસ્થ રેહેતા તે લોકો ગૃહસ્થ નામે ઓળખાતા. અને ગુરુપદ સ્વીકારતા તે ગોર નામે ઓળખાતા. છતાં એ મહાત્મા બ્રાહ્મણો પોતાના ષડ્કર્મમાં દ્રઢ રહી સત્કર્મ કરતા અને કરાવતા હતા. તે પ્રસગે બ્રહ્મર્ષી બાળાઓ (વેદાધ્યન ને અગ્નિહોત્ર બન્ને અગ્નિની શીખાની પેઠે દીપી રહ્યા હતાં) એવા મહાત્મા બ્રહ્મર્ષીઓના મંગળમય સ્થાનમાં સાત્વિક શ્રદ્ધાથી વાંચતાં લખતાં સંસ્કારવાળી બની રૂપી પુત્રોના મનને કેવી રીતે સાચવવાં વિગેરે સ્વધર્મ પરાયણુતા સ્વીકારી પરીચર્યા શીખતી હતી. કોઈ કોઈ ઉત્તમ સંસ્કારવાળી વિરબાળાઓ સુકાવ્ય, નાટકાદિ તેમજ અધ્યાત્મ વિદ્યાના પ્રસાદવાળી પણ બનતી. જેઓ ઉત્તમ સંસ્કારવાળી થતી તેમને વેદપારંગત શાસ્ત્રીઓ ગૃહસ્થાશ્રમમાં જોડતા હતા. ને તેથી તેમને પણ ઉત્તમ, મધ્યમ કનિષ્ટ વર્ગ પ્રમાણે યોગ્યતાપૂર્વક સ્થાન મળતું. અને તેમાં પણ તેમનો સંસાર સાર ભૂત આનંદ સમુદ્ર જેવો હતો.

## ક્ષત્રીઓની વ્યવસ્થા—

ક્ષત્રીઓના સંબંધમાં એમ હતું કે શાસ્ત્ર પુરાણોની વાર્તાઓથી પારંગત વિરબાળાઓ પોતપોતાનાં નાનાં નાનાં બાળકોને પૂર્વે થઇ ગયેલા મહાન્ રાજર્ષીઓનાં અપૂર્વ વિરબળત્વવાળાં તેમજ ગૌબ્રાહ્મણ પ્રતિપાળપણાનાં શુદ્ધ ચરિત્રો સંભળાવવારૂપ શુભ સંસ્કારોને વાવી, પોતાનાં વિર બાળકોને ઉછેરતી હતી, પાંચ વર્ષ પછી આઠ વર્ષ સુધી તે બાળકોને વૃદ્ધ ક્ષત્રીઓની સેવામાં મૂકવામાંઆવતાં આઠ વર્ષ પછી તેને અભ્યાસનો ક્રમ ધીરે ધીરે શિખવાડતાં ઉપવિત આપી સોળ વર્ષની

ઉમ્મર સુધીમાં તેને વૈદીક ધર્મ તેમ ધનુરરહસ્ય વિગેરે શિખવાડી સોળ વર્ષ પછી છત્રીશ વર્ષ સુધી તેમને તેમની હોશિયારી મુજબ રાજાની નોકરીમાં રાખના, છત્રીશ વર્ષ પછી તેમને ગૃહસ્થાશ્રમમાં જોડાવરાવી તેમની જીવનાવસ્થા માટે ગરાસ આપવામાં આવતો, એ લોકોની રાજાને જ્યારે જરૂર પડે ત્યારે રાજાને મદદ આપવી પડતી. આ લોકોમાંના ઘણા ખરા ક્ષત્રીય વિશેને કોર્ટ કચેરી જેવી ગંભિર નોકરી સોંપવામાં આવતી અને એવી નોકરી ઉપરથી ઉતરેલાં ગંભિર વૃદ્ધ ક્ષત્રીઓની કોન્સિલ રાજ્ય કારોબાર ચલાવવાને બીજા નંબરનો ભાગ આપવાની અને તે કૌન્સિલ ધર્માધ્યક્ષો શાસ્ત્ર સંબંધનો સંમત આપનારની યોજનાવાળી હતી, ત્રીજે નંબરે ખરચ ઉપજનો હીસાબ કીતાબ રાખનારી વૃદ્ધ વિચારવાન વૈશ્ય લોકોની સભા રાજ્યના બંધારણનો હેતુ હતો આ પ્રમાણે ક્ષત્રિ ધર્મ ચાલતો હતો.

## વૈશ્યોની વ્યવસ્થા—

વૈશ્યોના સંબંધમાં જે લોકો ઉત્તમ સંસ્કારવાળા હતા તે લોકો દેશ દેશાવર ક્રયવિક્રયાદિ મહાન્ વ્યાપાર ધમધોકાર સ્થિતિમાં ચલાવતા અને નિરંતર ક્ષત્રીઓને મળી બ્રહ્મર્ષી મહાત્માઓના સમાગમ કરવામાં પોતાનો કાળક્ષેપ કરતા અને સ્વધર્મ યૂકત રાજ્યમાં રાજ્યસેવા પ્રજાપાલક પણ ઐકય ભાવે સ્વિકારી આનંદ કરતા. ગુણ કર્મ પ્રમાણે બીજી પેટા વર્ણ ( સોની, સુતાર, લુહાર, વીગેરે ) એક બીજામાં વેહેંચાઇ ઉત્તરોત્તર પંક્તિમાં પોતપોતાનાં કાર્યને સ્વિકારતા ગોરક્ષા, ધર્મરક્ષાનું ઘણુજ ધ્યાનપૂર્વક સઘળા પાલન કરતા ક્ષત્રી, વૈશ્ય, શુદ્રો ત્રણે વર્ણ બ્રાહ્મણોની શુદ્ધ દિલથી સેવા કરી સંતોષ માનતા. ત્યારે બ્રાહ્મણો પોતાના આત્માબળથી સર્વેનું શ્રેય કરતા, આ પ્રમાણે મહારાજા પ્રબોધચંદ્રરાયના

રાજ્યમાં સ્વધર્મ નીતિના પ્રતાપે પૈસાની રંગરેલ હતી. અને તેઓ નહિ માગનાર બ્રાહ્મણોની આજીવિકાનું ખરૂં સાધન હતું.

અરસપરસ એક બીજા એક બીજાને મળી પોતાનો આનંદ સર્વમાં સ્થાપતા. શુદ્ધ શ્વર્ગનિય સ્વાનંદનો સૂર્ય જોવામાં આવતો હતો, પવિત્ર દેશમાં સઘળાનાં અંતઃકરણ પણ પવિત્ર હોય છે તેમાં રાજ્ય નેતા મહાન્ મહાત્માઓના કૃપા પ્રસાદીરૂપ રાજ્ય ચલાવે. તેમાં તો પછી પુછવુંજ શું ? હવે આપણે જરા મહારાજાધિરાજની રાજ્યધાની નગરની બહાર થોડા ગાઉ ઉપર આવેલી અત્યુત્તમ રમણીય ભુમિની તરફ જોઇએ, ત્યાં તો વળી કંઇ અવર્ણીય વસ્તુ લાભ અને મહાન્ તપોમૂર્તિયોના સ્થાનનાં દર્શન દેખાય છે.

---

## વાનપ્રસ્થ મહાત્મા મંગળેશ્વર.




રમ મંગળ સ્વામિ રઘુનંદનના મઠથી તે વિનાકપાણી દયાળુ નિળાચળેંદ્રનાથના સ્થળ સુધી શુદ્ધ સામી બાજુએ રહેલા દુર દેખાતા રૂપ્યક પર્વત સુધીના અર્ધ ચંદ્રકાર દેખાતી તળેટીને તપોવન નામ કહેવાતું હતું, જે તપોવનમાં સ્થળે સ્થળે મીઠાં કલ્હાર કુમુદનીને કમળોથી ભરપુર સરોવર હતાં જેની તૃટે આંબાનાં શિતળ વૃક્ષની ઘટા ચારે બાજુ ફેલાઈ રહી હતી, કોઇ કોઇ ઠેકાણે કદળિવનો અને બીજા અનેક ફળરુપ વૃક્ષોમાં ફળફુલ કંદનાં જૂથ આવી લાગેલાં જોવામાં આવતાં

હતાં. વળી નજીકમાં સજીવન જળવાળા નિર્મળ સરોવરની તટ ઉપર થોડે થોડે દુર પર્ણ કુટીઓ બાંધી દીધેલી હતી. જેમાં વાનપ્રસ્થ કે સંન્યાસી મહાત્માઓ ફરતાં ફરતાં ત્યાં આવી વિશ્રામ કરતા હતા, ત્યાંથી પણ જરા દૂર સરોવરની પુર્વ દિશા તરફ એક ઉત્તમ પર્ણકુટીકા બાંધેલી હતી ઘણાં ઘણાં ઉત્તમ ક્ષેત્રો અને તિર્થોમાં ફરતા ફરતા અહીં આવી મહાન્ તપસ્વી મહાત્મા મંગેશ્વરે નિવાશ કીધો હતો. તે પવિત્ર પર્ણકુટિકાના સ્થળમાં નિલાચળેંદ્રનાથના મઠમાં રહેતા. બ્રહ્મચર્યાશ્રમના બે બ્રહ્મચાર્યો આ મહાન્ મહાત્માનું આગમન સાંભળી તે પરમ કૃપાળુ સારૂં ફળાહાર વિગેરે લઇ તપસ્વિના સત્કાર માટે આવ્યા. પર્ણકુટીમાં પેસતાંજ તેઓ બ્રહ્મચારીઓએ ઘણા નમ્ર પૂજ્યભાવે દંડવત પ્રણામ કરી ફળાહાર અર્પણ કર્યું પરંતુ તેજ વખતે મહારાજશ્રીએ આર્શિવાદ આપી ફળાહારને હસ્તસ્પર્શ કરી તેમને પાછું આપી વાર્તાલાપ કરી વિદાય કીધા. ત્યારપછી આપણા સત્યવાદી રાજાના નગરમાંથી ન્યાહાલચંદ નામના શેઠ કે જેઓએ નાની ઉમરથીજ દરેક દેશોમાં રોજગાર અર્થે ફરી ફરી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરેલી હતી. તેઓએ પૈસે ટકે તેમ ન્યાતજાતમાં ડાહ્યા અને વિવેકીપણામાં કસર રાખી નહોતી, વળી દેશ પરદેશમાં હજારો સંત સાધુના સેવક બની ઘણા ગુણવંત પોતાને ગણાવતા હતા, અને બીજાઓ પાસે જ્ઞાની ને ગુણવાન છું તેવું જણાવવા પ્રયત્ન સેવતા હતા, તે ન્યહાલચંદ શેઠ ફરતા ફરતા આ તપોવનમાં કે જ્યાં પુજ્ય મૂર્તિં મહાત્માશ્રી મંગલેશ્વર વિરાજતા હતા ત્યાં દર્શન લાભાર્થે આવી ચઢયા. મહારાજશ્રીની પર્ણકુટીકા આગળ આવી લાંબા હાથે લાંબા છટ થઇ દંડવત પ્રણામકર્યાં અને ચરણ સ્પર્શ કરી એક બાજુ

હાથ જોડી બેઠા. ઉપરથી પોતાની સ્વચ્છીત ભકિતપણાનો ઉજ્જવળ ડોળ બતાવતા હૃદયસ્થાનમાં મહાત્માશ્રીની વૃત્તિઓની પરિક્ષા કરવા નમ્ર વચને પ્રાર્થના કરી ને મિષ્ટવચને કહ્યું કે બાપજી દયાળું અમ ગરીબને પાવન કરશો એવી આશા છે. આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું.

મહાત્મા મંગળેશ્વર—ભાઇ! પાવન થવાનું સાથી માનો છો ?

શેઠજી—બાપજી ! અમારો પ્રસાદ લ્યો ત્યારે હમો પાવન થઇએ.

મહાત્માશ્રી—તમે તો ઘણા વિવેકી છો તમે ઘણા ઘણા સંતના ચરણાર્વિંદ શેવ્યા હોય તેમ લાગે છે ?

શેઠ—હાજી ? કૃપાળુ મહારાજ હું નેપાળ, ભુતાન, શીલોન, બંગાળ ગુજરાત વિગેરે આખો હિંદુસ્થાન ફરી ફરી આપ જેવાનાં પાસાં શેવી રહ્યો છું, અને જીવન મુકિતના લાભની ઇચ્છા રાખી રહ્યો છું,

મહાત્માશ્રી—ત્યારે તમે કૃતાર્થજ છો, હવે તમને સંશય વિપર્યય શાનો હોય ?

શેઠ—મહારાજશ્રી સંશય તો કોઇનો મટયો છે કે અમારો મટે ? એ તો એક પછી ઉઠે ને એક પછી સમે છે, ઘણા ઘણા ઉપાય કરવાથી સંશય તો જતાજ નથી.

મહાત્માશ્રી—જ્યાં સુધી તમારો સંશય વિપર્યય નાશ નહિ પામ્યો, ચિત્તની પ્રસન્નતા નહિ ઉપજી ત્યાં સુધી તમોએ કાંઇ પણ કર્યું નથી ફક્ત મીથ્યા અંહકારનો ભાર વધારી દેશોદેશ ઘૂમ્યાજ કીધું છે. સંશય કોઇનો નાશ પામે નહિ એવું કહી શકાય કેમ ? નાશ તો પામે, પણ–(એમ કરી જરા મૌન્ય રહી પછીથી બોલ્યા.) વારૂં શેઠજી? હવે આ વખત સાયંકાલ નજીદીક હોવાથી નિત્ય નૈમિત્યાદિક ક્રીયાનો

સમય થયો છે માટે હાલ આપ પધારો વળી ફુરસદે આવી જે જે પ્રશ્ન કરવા હોય તે સુખેથી કરજો, ઇશ્વિર કૃપાએ તમારી શુભ ઇચ્છા પૂર્ણ થશે. એમ કહી મહાત્માશ્રી કમંડળ લઈ જોત જોતામાં અદર્શ થઇ ગયા.

બીજે દિવશે પ્રભાતમાં તપોમૂર્તિ મહાત્મા મંગળેશ્વર સ્નાનાદિક પછીની સઘળી ક્રીયા આટોપી ધ્યાનસ્થ સ્થિતિમાં નિમગ્ન હતા. તે સમયે આ ન્યાહાલચંદ શેઠ દૂધનો કરાવેલો પ્રસાદ અને થોડું દૂધ લેઈ તેમની પર્ણકુટીમાં આવી મહાત્માશ્રીના ચર્ણમાં મસ્તક નમાવી બેઠા હતા. તેવા અરસામાં પ્રધાન વિવેકચંદ્ર આવી પહોંચી મહારાજશ્રીને માનસિક વંદન કરી ચૂપચૂપ બેસી ગયા. બેઠાને ઘણોજ સમય થયો ત્યારે ધ્યાનથી વૃત્તિ જાગૃત થતાં બરોબર શુદ્ધિ આવતાં પુનઃ બન્ને જણાએ પ્રેમપૂર્વક પ્રણામ કર્યા, તેમને મહાત્માશ્રીએ આશિષ દઇ બેસવા કહ્યું, અને પોતે શાંત ચિત્તે બન્નેના સામું જોઇ રહ્યા, એટલે પ્રધાન વિવેકચંદ્ર વિનયથી કહ્યું. દયાળુ ? મુજપર દયા કરી મારા આશ્રમે પધારશો ?

મંગળેશ્વર—ભાઇ ? તમો સદા કૃતાર્થરૂપજ છો ને તમારૂં ચિત્ત શાંત છે. મનની ખટપટ તમોએ ઓછી કરેલી છે એમ ભાસે છે. અમારા જેવા ભિક્ષુક લોકોને પુરમાં આવવાનું કાંઇપણ પ્રયોજન નથી. આપ લોકોથી ઉછેરાયલાં ને હમેશાં સુરક્ષિક થએલાં વનોનાં ફળો, ફૂલો ને કંદોનું આનંદપૂર્વક ભોજન કરી ઇશ્વરનું ભજન જે કાંઇ થાય છે તે તમારૂંજ છે. આપ મહાત્મા લોકોએ અમને ઇંદ્રિયોના સાનુકૂળ પ્રતિકૂળ વિષયોથી દૂર રાખવા. એજ આપની કૃતાર્થતા અમે માનીએ છીએ. ફળફળાદિ સાત્વિક આહાર એજ જીવનથી સત્વશુદ્ધિ

ને તેથી મેળવાતી ધ્રુવસ્મૃતિ એમ ભિક્ષુકોનું ખરૂં ધન છે. તેનાપર દયા કરો.

વિવેકચંદ્ર—દયાળુશ્રી ? પુનઃ સાષ્ટાંગ કરી બોલ્યા. મહારાજ આપનું કહેવું યથાર્થ છે, પંચ વિષયો એ મનુષ્યના ખરેખરા પક્કા વૈરી છે. એવા પક્કા વૈરી તમને સમર્પી તેથીજ અમો કૃતાર્થ બનવાવાળી આ દુષ્ટ બુદ્ધિને હે મહાત્માશ્રી પાવન કરો. આટલું કહી સાષ્ટાંગ દંડવત પ્રણામ પ્રેમથી વારંવાર કરી વિવેકચંદ્રે સ્વસ્થાન પ્રત્યે પ્રયાણ કર્યું. વિવેકચંદ્રને આપેલા ઉત્તર સાંભળી ન્યાહાલચંદ શેઠ શાંતજ થઇ. પ્રસાદ પુરીઓ આપવાનું વિસરી જઇ મહારાજને શું કહેવું એ વિચારતા હતા. તેવામાં મહારાજશ્રીએ શેઠ સામું ગંભિર દ્રષ્ટિથી જોઇ રહી બોલ્યા, કેમ શેઠ ! પ્રસન્ન છોને ?

શેઠ—મહારાજશ્રી? ઉપરની પ્રસન્નતા છે પણ અંદરની બીલકુલ નથી. હું હજારો દેશ પરદેશમાં ફર્યો. સાધુ સંતનો સમાગમ પણ પુષ્કળ કર્યો. **પણ મનની ઉથળ પાથળ કદી મટતી નથી અને જોકે** પૈસે ટકે તેમ પુત્ર પુત્રાદિક વિગેરે સુખ છે. પણ ચિત્ત સ્થિર રહેતું નથી એનું શું કારણ અને એ મન ઠંડુ થાય તો બધુએ કામ સરે એમ મને સમજાઈ ગયું છે. સંગ્રહણીનો રોગ મને થયો હતો ને પગે પાકવાની અપાર પીડા હતી. પણ મન ગાઢ નિંદ્રામાં જતું ત્યારે રોગ અરોગ થતો. આ ઉપરથી એ રોગ મટાડવાનો ઉપાયની તાલાવેલી મારા મનમાં લાગી છે. તે કહો ને તેના પહેલું એ કહો કે ઘણા ઘણા દેશ પરદેશમાં ફર્યો પણ આ દેશમાં કળીજુગમાં સતજુગ શી રીતે આવ્યો છે. એ જોઈ હું તો દીગ્મૂઢજ

થઇ ગયો છું માટે હે દયાળો! આ વાતનો પ્રત્યુત્તર દયા કરી આપો તો ઠીક.

મંગળેશ્વર—શેઠજી તમારો પ્રશ્ન સાંભળી મને પરમ આનંદ થયો. હવે તેના ઉત્તરમાં તમને જે કહું તે એક ચિત્તથી શ્રવણ કરો. તમોએ ઘણા દેશમાં મુસાફરી કીધી છે. તેમ અનેક સાધુ સંતોનું સેવન કીધું છે. છતાં તે વખત તમારૂં ચિત્તકામનાવાળું મલિન હોવાથી તમારા અંતઃકરણમાં તે શુદ્ધ બીજનો વાસ ન થયો. તેથીજ તમારૂં ચિત્ત સ્થિર ન થયું. હવે તમે કહો છો કે કળીયુગમાં સતયુગ કયાંથી? આ પ્રશ્નનો ઉત્તર તમોને આપવાનો કે સત્યયુગમાં કળીના ધર્મ ન હોય. ને કળીયુગમાં સત્યયુગાદીના ધર્મ નજ હોય, એવો કાંઇ નિયમ નથી. કારણ તેવા હજારો દાખલા જોવામાં આવે છે કે સતયુગમાં પણ સહસ્રાર્જુન જેવા મલીનો ઉત્પન્ન થયા છે. ત્રેતામાં રાવણ જેવા દુષ્ટો તેમ કેકે રજક જેવા પણ **કળીયુગના ધર્મરૂપ** ઉત્પન્ન થયા છે તેમ દ્વાપરમાં કૈરવ કંસ જેવા થયા છે. તેમ વેનરાજા જેવા સતયુગમાં પણ થયા છે. તેમ કળીયુગમાં નરસિંહ, મીરાં, વામદેવાદિ, મહંત, ઋષિ તેમ હજારો ભક્તો થઇ ગયા છે. આ ઉપરથી પણ કળીયુગમાં સતયુગ ન હોય એવો કાંઇ નિયમ નથી. સતયુગ ત્રેતા, ધ્વાપર, ને કળી એ કાળની મોટી સંજ્ઞા છે. જેમ માસ, સંવત્સર તેમાં રાત્રિપણું ને દીવસપણું તેનો ફેરફાર થતો નથી. તેમ કાળમાં કાળત્વપણાનો લોપ થતો નથી.



## સ્વસ્વરૂપાકૃતિ સર્વનું અધિષ્ટાન છે.

કદાચ આ ઉપરથી તમારૂં મન સમાધાન પામી એમ પ્રશ્ન કરવા ઇચ્છેકે ભલે કદાચ એમ જોવાય છે. માટે બની શકે. પણ સત-યુગમાં ગણત્રી માત્રજ પાપી થઇ ગયા છે. તેમ કળીયુગમાંગણત્રી માત્રજ સદ્-પુરૂષો થઇ ગયા છે. પણ આ સઘળો સમાજ એકજ વખતે આવો સત્વ ગુણમય દેખાવાનું શું કારણ ? એ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે કળીયુગમાં એકજ કુટુંબ સાદી નિષ્ટાવાળું તમો જોતા હશો. તેમાં પણ તેમાંનો **નેતા પુરૂષ** ખાસ મુખ્ય ધર્મવાળો હોય છે ને તેનીજ નિયંતૃણા મુજબ બીજાં બધાં વરતે છે. તેનાથીજ દિન પ્રતિદિને સદ્નિષ્ટામાં વૃદ્ધિ થયેલી ઓછા વધારે પ્રમાણમાં અનુભવી હશે? ને તે સદ્નિષ્ટાવાન નેતાના સહવાસી પુરૂષો વા સ્ત્રીઓ સદ્નિષ્ટાવાન બનતાં ને બન્યાં હશે ! તો આ ઉપરથી ખરૂં જોવા લાયક એક વસ્તુ અત્રે છે, સદ્નિષ્ટાવાનનો શુદ્ધ સંકલ્પ એજ. સઘળા ઉદ્ભવનું ખરૂં કારણ છે. એશુદ્ધ સંકલ્પમાં સદ્નિષ્ટા એ સ્થિર શાંત ને ગંભિરને અચળ ધર્મવાળી છે. જે સ્થિર, શાંત, ગંભિર, અચળ ધર્મવાળું હોય તેજ સદ્સ્વરૂપ હોય. જે સદ્સ્વરુપ હોય, તેજ સર્વનું અધિષ્ટાન હોય. જેમ આકાશ સ્થિર, શાંત, અચળ, ને ગંભિર છે. તેથીજ સર્વ વસ્તુનું ઉપાદાન કારણ જોવામાં આવે છે. તેવીજ રીતે આપણા મહા-રાજ પ્રબોધચંદ્રરાયજી કેવળ શુદ્ધ સ્વરૂપજ છે. અગર તેમને બીજા

સ્વરુપમાં કહીએ તો જે અજરામર નિત્ય શુદ્ધ અમૃત સ્વરુપ સર્વનું જીવન છે. તેના તેઓ પરમ વિશ્વાસુ દૃઢ ભક્ત છે. જેમ અમૃતનો ઉપાસક બીજા માણસને અમર બનાવે છે તેમ આ પ્રબોધચંદ્રરાય પોતે આભૂમંડળનો સમષ્ટિ પ્રાણ હોવાથી જેમ પોતાના અંગને પોષવાથી તુષ્ટિ, પુષ્ટિ થાય. તેમ તે પોતાની અમૃતમયી સંકલ્પ સ્થિતિથી આ સર્વ પ્રપચ જાળને અમૃતમય બનાવી દીધું છે. હે શેઠ તમો વિચાર કરો કે આપણું માથું આશરે દશશેર કરતાં વધારે વજનનું છે. તેનો ભાર આપણને નથી લાગતો ને.ખભે મુકેલી વસ્તુનો ભાર લાગે છે. એનું શું કારણ ? ફક્ત હુંમય સંકલ્પ તેથીજ. એજ સંકલ્પ બદલાઈ મારાપણાના રૂપનો થાય છે. (માથુ દુઃખે ત્યારે) ત્યારે માથું ભારે શલ્ય જેવું લાગે છે. માટે હે મુમુક્ષુ આ પૃથ્વી સત્યયુગ મય દેખાવાનું કારણ આ પ્રબોધચંદ્ર રાજાની અમૃતમય સ્વસ્વરુપપણાની દૃષ્ટિ છે. માટે હે શુદ્ધાત્મન્ તમો તેના પ્રાણને તમારાથી બને તેટલી યુક્તિથી પુષ્ટિ તુષ્ટિ આપો. આ સમયે પ્રજામાં જે આનંદ આનંદમય લાગે છે. તે તેના અમૃતમય સ્વભાવનો પ્રત્યાઘાત છે. માટે તમો પણ પ્રત્યાઘાત ઉપજાવનારા થઇ. શાંત સ્વરૂપને નિરંતર દેખ્યા કરો.

હે શુધાત્મનઃ—તમારા મનમાં કદાચ એમ પ્રશ્ન થાય કે સદા શુદ્ધ સ્વરૂપ મહારાજાનો શુદ્ધ સંકલ્પ નિરંતરનો હોવા છતાં મારે જેવા વાસનાની ગડબડમાં ગડબડતા હોવાનું શું કારણ હશે વારૂ ! તેના ઉત્તરમાં જણાવવાનું કે,—આકાશમાં વરસાદનું પાણી ખરેખર પીવા લાયક શુદ્ધ નિરવિકાર છે. છતાં ભોંયપર પડવાથી જેવી જેવી ઉપાધી વાળા સ્થળમાં તે પડે છે તેવી તેવી ઉપાધીવાળુ થઈ તેવા તેવા ઉપયોગમાં આવે છે. ઉકરડામાં પડેલાં પાણીથી હાથ નાજ ધોવાય,

રસ્તામાં પડેલું નજ પીવાય. કૂવાકે સરોવરમાં પડેલુંજ પીવાય. તે મુજબ જો કે સર્વ પ્રાણીનો સમષ્ટી પ્રાણ પ્રબોધચંદ્રરાયનો શુદ્ધ અમૃતમય સકલ્પજ છે. છતાં અવિદ્યા માતાની જુદી જુદી ઉપાધીઓના સંપર્કમાં પડેલું તે તત્વ, તેવી તેવી વાસનાવાળા આકારનું દેખાય છે. માટે એજ અમૃતમય દ્રષ્ટી સવળાનું શુદ્ધ જીવન કે કળીયુગમાં સતયુગ દેખાવાનું ખરૂં કારણ છે.

શેઠ ન્હાલચંદજી ? ખરેખર તમો તમારૂં નામજ સાબીત કરી શકયા નથી તો બીજી શી વાત કહેવી. અર્થાત્ તમોએ તમારી જીંદગી કચરો ભેગો કરવામાં ગાળી છે. જેથી તમો તમારા મનનું શાંત્વન કરી શકયા નથી. હવે તમારા પ્રશ્નનો ઉત્તર જો કે હાલ હું તમને આપી શકું તેમ છે, છતાં તમોને તે એટલો બધો અસર નહિં કરે. એટલાજ હેતુથી હું તમને હાલ કહીશ નહિં. તમો વિચારો કે મલમલ સાડી જેવાં લુગડાંને ખરેખરો રંગ લગાડવાનો હોય છે ત્યારે તેને ઘણુંજ ઉજળું કરે છે. અને જ્યારે ખરેખરી સફાઈમાં આવ્યું એટલે જેટલા પ્રમાણમાં રંગ લગાવવો હોય તેટલો લાગી શકે છે, તેમ તમારા દિલને શુદ્ધ કરવારૂપ હાલ ધોવાની ક્રીયા કરવાની ખાસ જરૂર છે. તેટલા માટે તમારે અવસ્ય કર્મ કરવાનાં છે. જો કે તમોએ સકામિક કર્મો ઘણાંએ કરેલાં છે. છતાં તે તમોને આ વખત શત્રુની ગરજ સારનારાં થઈ પડયાં. ઘણાં ઘણાં આંસુડાં લાવી સાંકળાં ને કલ્લાં પેહેરનારી બાળાને પગમાં લોહી નીકળી દુઃખ પામવા શિવાય બીજુ તેનું કેવી જાતનું સુખ મળે છે વારૂ ? જે લોકોએ શ્રવણ શતધા કર્યું છે. છતાં જેમને જ્ઞાન ઉત્પન્ન થયું નથી. તેને માટે ભગવાન કહે છે.—**कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन ॥**

**माकर्मे फलहेतुर्भुर्मा ते संगोऽस्त्व कर्मणि ॥ १ ॥** હે અરજુન તારો ફક્ત કર્મ કર્યા જવામાં અધિકાર છે તેના ફળમાં નથી. તું કર્મના ફળનો હેતુ માંથાવ. તેમ તારી અકર્મ એટલે કર્મ ન કરવું તેમાં ઇચ્છા ન થાવ.

આ પ્રમાણે આચાર્યોનું કહેવું છે માટે તમો નિષ્કર્મ કર્મ કેટલીક મુદત કર્યા જાવ. તમો એમ નહિ સમજતા કે, નિષ્કર્મ કર્મ કર્યાથી મારી મેહેનત મિથ્યા વકી જશે! પણ ના ના એતો ખરેખર સતંધા કે સહસ્ત્રધા કે લક્ષાંશ કરતાં પણ તે ફળ વધી જશે. આપણે ગંગામાં ડુબકી મારીએ છીએ તે વખત આપણા માથાપર હજારો મણ પાણી હોય છે. પણ તેનો ભાર લેશ આપણને લાગતો નથી પણ માથે પાણીનો ઘડો મુકેલો હોય તેનો ભાર લાગે છે. હે ભલા શેઠ નિષ્કર્મ કર્મ કર્યા શિવાય ચિત્ત શુદ્ધિ વિનાના વિધુર મુમુક્ષુઓ **आचार्य देवो भवः मातृ देवो भवः पितृ देवो भवः** એ વેદની શ્રુતિનું ઉલંઘન કરી જ્ઞાન કે ભકિત મેળવવા પ્રયત્ન કરે છે. તે કોઇ પણ મેળ શિવાયના ઉભયભ્રષ્ટ થઇ ભટકા મારે છે. હાલ તમો તેવી સંખ્યા જોશો તો જોઇએ તેટલી જોવામાં આવશે. માટે તમો નિષ્કર્મ કરવાની ઉત્સુકતાવાળા થાવ થોડું પણ નિષ્કામ કર્મ કેટલુ ભારે થઇ પડે છે તે તમો સાંભળો. નિષ્કર્મની આવસ્યકતા. દ્રષ્ટાંતુ: પૂર્વે વારાણાસી નગરી (કાશીક્ષેત્ર) જેમાં અધમ ઉધારણ દયાળુ પિનાક પાણી વિશ્વંભરવિશ્વેશ્વર સકળ જગતનું કલ્યાણ કરનાર વશેલા છે. એવી પુરીમાં પુર્વના સમયમાં એક ધર્મનો કાંટો ને બીજું કરવત. બન્નો હતાં તેવું પુરાણી ગાથા ઉપરથી માલુમ પડે છે. (તેટલા માટે આજે કેહેવાય છે કે, કાશીએ જઇ કરવત મુકી આવો. વિગેરે)

એક સમય એક દરીદ્રી ગૃહસ્થાશ્રમમાં મુર્ખ બ્રાહ્મણ કુટુંબવાળો હતો. તેના દાદાએ રૂા. ૨૦૦૦૦ રૂપીયા ખરચી મહાન્ માહારૂદ્ર કર્યો હતો. હવે બ્રાહ્મણ પોતે મુર્ખ હોવાથી કુટુંબનું પોષણ મહાદુ:ખથી થતું હતું તેમાં અધુરામાં પુરૂં ગૃહપત્નિ સાક્ષાત શંખણીનો અવતાર હતી. રાત્રી દિવસ કકળાંણ કરે અને હંમેશ કહ્યા કરે કે તમો તમારા દાદાનું પૂન્ય વેચી આવી પૈસા ઉપજાવી લાવો. આ ભોળો જડ પણ શ્રદ્ધાળુ બ્રાહ્મણ તે વાત ગણકારતો નહિં મનમાં બડબડતો કે ભલા ભગવાન હું મારાં ઘરડાંને નર્કમાં નાંખું કે શું ! આ પ્રમાણે ઘણી વાર કંકાસનો પ્રસંગ આવ્યો. છેવટે બિચારો બ્રાહ્મણ કંટાળી ગયો ને કહ્યું લાવ. તું જ્યારે બહુ આગ્રહ કરે છે ત્યારે પૂન્ય વેચી પૈસા લઈ આવું. માટે વારાણસી પુરી જવા સારૂં કાંઈ ભાથું કરી આપ. આ શબ્દ સાંભળતાં વારમાંજ પ્રસન્ન થયેલી. કુભાર્યાએ બશેર ચાર શેર દુધનું ભાથુ કરી આપ્યું. બ્રાહ્મણે સવારના પોહોરમાં દોરી લોટો ને ખાવું લેઇ પંથ કાપવા માંડયા. ચાલતાં ચાલતાં મધ્યાન્હ થયો. ભુખ પણ લાગી આસપાસ નજર કરી દૂર જોયું તો એક ગંભિર વડ ને કુવો જોવામાં આવ્યાં. ત્યાં જઇ પોતે હાથપગ ધોઇ ભાથું ખાવા બેઠો. એટલામાં એક કુતરી જે અંતરીયાળ પડેલી બખોળમાં બે દિવસથી વીયાઈ હતી. તેને અનાજપાણી મળ્યે બે દિવસ થઈ ગયા હતા. તે કુતરી વળખાં મારતી બ્રાહ્મણ આગળ વલોપાત કરવા લાગી. બ્રાહ્મણે જોયું કે આ બિચારી વીયાયેલી કુતરી બહુજ ભુખી છે. જેથી તુરતજ થોડીક પુરી નાંખી તેજ વખતે ( બ્રહ્માર્પણ કર્યું. ) કે જે જોત જોતામાં તેના પેટમાં અદ્રસ્ય થઈ ગઈ જાણી દયાવિષ્ટ બ્રાહ્મણે ફરીથી વધારે પુરી ભાંગી તેના આગળ

નાંખી દીધી. ને બે લોટા પાણી કુવાના થાળામાં રેડી આવ્યો ને ત્યાર બાદ ખાવા બેઠો. પેલી કુતરી બધું ખાઇ જઈ પાણી પીધું કે સંતોષ થઈ ચાલી ગઇ. હવે તે બ્રાહ્મણ ઘણોજ ભુખ્યો થવાથી બધું ઊડાવી પાણી પી. લુગડું ખંખેરી રસ્તો કાપવા માંડયો. રાત્રિના ૮ વાગ્યાના સુમારે આ બિચારો. અજાણ્યો જડ બ્રાહ્મણ કાશીમાં પોહોંચ્યો ને ચિંત્તા થઈ કે ભલા ભગવાન થાક ને ભુખ બંનો લાગ્યાં પણ અહીં આપણને ખાવાનું કોણ આપનાર હતું. અરે ખાવાનું તો રહ્યું પણ સુવાનું ક્યાં. એમ વિચારતો વિચારતો એક વૈરાગીની ધર્મશાળામાં પોટલી મૂકી બેઠો. થોડીકવાર પછી બાવાજી બોલ્યા. અબે મુસાફર કુન હે કીધરસે આતાહે. તેના ઉત્તરમાં બ્રાહ્મણે બધી હકીકત કહી તે સાંભળી સાધુ બોલ્યા જો ભાઈ તેરે રેહેના હોવે તો રોટી પકાકે ખા લે. નહીંતો હ્યાં ભુખાઈ રહેનેકા ગુરૂકા હુકમ નહિ બ્રાહ્મણે આનાકાની તો કરી પણ મહારાજ તેને કાઢી મૂકવા તત્પર થયા. પણ જ્યારે ઘણાજ કાલાવાલા કર્યા ત્યારે સાધુએ ખીચડી આપી કે જે ખીચડી ઓરી ખાઈ નિશ્ચંતથી સૂઈ રહ્યો. મનમાં વિચાર્યું કે ભલા ભગવાન, આપણે ભુખી કુતરીને ખવરાવ્યું તો ભગવાને નાના કેહેનો મોઢામાં કોળીયા ઘાલવા જેવું કર્યું. એમ કરતાં ભગવાનની મોટાઈ સંભાળતાં નિંદ્રાવશ થયો. પ્રભાત થતાં સાધુને પગે લાગી ગંગાજી પર જઈ સ્નાન કરી કાશી વિશ્વેશ્વરનાં દર્શન કરી પૂછતો પૂછતો ધર્મના કાંટા આગળ આવ્યો. ત્યાં બે ચાર બ્રાહ્મણને બે ત્રણ સારા શ્રીમંત શેઠ લોકો બેઠા હતા. ત્યાં જતાંવારમાં પોતાની હકીકત નિવેદન કરી એટલે તેઓએ જણાવ્યું કે તમારા પૂન્યની એક પત્રિકા લખી પેલા પલ્લામાં મૂકો તેથી જે કીંમત થશે. તે આંક બીજું

અટકશે. આ સાંભળી બ્રાહ્મણે તે પ્રમાણે કર્યું તો ધર્મના કાંટાનું પલ્લું. ફકત રૂા. ૧૦૦)ના આંકડા આગળ જઈ ઉભું રહ્યું. એટલે મુખ્ય ગુમાસ્તે કહ્યું, મહારાજ રૂા. ૧૦૦) આવ્યા જોઇએ તો લઈ લ્યો. આ સાંભળી મહારાજ લાલ પીળા થઈ બોલ્યા તમો સઘળી લુચ્ચાઓની ટોળી ભેગી થઈ મારા જેવા ભોળાઓને ઠગવા બેઠા છો. વિગેરે અનેક શબ્દો કહી ઠંડા પડયા. જ્યારે મહારાજ ઠંડા પડયા ત્યારે, શેઠીયા બોલ્યા. મહારાજ અમો ઠગારા નથી પણ તમારૂં સમજવું ભુલ ભરેલું છે, વારૂ તમે આ મહારૂદ્ર વિષે જે જાણતા હોતે હકિકત કેહેવા મહેરબાની કરશો, બ્રાહ્મણે કહ્યું. મારા દાદાએ (૨૫૨) ગામ તેડયાં હતાં. (૬) દિવસ ન્યાત રાખી હતી પવાલિઓનું લ્હાણું ને ન્યાતની બૈરીઓને સાલ્લા વિગેરે વેહેંચ્યાં હતાં. વળી એમણે એમના ભાણેજ જમાઇ ભત્રિજા જમાઈ જેવા સગાઓને બ્રહ્મા વિગેરે ઋત્વિજો વરાવી મનમાનિતી દક્ષણા આપી હતી, વિગેરે આ સઘળું સાંભળી રહ્યા પછી, તેઓ બોલ્યા મહારાજ એનું નામ પુન્ય નહિ, એતો એમણે જશનો ગાંસડો માથે લીધો, ફકત રૂ ૧૦૦) ની કિંમત જેટલા કોઇ પરમાર્થ જમ્યા હશે. તે રૂપીયા અહીં બોલે છે માટે લેવા હોય તો આપની મરજી, બ્રાહ્મણ મનમાં સમજ્યો કે શાહુકાર ખરૂં કહે છે, માટે મુવું એટલા માટે કોણ વેચી નામ બગાડે અરે નથી આપવું આ વિચારી ચીઠ્ઠી ઉપાડી ગજવામાં મુકી ત્યારે શેઠીયા બોલ્યા મહારાજ વારૂ બીજું કાંઈ પુન્ય છે, હોય તો લાવો તે સાંભળી વિચાર્યું લાવ જીવ ગમ્મત તો ઘડી કરીયે આપણું એમાં શું જાય છે “કુતરીને નાખેલું ચતુર્થાંશ ખાવાનું પુન્ય” આ નામેની ચીઠ્ઠી પલ્લામાં મુકી, કે તુરતજ

આંકડે સવા લાખ રૂપિયા આવ્યા, તે જોઇ શેઠીઆ બોલ્યા મહારાજ સવા લાખ રૂપિયા આવ્યા માટે લ્યો આ સાંભળી બ્રાહ્મણ. હબકી ગયો ને પોતાને કાંડે બચકું ભર્યું ને બોલ્યો કે અલ્યા ભાઇ હું તે જાગું છું કે ઉઘું છું, પેલા લોકો અચંબામાં પડી ગયા તે બોલ્યા, મહારાજ તમો જાગો છો પણ આનું કારણ શું? મહારાજ કહે છે ભાઈ સવા લાખ રૂપિયા શા, શેઠીયા કહે છે ખરેખર તમો જાણો છો રૂપિયા સવા લાખ ખોટા નથી કહોતો રુપીયા કહો તો હુંડી ને કહો તો સોનું તમને બંધાવીયે ને કહો તો ઘેર પહોંચાડવા આવીયે. બ્રાહ્મણને પતિત પડીને કહ્યું આનું શું કારણ તે વેળાયે તે લોકોયે હકિકત થયેલી માગી તે માહારાજે યથારીતિ બધી હકિકત જણાવી એટલે એક વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું માહારાજ એ કુતરીયે નથી ખાધું એતો સાક્ષાત પૂર્ણ પુરૂશોત્તમ દયાળુ વૈશ્વાનર ભગવાન જમ્યા છે સાંભળો ગીતામાં કહ્યું છે કે **अहं वैश्वानरो भूत्वा प्राणीनां देहमाश्रितः॥ प्राणापान समायुक्त पचाम्यन्नं चतुर्विधम्॥** માહારાજપ્રથમ ભગવાન જમ્યા એજ તમારા સવા લાખ રૂપિયા છે માટે લ્યો, બ્રાહ્મણે વિચાર્યું કે ભલા ભગવાન આ જન્મે કાંઈ કર્યું નથી, તો રસ્તામાં ખાવું શું લઇ જઇશ. માટે મુઓ આ સંસાર એ તો ભગવાન એની લાજ રાખશે, નથી આપવું ભાઇ, શેઠીયા બોલ્યા કેમ રે ભાઇ વિચાર ફર્યો બ્રાહ્મણે કહ્યું રસ્તાનું ખાવું જોઇયે. બ્રાહ્મણની આ નીષ્ટા જોઇ શેઠીયા ખૂશી થયા તે બ્રાહ્મણના ગજવામાં પાંચ મોહોર ઘણા આગ્રહથી નાંખી ભોળા માહારાજ તુરતજ ભાથું લઈ ચાલવા માંડયું ચાલતાં ચાલતાં ગામ નજીક આવ્યું એટલે ચિંતા થઈ ઓ મારા બાપ રાંડ મને કુટી નાંખશે હવે શી વલે ઓ માતા મારી મા ઓ મારા દેવ, ઓ ભેરવ, એ રાંડ

પાણી કે ધોવા ગયેલી હશે કે મોકલશે એમ વિચારતાં ચાલવા માંડ્યું, રસ્તમાં આમળાનું ઝાડ આમળાથી ભરપુર જોવામાં આવ્યું, એટલે માહારાજે આમળા ઉપર ચઢી. ઉચકાય તેટલા આમળાં ઝોળીયામાં ભરી ભગવાનનું સ્મરણ કરતા ચાલ્યા. દૈવજોગે બૈરી પાણી ગયેલી ને છોકરાં આંગણામાં રમતાં હતાં બ્રાહ્મણે ઘરમાં જઈ વહેલો વહેલો ઝોળીયો એક નાની કોઠીમાં મુકી પાણી પી **સટાક ચોરે ડોસાઓની જોડ** જઇ બેઠો હવે તેની પેલી બૈરી પાણી ભરીને આવી એટલે છોકરાંએ જણાવ્યું તે પ્રમાણે તેઓની જોડે કોઠીમાં જોયું તો, **આમળાપુર** મોતી દીઠાં બાઇયે તેમાંનું એક વટાવી દાળ, ભાત, કંસાર શાક તૈયાર કરી છોકરાંને બોલાવા મોકલ્યાં બે ત્રણ તેડાયે ન આવ્યો ત્યારે બૈરી જાતે ગઈ એટલે ડોસાઓએ ધકેલીને ઘેર મોકલ્યો બૈરીયે સ્નાન વિગેરે આદર સત્કાર બતાવ્યો પણ બિકણ ભાઇ તેથી વધારે ભડકવા લાગ્યા ટુંકમાં સ્નાન કર્યા પછી. બાઇયે બીવાનું કારણ પૂછ્યું ને તે તેણે કહી બતાવ્યું, બાઇયે પ્રેમ ધરી કહ્યું. સ્વામીનાથ જૂઓ તમારી પુંજી કહી **કોઠી બતાવી જે જોઈ** બ્રાહ્મણ પ્રસન્ન થયો ને પછી શેષજીવન બન્નોએ નિષ્કામ કર્મમાં ગાળી ઇશ્વિર શરણ થયાં. હે શેઠ કહ્યું છે કે " કબીર કહે કમાલકું દો અક્ષર લીખલે, કર ખૂદાકી બંદગી ભુખ્યાકું અન્નદે " માટે નિષ્કામ કરવું તે અત્યંત શ્રેયસ્કર છે.

શેઠ ન્યાહાલચંદ—કૃપાળુ પ્રભો? આપનું કેહેવું ખરેખર અમારૂં હિતસ્વિ આભુષણ છે. ને તે પ્રમાણે હું વર્તીશ પણ હે પ્રભો અમને સંશય એ છે કે આ વખત શું હમારી બુદ્ધિ તમારો બોધ કેમ ના સમજે અમો ભલભલા હિસાબ કિતાબ તેમ ભારે બાંજગડો ચૂકાવવા

જેવી ઝીણી બુધ્ધિવાળા છીએ છતાં આ વાતની સમજણ કેમ ના પડે વારૂં !

માહાત્મા—ભાઈ એ વાત ખરી. બુદ્ધિ વ્યહવારમાં ઘણી ઝિણી પણ નિરંજન વસ્તુને જોવા લાયક નહિં કારણ, એ વસ્તુ મનને પાણી-થી અગમ્ય છે, તે વસ્તુને વ્યવહારિક બુદ્ધિ શી રીતે જોઈ શકે. "મહા-ત્મા નિશ્ચળદાસ કહે છે કે ॥ **जो सुख** નિત્ય પ્રકાશ વિભુ, નામ રૂપ આધાર ॥ મતિન લખે જિહિમતિ લખે, સોમેં શુદ્ધ **अपार** ॥ અર્થાત્ જેને મલિન બુદ્ધી પહોંચી શકતી નથી પણ શુદ્ધ બુદ્ધિ પહોંચી શકે છે. માટે વ્યહવારિક બુદ્ધિ મલિન હોવાથી ગંભિર તત્ત્વને પિછાની શકતી નથી, સૌથી અસ્ત્રાની ધાર બહુ ઝિણી હોય છે, પણ તેનાથી લાકડું નજ કપાય તે કાપતા વારમાંજ ધાર વળી જાય, હીરા માણેક્ય અંધારાને દુર કરે પણ કાદવનો લોચો તેને ઢાંકી દે તેમ જાડ્ય બુદ્ધિમાં પડેલું, તત્વજ્ઞાન કદીપણ દીપતું નથી. પણ તેને બદલે **ઝાંઝવાના** જળ જેવું તેને સૂઝે છે, માટે ભાઈ તમો નિશ્ચય કેમ માનો કે નિષ્કામ કર્મથી શુદ્ધ થયેલી બુદ્ધિ આત્માને જોતી નથી પણ આવર્ણનેજ દૂર કરે છે, (અને તેજમુદાસર આચાર્ય પ્રભુ કહે છે. **आश्चर्यवत्पश्यति कश्चिदेनं ह०**) શ્રદ્ધાળુ પાત્ર શિષ્યો હોય ને ગુરૂ આશક્તિવાન જડ હોય તો (ગોરજીને વાઘ વતુરે છે રે વાઘ વતુરે છે. નામનો ઓચ્છવ કરતાં વાઘેપેટ ફાડયું.) ગોરજીની પેઠે થાય.

---

# પ્રેમી ગુરૂ ને જડ શિષ્ય.

વક્તા કૂશળ ને પ્રેમિ હોય પણ શ્રોતા જડ મુર્ખ હોય તો તેનું પણ પરિણામ ઘણુંજ ભયંકર ઉપજે છે. તે સાંભળો. કેટલાક વરસપર કોઈ એક નદીના તૃટપર એક ગામ હતું ત્યાં એક ડોસી રેહેતી હતી. તેને ચાર દીકરા હતા. ભોંય ભાડું વિગેરે સુખી કુટુંબીની હતી. એક વખત એક બ્રાહ્મણ સારો પ્રેમિ ચાતુર્માસમાં ગામડાંઓમાં કથા કરી ત્યાંથી પૈસા વિગેરે લઇ ઘર તરફ જવા નિકળતાં સાયંકાળ નજદિક થયેલો જોઈ તેજ ગામમાં પેઠો ને તપાસ કરતાં બ્રાહ્મણનું એકજ ગૃહ હતું ત્યાં આવીને ડોશીમાને પગે લાગ્યો. ભાવવાળી ડોશીએ સારો આવકાર આપી માહારાજને ખાટલો પાથરી આપી સર્વ હકીકત પુછી જોઈ. બ્રાહ્મણે યથાવીતિ કહી. માહારાજને કથા કેહેતાં આવડે છે જાણી કથા કેવી લાગતી હશે. એવું ડોશીમાએ પુછ્યું, બેટા કથા કેવી લાગતી હશે બ્રાહ્મણે તેમને મહાભારતની રસીક વાર્તા સંભળાવી. જે સાંભળતાં ડોશીને રસ ઠીક પડયો. રાત્રે વાળુ કરી રહ્યા ત્યારે ડોશીએ ચાર છોકરાઓને કહ્યું, બેટા બ્રાહ્મણ બહું ભણેલો છે. ને કથા પણ સારી કહે છે મને સાંભળવા મન છે. છોકરાએ કહ્યું ભલે તમો સાંભળો. માહારાજને સારી રીતે ખૂશી કરીને વિદાય કરીશું. આવો ઠરાવ થયા પછી ડોશીએ મહારાજને રાખ્યા. ને સાત દહાડાની ભાગવતની સપ્તાહ સાંભળવાનો વિચાર જણાવ્યો. મહારાજે ખૂશી થઇને કહેવા માંડી કેહેતાં કેહેતાં કપીલાખ્યાન આવ્યું એટલે મહારાજને પ્રેમનાં આંસુ આવ્યાં એમ કરતાં ધ્રુવનું આખ્યાન આવ્યું ત્યારે ભગવાનની ભકત વત્સલતા જાણી બ્રાહ્મણને આંસુની ધાર છુટી. એમ કરતાં ભરતાખ્યાન અજામિલોપાખ્યાન જેવાં ચરિત્રોમાં બ્રાહ્મણ માહારાજ ગદ્ગદ્ થઈ ગયા અને જ્યાં

પ્રહલાદજી આખ્યાન આવવા માંડયું ને જ્યાં પ્રહલાદનું દુ:ખ ને પ્રભુની ભક્ત વત્સલતા એ બન્નો ભેગાં થવાથી શ્રાવણ ભાદરવાની પેઠે પંડિત માહારાજને આંસુ ચાલવા લાગ્યાં. આ જોઈ ડોશીમાને પણ એમ થવા માંડયું. એટલે મહારાજે પ્રેમિ ભક્ત છે એમ જાણી વધારે લલકારવા માંડયું. આ બધુ જોઈ ડોશી રાત્રે દીકરાઓને કહે છે. બેટા ધર્મનું એક ભારે કામ છે. આપણી ચાંદરી ભેંસના પાડાને જે રોગ થયો હતો તેજ રોગ બિચારા બ્રાહ્મણને થયો છે. તે એ કે (બરાડા) પાડે છે. આંખમાં આંસુની અખંડ ધાર વહે છે માટે બેટા બ્રાહ્મણનો છોકરો બિચારો મરી જશે. માટે બે ચાર (ડામ) ટાઢા દયો. પુન્ય થશે, મુર્ખ છોકરાઓએ વાત ખરી માની રાત્રે મહારાજ ઉંધ્યા ત્યારે ચપોચપ ચાર ટાઢા (ડામ) દેઇ દીધા. કહો શેઠ એ ભકિત કેવી વારૂં ? માટે તમારી વિકળ બુદ્ધિને માટે નિચે પ્રમાણે રીતિ મુજબ છ માસ સુધી વરતો ઇશ્વિર ભલું કરશે.

## વિચારી ત્યાગવા યોગ્ય.

# श्लोक

देहेऽस्थिमांस रूधिरे ऽहमिति त्यज त्वं ।
जायासुतादिषु सदा ममतां विमुंच ॥
पश्यानिशं जगदिदं क्षणभंगुरं हि ।
बैराग्यभाव रसिको भव योग निष्ट ॥
धर्मे भजस्व सततं त्यज भूलहिंसा ।
सेवस्व साधु पुरुषान् जहिकाम शत्रुम् ॥
अन्यस्य दोष गुण कीर्तन माशु हित्वा ।
सत्यं वदार्चय शिवं भज वासुदेवं ॥

**राग**—સ્ત્રીઓને પુરુષના રૂપે અને પુરૂષને સ્ત્રીના રૂપે લાવણ્ય, સંપત્તિ, હાવભાવ, કંઠા ક્રિયાદિ જાણવાની જે વૃત્તિ તે રાગ કહેવાય છે.

**द्वेष**—આપણું જેણે બગાડયું હોય તેનું બગાડવા માટે પોતાના મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થાય તે વૃત્તિ દ્વેષ કહેવાય છે.

**काम**—સ્ત્રી, ઘર, ખેતરાદિ નાના પ્રકારનાં કામ કરવાની જે ઇચ્છા તે વૃત્તિ કામ કહેવાય છે,

**क्रोध**—પોતાની મન કામનાની અંદર વિઘ્ન કરનારની સાથે વેર રાખવું તે વૃત્તિ ક્રોધ કહેવાય છે.

**लोभ**—મળેલા પદાર્થનું ખર્ચ નહિ કરતાં વિશેષ મેળવવા માટે પ્રયાસ કરવો, અને તેમાંથી સ્વલ્પ ખર્ચ થાય તો તેને ખેદ કરવો તે વૃત્તિ લોભ કહેવાય છે.

**मोह**—સ્ત્રી, પુત્ર, ધનાદિના ઐશ્વર્યમાં મોહિત થઈ બેપરવાપણે રહેવું તે વૃત્તિ મોહ કહેવાય છે.

**मद**—શરીર ધનાદિનું જોર બતાવી હું મારી ખુશીમાં આવશે તેમ કરીશ એ પ્રમાણેનું જે બોલવું તે વૃત્તિ મદ કહેવાય છે.

**मात्सर्य**—બીજાની સંપત્તિ, સંતતિને જોઈ પોતાના મનને સહન નહિ થવું તે વૃત્તિ માત્સર્ય કહેવાય છે.

**इर्षा**—આ દુઃખ મારા શત્રુને નહિ આવતાં મને કેમ આવ્યું એ વૃત્તિ ઇર્ષા કહેવાય છે.

**असूया**—આ સંપત્તિ, સુખાદિ લાભ મારે જોઇતો હતો છતાં તે સામાને કેમ મળ્યો એ વૃત્તિ અસૂયા કહેવાય છે.

**दंभ**—આ કપટ ધર્મવડે મારા પૂજ્યપણાની પ્રસિદ્ધિ થઈ છે અથવા થશે એ વૃત્તિ દંભ કહેવાય છે.

**दर्प**—આ મારા રૂપ લાવણ્યની બરાબર કરી શકે એવું મારા શિવાય બીજું કોઈ નથી એ વૃત્તિ દર્પ કહેવાય છે.

**अहंकार**-દરેક જગ્યાએ સ્વમતનો આગ્રહ કરવો, અને સામાનું બોલવું સાંભળવું નહિ તે વૃત્તિ અહંકાર કહેવાય છે.

# श्लोक

**आसुरीं योनि मापन्ना । मूढा जन्मनि जन्मनि ॥**
**मामप्राप्यै व कौंतेय । ततोयांत्यधमां गतिम् ॥**
**त्रिविधं नरकस्येदं । द्वारं नाशनमात्मनः ॥**
**कामः क्रोधस्तथा लोभ । स्तस्मादेतत्रयं त्यजेत् ॥**

એ છોડયા વિના કોઈ દિવસ કરેલાં શુભકર્મ ફળ આપતાં નથી; એટલુંજ નહિ પરંતુ ઇશ્વરી નિત્યકર્મ કરવા છતાં મનુષ્યને નર્કની પ્રાપ્તિ કરાવે છે.

**ગ્રહણ કરવા યોગ્ય.**

**शम**—પોતાના મનની તમામ વાસનાને સમાવી મનને ઇશ્વર-ધ્યાનમાં જોડવું તે.

**दम**—તમામ ઇંદ્રિયોને સમજાવવા છતાં તે પોતાના દુર્ગુણો ન છોડે તો તેમનાઉપર હઠ કરી બળાત્કારે રોકી તેમના દોષ સમજાવી શાંત કરવી તે.

**शौच**—મૃતિકા, જળવડે બાહ્યશૌચ, અને ઇશ્વરધ્યાન એ અંતર-શૌચ, એ કરવાથી મનુષ્ય તાતકાળ પવિત્ર થાય છે.

**संतोष**—અનાયાસે પ્રારબ્ધયોગે જે કાંઈ મળી આવે તેટલામાં આનંદ માનવો તે.

**ब्रह्मचर्य**—ગૃહસ્થે માત્ર પોતાની લગ્ન કરેલી સ્ત્રીને ઋતુદાન આપવું ને તે સિવાયના તમામે કાયા, વાચા, મને કરી મૈથુન છોડી દેવું તે.

**प्रियवाद**—ધર્મમર્યાદાનું રક્ષણ થાય અને શાસ્ત્રને દોષ ન લાગે તેવી રીતે મધુર વાણીથી સામા સાથે બોલવું તે.

**सत्य**—યથાર્થ અને આનંદ ઉત્પન્ન થાય એવી રીતનું બોલવું અને ગાય, બ્રાહ્મણ અથવા બીજાને નુકશાન ન થતાં પોતાના અસત્ય બોલવાથી સામાનું ભલું થતું હોય, તે વચન સત્ય કહેવાય છે. એને માટે ત્રાજવામાં સત્ય અસત્ય બન્નેને મૂકી વજન કરતાં જેમાં પુણ્યની વિશેષ પ્રાપ્તિ થાય તેને સત્ય સમજવું.

**क्षमा**—બીજાએ દુઃખ ઉત્પન્ન કરવા છતાં તે મનમાં નહિ લાવતાં પોતાના શરીરના પ્રારબ્ધનો વિચાર કરી તે દુઃખ સહન કરવું તે.

**इंद्रियनिग्रह**—સર્વ ઈંદ્રિયોને અશુભ વાસનામાંથી અટકાવી ઇશ્વર કાર્યમાં જોડવી તે.

**दया**—પોતાના શરીરને દુઃખ થાય તે પ્રમાણે પ્રાણીમાત્રના દુઃખને જાણી મનમાં કળકળવું અને બને તેટલો પ્રયાસ કરી તે દુઃખથી તેમને છોડવવાનો પ્રયત્ન કરવો તે.

**आर्जव**—સ્વધર્મને હાનિ ન પહોંચે તે પ્રમાણે સર્વ પ્રકારે સર્વની સાથે અહંભાવ છોડી સરળ રહેવું તે.

**दान**- ઇશ્વર સર્વના હૃદયમાં રહી સર્વનું રક્ષણ કરે છે, ત્યારે મારે અસત્ય શું કામ કરવું એ પ્રમાણે મનમાં ઇશ્વરનો ભય રાખી અનાયાસે પ્રારબ્ધયોગે શરીરથી જે કાંઈ સારૂં નબળું થાય તેને ઇશ્વરાર્પણ કરવું અને ભુખ્યાને અન્નાદિ આપવું તે

**अहिंसा**- કોઈ પણ પ્રાણીના મનને દુખવવું નહિ. ત્યારે મરાય તો કયાંથીજ.

**अस्तेय**- કોઈ પણ વસ્તુની જરૂર પડે તો તે વસ્તુ માગીને લેવી. એક તૃણ સુદ્ધાં માગ્યા વિના લેવું નહિ, તેમ રસ્તામાં પડેલી વસ્તુને પણ લેવી નહિ, અને કોઇના પુસ્તકમાંથી કંઈ લખવાની જરૂર પડે તો તે પણ તેને પૂછીને લખવું.

**अपरिग्रह**- દ્રવ્યાદિ કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ, કોઇ પણ દાન પોતાના હાથપર લેવું નહિ, જીવ્હા પાસે અસત્ય ભાષણ, પરાન્ન અને અશુદ્ધ અન્ન ભક્ષણ કરાવવું નહિ, અને કોઈ પણ રસાસ્વાદમાં જીભને બંધન કરવી નહિ, તે.

**परोपकार**- દુઃખી મનુષ્યને સંસારનાં દુઃખો સમજાવી ઈશ્વર ગુરૂભકિતમાં જોડી આપવા તે.

**तप**- ચંદ્રાયણ આદિવ્રત અને જપ અનુષ્ટાન કરી પોતાના દેહને કૃષ કરવો તે.

**स्वाध्याय**-ગુરૂમંત્રનો જપ કરી ઇશ્વરાર્પણ કરવો તે.

**बिशुद्धमन**- ઇશ્વિરગુરૂની ભકિત સિવાય તમામ વાસનાનો ક્ષય કરવો તે.

**प्रयागस्नान**—સત્વ, રજો અને તમોગુણને એકત્ર કરી શુદ્ધ સત્વગુણી થવું ( **त्रिवेणीस्नान** ) અથવા ઈડા પીંગળા અને સુષુમ્ણા એ ત્રણેને ભૃકુટીની અંદર પ્રાણાયામવડે એકત્ર કરી બ્રહ્મસ્વરૂપને જોવું તે.

**भक्ति**—શાસ્ત્ર અને ગુરૂના વચનનું પ્રાણ જતાં પણ ઉલંઘન ન કરવું અને કાયા, વાચા, મનવડે ગુરૂ. ઇશ્વર અને સાધુપુરૂષની સેવા કરવી તે.

**पूजा**—તમામ દેહને દેવળરૂપ સમજી તેની અંદર રહેલા આત્માને પોતાનું સ્વરૂપ સમજી સર્વને અભયદાન આપવું એજ ઇશ્વર પૂજન છે. એનાવડે જન્મમરણ ટળે છે.

**ज्ञान**—આત્મા અનાત્માનો વિવેક કરી બ્રહ્મસ્વરૂપને જાણી તેમાં વૃત્તિ રાખવી તે.

**ध्यान**—ઇશ્વર, ગુરૂ અને સ્વાત્માને એક જાણી તે સ્વરૂપને હૃદયમાં કાયમ રાખવું તે.

આ પ્રમાણે ગ્રહણ ત્યાગનો વિચાર કરી સુદ્ધ અને સત્વમય આચરણ ધારણ કરી છ માસ સુધી અભ્યાસપૂર્વક યોગ આદરી તમો તમારા નામનો સ્ફુટ અર્થ આવી પુછજો એટલે તમારા શંશય વિપર્યાય દુર થશે. તમારા જીવનનું સાર્થક થશે. મનની ગડભડનું સમાધાન થશે. દૈવિક ભાવો ઉત્પન્ન થઇ કૃતકૃત્ય થશો. પધારો આપને શુભ આશીરવાદ છે.

એટલું બોલી મહાત્મા સમાધિષ્ટ થયા. ન્હાલચંદ શેઠ અંતરમાં ઘણા વિચાર કરતા કરતા ઘર તરફનો રસ્તો કાપવા લાગ્યા. અને મનમાં ને મનમાં બડબડવા લાગ્યા. અરેરે મહાત્માશ્રીનાં નિષ્પ્રેહી વચનો કેવાં નિર્મળ અને પવિત્ર છે. તેમજ જીવદયાની લાગણી કેટલી

બધી કોમળ છે. વ્હાહરે વાહ ભલા ભગવાન આવા દયાળુના સમાગમથી આજ આપણે તો નવા જન્મમાં પ્રવેશ કરવા પામ્યા. ઘણા દિવસ મેં ઘણા ઘણા સંત સાધુ વેરાગી અને ગુરૂઓનાં મઠ મંદિર ઉકેલી નાંખ્યાં પણ આ તો કોઈ અલૌકિક મૂર્તિ અરે સાક્ષાત સદ્‌ગુરૂ સચ્ચિદાનંદ તરણ તારણ અધમ ઓધારણ ભગવાનજ દીઠા. પણ દીઠે આપણું શું વળ્યું ? પેલા ત્યાગવા લાયક અને ગ્રહણ કરવા લાયક એમનાં કઠણ કડવાં અને મીઠાં મધુર મનહર વચનોમાં જે છે તે છે. તો તેનું કેમ ? આ ધૂન્યમાં ને ધૂન્યમાં ઘર નજીક આવ્યા. ઘરમાં પેઠાં પણ મન અમન થવા લાગ્યું બ્હીનેલા જેવા બેબાકરા જેવા દેખાવા લાગ્યા. ઘડીમાં સંસાર સરોવરમાં તો ઘડીમાં માનસ સરોવરમાં ઝંપલાવા લાગ્યા. "પણ મારા વાંચક વૃંદ" આપણે તેઓની દશાને જરા ભુલી જઈ, આપણી કથાની નાયિકા રાણીયોગનિષ્ટા અને તેના પતિ મહારાજા પ્રબોધચંદ્રરાય તથા પ્રધાન વિવેકચંદ્ર અને તેમની પ્રિયત્તમા ચંદ્રગૌરી તરફ જરા વિશેશ આનંદ લુંટવા વળીએ. તે શું કરે છે, કેવા આનંદમાં નિમગ્ન છે. રાણી યોગનિષ્ટા યોગમાર્ગની તત્વતા શોધતી પતિભકિતમાં પૂર્ણ તલ્લિન થયેલી દક્ષબુદ્ધિની દેવી યોગનિષ્ટા તે યોગનિષ્ટાજ. ભાઇ તે પવિત્ર મહારાજા અને યોગ-નિષ્ટાના ચરિત્રને જરા ચિત્તના પ્રદેશમાં સ્થાપવા અને તેમના પવિત્ર ચરિત્રમાંથી કાંઇક "સુબોધ સુધા" પીવા આનંદપૂર્વક તેમના રમણિય **ઉદ્યાન**માં દૃષ્ટી સાથે ચાલીયે કે જ્યાં આ ન્હાલચંદ શેઠ પણ ઘેરથી નિકળી ઉદાશી ચ્હેરામાં મહારાજશ્રીનાં વચન યાદ કરતા કરતા તે ઉદ્યાનમાં શાંતપણાથી એક ઠેકાણે બેઠા બેઠા વિચાર કરી રહ્યા છે. "પણ તે ઉદ્યાન કયું ?"

# ચંદ્રભાગાનું ઉદ્યાન.



શ્રીષ્મ ઋતુના પ્રચંડતાપરૂપી આયુધવાળા ધર્મભય પર-સેવારૂપી અલંકારવાળા મહાન્ તાપને શરમાવી દેનાર ચંદ્રભાગાના શિતળ મૃદુ પવનથી સુશોભિત અને અતિ ઉત્તમ અપૂર્વ સૂખને આપનાર જેમાં અનેક લત્તાપત્રો વડે ફળદ્રુપ થયેલાં વૃક્ષોથી દેદિપ્યમાન ઉદ્યાનના પવિત્ર સ્થાનમાં સાયંકાળના સમયે માર્તંડ ભગવાન અસ્તાચળમાં પ્રવેશ કરી પોતાની રમ્ય રશ્મિઓ સંકેલતા હતા. તેવા પ્રસંગે મહારાજા પ્રબોધ-ચંદ્રરાય અને મહાન્ પતિવ્રતા મહારાણી યોગનિષ્ટા શુભ વાહનમાં બિરાજી અણચિંતવ્યાં એક શિતળ કુંજમાં પધાર્યાં, બન્ને દાંપત્ય ઘણા આનંદથી કેટલીક મીઠી મીઠી હૃદયને અપરમિત હર્ષ પમાડે એવી વાતો કરતાં કરતાં એક બીજાની દૃષ્ટિ એકત્ર ભાવવાળી કરી હશી પડયાં. આ હાસ્યનો હેતુ પરસ્પર પૂછવા ઉત્સુક બન્યાં.

યોગનિષ્ટા—પ્રાણનાથ ? આપના હાસ્યનો શો હેતુ છે ? આપની આ દાસીના હાસ્યથી આપનું અહિત તો નથી થયુંને ?

મહારાજા—(હસતાં હસતાં) હા તેમ તો ખરૂં.

યોગનિષ્ટા—(જરા મનમાં વિચારી) હે દયાનિધે ? મારે વિષે જે શંકા ધરી હોય તે કૃપા કરી કહેશો ? મારા દોષને જણાવશો ?

મહારાજા—(શાંત મુદ્રાથી) તમો શું સુધારી શકશો ? મારા મનમાં ઉંડી વજ્ર જેવી ગ્રંથી પડેલી ઉકેલી શકશો ?

યોગનિષ્ઠા—પ્રાણપતે ? આપના કોમળ હૃદય-કમળમાં એવી તે વજ્ર જેવી ગ્રંથી શી બંધાઇ ગઇ. શું મારા હસવાથી બંધાઈ ગઇ ? ન ઉકલે એવી શી વસ્તુ છે ? જે વડે ગુંચવાય તે વડે કાં ન ઉકલે ? આપ મારા હૃદયેશ્વર જે કાંઇ હોય તે સુખેથી આ આપની દાસીને જણાવો અને ભૂલ થઇ હોય તે ક્ષમા કરો.

મહારાજા—ભલે ત્યારે તમારૂં અંતઃકર્ણ જાણવા ઇચ્છે છે તો જણાવી દઉં. હે પ્રિયતમા, પ્રાણેશ્વરી ! આપણે ઇષ્ટ કૃપાથી સત્ય ધર્મ નિયમથી આપણા સંસારને સુખમય જોવા ઇચ્છીએ છીએ. પ્રજાઓમાં પણ તેનું પાલન કરવા પ્રયત્ન સેવીએ છીએ. નિરંતર સંત મહાત્માઓને શીરોમણી ગણી તેઓના ચરણાંવિંદની રજને ચાહિએ છીએ. નિર્મળ અંતઃકર્ણ રહેવા તત્પર રહીએ છીએ. છતાં મારૂં મન કાલે સાયંકાળ સુધી તદ્દન શાંત હતું. રાત્રિનું ભોજન કર્યા પછી તમારા પ્રિય વદન કમળને જોતાં પ્રબળ મારા મનને મથી નાંખે એવો કામ પ્રકટ થયો. જોત જોતામાં એકદમ મારો સંયમ છુટી ગયો. તમારા આકર્ષણથી સબંધમાં જોડાવવું પડયું, તે એટલી બધી ગેર વ્યવસ્થામાં તલ્લિન થવાયું કે પ્રભાતમાં પ્રાતઃસ્મર્ણાદિક્રિયાઓ ન છુટકેજ થઈ. ઝીણી દૃષ્ટિથી જોતાં મને માલુમ પડયું છે કે હર હંમેશ કરતાં કાલે તમારી પ્રબળતા વિશેશ પ્રમાણમાં હતી. જેનો પ્રતાપ હજુએ પણ વધુ ને વધુ મારા મનને આકર્ષે છે. હે રમ્ય રમા આવા રતિ પતિના તિવ્ર બાણોથી હું ધર્મજ્ઞ છતાં મારા જેવાના મનને સંતાપે છે. તો એવી પીડારૂપ આવીપડેલી આ દુસ્તર ગ્રંથીને કેવી રીતે છોડવી. તે જરા કેહેશો ? યોગનિષ્ટા કહે, પ્રિયપ્રાણેશ ! આપ કહો છો તે અક્ષરે અક્ષર ખરૂંજ છે, પણ પોતાનું સત્ય સ્વરૂપ

મિથ્યા માનવા મનાવવા કોઇપણ ઇચ્છે ? એજ ન્યાયે સત્ય સ્વરૂપ જે તમારૂં મારૂં એકજ છે. તેની સત્યતાની સાબીતી કરતી હઉં. તેમાં આપની હાની શી ?

પ્રબોધચંદ્રરાય—ભલે તમો તેમજ ઇચ્છતાં હો તો તે મારાથી ના કહી શકાય નહિ; માટે એ સંબંધનો જે સત્ય વિચાર હોય તે અવસ્ય મને જણાવશો.

યોગનિષ્ટા—હે નાથ ! આપ ગુણજ્ઞની સમીપ હું ડાહી નથી છતાં આપની આજ્ઞા શીર ચઢાવી આપના આગળ મારા અલ્પજ્ઞ પણ સત્ય વિચાર જણાવું છું.

## " કામનો હેતુ સ્થુલ નથી પણ સુક્ષ્મ છે."

મનુષ્યને કામ ઉત્પન્ન થવાનું કારણ આ સ્થૂળ પંચતત્વ નથી પણ સંકલ્પ છે. તે સંકલ્પ સુક્ષ્મ દેહમાં રહેલા મલિન વાસનાવાળા મનથી રચાયેલો છે. એ સંકલ્પને આપણે જેટલી મુદ્દતવાળો લાંબો લંબાવીયે તેટલી મુદત્ત સુધી વધી શકે છે. જેટલા પ્રમાણમાં ટુકાવીયે તેટલા પ્રમાણમાં તે ઘટી શકે છે.

યોગિ લોકો પોતાના બળનું પ્રમાણ જોઇ અને આટલી મુદત રહે તેવો સંકલ્પ કરે છે તો તેટલી મુદતે સમાધી છુટે છે. આજ નિયમ પ્રમાણે આપના સમીપ આ સ્થૂલ (દેહ) પંદર દિવસ રહ્યું છતાં કોઇપણ વિકાર ઉત્પન્ન ન થયો ને કાલેજ થયો એનું કારણ શરીર નથી પણ મનોબળ છે. જે સંકલ્પના નામે ઓળખાય છે.

તેને માટે ગીતામાં શ્રી કૃષ્ણભગવાન કહે છે કેઃ—**ध्यायतो विषयान्पुंसः संगस्तेषू पजायते । संगात्संजायते कामः कामात्क्रोधोऽ भिजायते ॥ भ० अ० २ श्लो० ६ २ ॥** વળી (**कामंजाना**

**मिते मूळं संकल्प प्रभवात्मकं।)** ઇત્યાદિ આ શાસ્ત્ર પ્રમાણેની રીતે તમોને મદન ઉદ્દભવેલો તેવેળા હું તદન શાંતજ હતી, છતાં આપની વૃત્તિ સમજી જઇ તુરતજ મેં કૃત્રિમરૂપ ધારણ કરી લીધું, તમારા મનનો મોહ વિશેશ છે એવું જાણવાથી હું સમજી કે આ મોહ જ્ઞાનથી નહિ પણ ક્રિયાથીજ મટશે. (કારણ ક્રિયાથી શાંતિ પામતાં સ્વસ્વરૂપાકાર થવા વૃત્તિ આતુર થઈ વલખાં મારશે એવા નિશ્ચયથી કાર્યની યોગ્યતા ધરી.) હે હૃદયકાંન્ત ! આ ક્ષણીક આત્માનંદ ઉપરથી જો આસ્થા ઉડી ગઈ હોય તો આપણે તેને બીજા રૂપમાં બદલી નાંખીયે જેનું એક ગંભિર સહજ શિતળ પરિણામ ઉપજે.

પ્રબોધચંદ્રરાય—પ્રિયતમા ! તમારા મહાન્ જ્ઞાન શક્તિના વિચારો આજ મને પર્મ આનંદ આપી કૃતકૃત્ય કીધા છે. તમારી સત્ય આત્મ બોધિક વાર્તા વેદના ભેદને તોડી આગળ વધી છે. તેથી ઘણો સંતોષ પામ્યો છું, માટે આપણું અત્યંત શ્રેય થાય તેવો પ્રથમ વિચાર કરી કરવા લાયક કૃત્યોને અને ધરવા લાયક ધર્મોને આચારમાં મુકીયે.

યોગનિષ્ટા—ભલે દયાસિંધો ! આપણે કોણ અને આપણ અરસપરસ કેવી રીતે સંબંધમાં જોડાયા છીએ તે વિષે મહાન્ વિચારવાનું છે. તે વિચાર આપના આગળ પ્રદાર્શત કરૂં છું તે દયા કરીને જરા સાંભળો.

## "આપણે કોણ"

રાગઃ-મને કૃષ્ણ જોયાના કોડ, સૈયર ચાલોને. (સોરઠ)

નહિ સ્વરૂપમાં પરિચ્છેદ, પ્રિયતમ પ્યારારે,
મુજ તુજ વિષે નહિ ભેદ. અભેદ એક ધારારે. ટેક૦
આપ તણા ઉજાસથીરે, રંગ રમું દિન રાત,

આપ તણા કાંઈ ક્રોધથીરે, આપ રૂપ બનું સાક્ષાત-પ્રિયતમ ૧
જીવ ઇશની હું માવડીરે, આપ છો ચૈતન ચંદ,
અમોઘ વિર્ય છે આપનુંરે, હું ધારણ હારી મકંદ-પ્રિયતમ ૨
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાંરે, જ્યાંહાં રહો ત્યાં પાસ.
પ્યારા પલંગ બિછાવીનેરે, હું તો હરખે રમાડું રાસ-પ્રિયતમ ૩
**एकोहं बहु स्यामनीरे, सर्वं खल्वीदं ब्रह्म,**
તે છું દાસી આપનીરે, જેનો કોઇના જાણે મર્મ-પ્રિયતમ ૪
જગત રૂપ ઝળકારનોરે, વૃત્તિ રૂપ સબંધ,
સુદ્ધ સ્વરૂપમાં હું રમુંરે, નહિ બીજી કાંઈ ગંધ-પ્રિયતમ ૫
રસમય રંગ કૃતિ મતિરે, રસમય સર્વ સમાજ,
રસમય છું રસિક આપમાંરે, રંગબિના રદયમણીરાજ-પ્રિયતમ ૬

**रसंलब्ध्वा नंदीभवति ॥ (तैतरेयो पनिषद:)**

(મારૂં સત્ય સ્વરૂપ) જો કે આપણે અચળ અભેદ સત્તા સ્વરૂપ છીએ છતાં કાર્ય પરત્વે સ્વામી શેવકભાવે હોઇએ તેવાં પ્રતિતમાં આવીયે છીએ. હાલ આપણે જાગ્રતાવસ્થામાં આવ્યાં છીએ. છતાં તમો જેટલા જોઇએ તેટલા સ્વામીભાવપણાને સ્વતંત્ર થયા નથી. ને હું હજુ દાસ્યભાવથી છુટી નથી. ફક્ત આપણ બન્નો હાલમાં આપણું ભુલાયેલું સ્વરૂપના જાણનારાં થયાં છીએ. ને તે સ્વરૂપાનંદામૃતનો આભાસ, **ભોગથી** કૃતાર્થતા માનનારાં છીએ. પણ છેલ્લા પગથીએ પોહોંચ્યાં નથીજ.

દરેક મનુષ્ય સમજે છે કે, પીતા જે પુંજી સોંપી ગયા હોય તેમાં લ્હેણા ને દેણાની રકમોનાં ખાતાં પત્રાં હોય તે વાંચવાથી વસુલ કે રોકડા ઘરમાં નાણાં આવી જતાં નથી પણ પ્રયત્નપૂર્વક આપ લે

કરવાથીજ દ્વૈતોહમંદ નિવડાય છે: તેમજ હું મંગળમય પરમાત્મા સ્વરૂપ છું, એટલુંજ જાણી બેસી રહેવાથી કદાપિ કૃતાર્થ થવાય નહિ. પણ તેનો દ્રઢતાપૂર્વક પ્રયત્ન શેવે (પરમાત્માની પ્રતિજ્ઞા છે કે જગત તે હુંજ છું અને હું છું તેજ જગતરૂપ છે) ત્યારે જગત એજ મારૂં સ્વરૂપાનંદ અમૃત સ્વરૂપ છે. અને એજ હરિરૂપ જગત તે હું સ્વ-સ્વરૂપ છું, તે જગતને હું અંશેય ભાવથી એટલે મન, વાણી, કાયા વિગેરેના વ્યાપારોથી હરિમય જોઉં અનુભવું ત્યારેજ હું મારા પોતાના સ્વસ્વરૂપાનંદને પામું. આજ શબ્દને. ( હરિરેવ જગત ) ઓળખી લેવો જોઇયે.

જો આ આત્માને જાણે તો તે પરમ સત્ય શિતળ સ્વસ્વરૂપા સંધાનને મેળવે છે. જો તે પોતિકા સ્વરૂપ ને ના જાણે તો મહાન વિનાશ છે, આવી રીતે જાણી, બુદ્ધિનું રક્ષણ કરી સુદ્ધ સત્વાવસ્થા મેળવનાર પુરૂષો દરેક પ્રાણી પદાર્થરૂપ જગતને વિશે મારૂં પરમમંગળ નિત્ય, સુદ્ધ સ્વરૂપ છે એમ પ્રથમ જાણી પછી તે સ્વસ્વરૂપા સંધાન જેવી પ્રક્રિયા કરતાં તે પોતાનો જે આત્માનંદ તેનો પ્રત્યાઘાત સ્વરૂપે ઉછરેલો આનંદ મારૂં અભેદ અનિર્વાચ્ય, સ્વસ્વરૂપ છે. આ પ્રમાણે અનુભવ કરીને આ લોક તથા પરલોકના ક્ષણીક, નાશવંત, પદાર્થોની વાસના ક્ષય કરી સ્વસ્વરૂપાનંદરૂપ થઈ અજરામર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સ્વરૂપ થાય છે.

સારા મળીયાગરૂં ચંદનને હાથમાં ઝાલી રાખવાથી જેટલો આનંદ નહિ થાય તેટલો તેને ઘસવાથી સુગંધમય આનંદ થાય અને તેથી વિશેષ પોતાને લગાડવાથી અપરમિત આનંદ થાય. શિતળતા અનુભવાય એજ પ્રમાણે સર્વભૂત ને પોતાનું સ્વરૂપ ગણી પુજનાદિક

કરવાથી કે સેવા બજાવવાથી અને સર્વભૂતને પોતે સ્વસ્વરૂપ જાણવાથીજ પોતાપણાનો લાભ પ્રાપ્ત થાય છે.

દરેક પ્રાણીઓને સ્વસ્વરૂપ ગણી ઉપકાર કરતાં વળી એટલું બધું શું મળી જતું હશે, એવો પ્રશ્ન કરનારને જણાવવાનું કે સર્વત્ર મારૂં **સ્વસ્વરૂપ** છે એવું સમજી દરેકનું ભલુ ઇચ્છનારા **વિશ્વજીત-યજ્ઞ** કરનાર મહાત્માઓની સર્વત્રમાં રહેલી ભિન્ન ભિન્ન બુદ્ધિ છુટી જઈ એક સ્વરૂપીણી **સમાન** બુદ્ધિ થઈ જાય છે. એ સમાનાકાર નિશ્ચય સુદ્ધ દશા તે પ્રાણીના પુરૂષાર્થની અંતિમ્ દશા છે.

હે પ્રિયપતી ! પૂજ્ય પુરૂષોની કૃપાથી આપણો દેશ સઘળી વાતે હાલ સુખી છે ને તેઓ સદા આનંદની લ્હેરો ઉડાવ્યા કરે છે. પણ એ તેમનો આનંદ અંધારામાંજ ગોથાં માર્યાં કરે છે. તેને ઉત્તમ પંક્તિમાં લાવી આપવો એટલીજ આપણી ફરજ છે. પ્રજાનું પુત્રવત્ પાલન કરવું એજ આપણું કૃર્તવ્ય છે. પ્રજા ઉપર સંપૂર્ણ પ્રીતિ પાથરી વિસુદ્ધ પ્રેમથીજ પ્રેમી પ્રજાનો પ્રેમ મેળવી તેમને આત્મસ્વરૂપ ગણી તેમના દુઃખોનું નિવારણ કરવું. વત્સ્વત્, પ્રજાના દોષો હોય તો તેની ક્ષમા ચાહી. ભયથી નહિ પણ નિર્ભયતાપૂર્વક તેમના સુખદ પ્રેમને આલીંગન કરવા તેમના તરફ પ્રેમથી ઉત્સાહનું પ્રોક્ષણ કરી પાલન કરવું. હે સ્વામીનાથ ! રંકથી રાજા પર્યંત તૃણથી મેરૂ પર્યંત નિચથી ઉંચ પર્યંત સ્થાવર જંગમાત્મક દરેક દશ્ય પ્રપંચમાં અને તેથી બહાર પોલાણમાં (આકાશમાં) સર્વત્ર ઠેકાણે એકજ આત્મઆણું વિરાજીત છે. એટલે મહાન્ કૃતિથીજ સઘળું વ્યાપ્ત છે. માટે અહં-ભાવ દુર કરી યોગ્ય બુદ્ધિ ધારણ કરવી. (વિવેકવાળી) જેથી સફળતા

થાય. હે કાન્ત ! આપના આગળ સ્પૃહારૂપ બોલાયું હોય તો માફ કરશોજી. હુ આપની ક્ષમા ચાહી વિરમું છું.

મહારાજા—ધન્ય છે, પ્રિયતમા? ત્હને ધન્ય છે, તારા દરેક શબ્દો સત્ય છે, આપણે આ કાર્યમાં વિશેશ જાણવા કોઇ સુજ્ઞ સન્મિત્રની ખાસ જરૂર છે, અને એવાં ભલાં મનુષ્ય આપણા રાજ્યમાં પોતાનાં ગણીયે તો વિવેકચંદ્ર ને તેની ઉદાર પન્નિ ચંદ્રગોરી છે, અરે વિવેકચંદ્ર તે વિવેકનીજ મુર્તિ છે અને ચંદ્રગોરી તે ચાંદની જેવી શિતલ શાંત શાંતિની મુર્તિ છે, ( આમ જયાં વિવેકચંદ્રનું ચિંતન કરે એટલામાં તો ત્યાં અનાયસે તે યુગલ દાંપત્ય જોડુ ઇશ્વર ઇચ્છાયે ફરતું ફરતું ત્યાં આવ્યું ) આમ વાર્તાલાપ ચાલે છે એટલામાં તો ( બન્ને ) પ્રધાન વિવેકચંદ્ર અને તેમની સ્ત્રી ચંદ્રગોરી ઘણા હર્ષથી મહારાજાની નજીક સાષ્ટાંગ દંડવત કરી સન્મુખ ઉભાં તે જોઇ મહારાજા શ્રી અને રાણી યોગનિષ્ટા આશ્ચર્ય ચકિત્ થઈ ગયાં અને મુખાકૃતિ મલકાવી તેમને પોતાની પાસે બેસવા જણાવ્યું. બન્નેના બેઠા પછી મહારાજા શ્રીએ કહ્યું કે મારા સ્યાણા સચિવ પ્યારા પ્રધાન તમો દિર્ઘાયુષિ રહો. મેં હમણાંજ તમોને યાદ કર્યા હતા અને તુર્તજ તમો આવી પહોંચ્યા.

વિવેકચંદ—હે દયાસિંધુ ! આપ અમોને યાદ ન કરો તો બીજું કોણ યાદ કરે હે મહારાજા મને યાદ કરવાનું કારણ જણાવવા કૃપા કરશો એવી આશા છે કે જે કારણ હોય તે કારણ આ આપના દાસથી બને તેવી રીતે ત્વરીત ઉપાડી લેવાય અને કૃતકૃત્ય થવાય. જે આપના હૃદયસ્થાનમાં પવિત્ર હેતુ હોય તે જરૂર જણાવશો. જે આજ્ઞા હોય તે ફરમાવશો. આપની સુદ્ધ આજ્ઞા કોણ ના સ્વિકારે આપ પ્રજા પાલક, પ્રજા રક્ષક, પ્રજાના પ્રાણ, આપ સુભાગી પ્રજાના સ્વામિ

છે. પ્રજા આપણા સંપુર્ણ આત્મબળના પ્રેમપિયુષ્યનું પાન કરી નિરંતર આપનું યશોગાન કરે છે.

પ્રબોધચંદ્ર—પ્રિય પ્રધાન! આપ સુજ્ઞ છો. આપની વિચારવંત પ્રાજ્ઞ બુદ્ધિથીજ આપે આપની દક્ષતા મેળવી છે. ખરેખર આપ મારા રાજ્યમાં એક અનુપમ રત્ન છો. હું આપને મારા વિચાર જણાવું અને આપ તે વિચારને વિચારી યોગ્યરીતે જન સમાજમાં ગોઠવો છો. તેથી અતિ ઉત્તમ કાર્ય બને છે. અને અનેકવાર ક્ષણે ક્ષણે આપની સલાહ લેવા મારૂં મન ઉત્સાહ રાખે છે. ભાઇ! પ્રજાને અત્યુત્તમ પુર્પાર્થવાળી બનાવવા અને પ્રજાના વિશુદ્ધ પ્રેમનું પાલન કરવા તેમજ પ્રજાનું અલૌકિક પરલૌકિક શ્રેય સાધન કરવા દિન પ્રતિદિન મારા અંતઃકરણમાં સ્ફુર્ણા આવ્યા કરે છે. આ ક્ષણિક જીવનમાં પૂર્વના પૂન્યથીજ ભલે કદાપી જન સમુદાયે મને રાજ્યસ્થાન આપ્યું હોય અને તેમની સંભાળ રાખવા તેમનું હિત કરવા મારા મહદ્‌ભાગ્યમાં ઓતાયેલું હોય તો મારે મારા ધર્મયુકત ફરજ અદા કરવા ચુકવું નહિં જોઇએ. મારા વ્હાલા મિત્ર! આજ તો આ રાજ્ય વૈભોગ છે અને પુનર્જન્મ રંકાવસ્થામાં પ્રાપ્ત થાય અથવા આને આ જન્મમાં સ્થિતિ બદલાઇ પણ જાય. કારણ હું સમજું છું કે રાજય મદેકોને નથી પછાડયા. લક્ષ્મિના મદેકોને નથી રોળયા, કુળના મદેકોને નથી ઉતાર્યા. રૂપના મદે કોનેનથી રંજાડયા, ભલાભલા હિરણ્યકશ્યપુ, રાવણુ, વેન, દુર્યોધન, શિશુપાળ, કંશ, જરાસંઘ, કાલયવનાદિક સરખા આ પૃથ્વીના પડમાંથી અહંના યોગે નષ્ટ ભ્રષ્ટ થઇ કયાંયે ઉડી ગયા કે પાછળ કોઈ તેઓને તેના સંબંધીઓ તરફથી રોનાર કે જોનાર પણ નથી રહ્યું. એટલાજ માટે પૂર્વ સંસ્કારી, મનુ મહારાજા, પૃથુ,

ભગિરથ, યયાતિ, અંગ, પરિક્ષતાદિ પોતાનું ધર્મયુકત કર્તવ્ય બજાવી (જનસેવા) ચતુર્થાવસ્થામાં સર્વ ઉપભોગનો ત્યાગ કરી પોતાના પુત્રોને નીતિ, ધર્મ, જનસેવા સમજાવી રાજ્યપદ આપી પોતાનું શ્રેયઃસાધવા પવિત્ર સ્થળ (વા) તિર્થોમાં નિવાસ કરી સ્વસ્વરૂપ પદ પ્રાપ્ત કીધું છે. તેવીજ રીતે મારી પણ જીજ્ઞાસા છે તો તેમાં આપ આપના સુવિચાર જણાવશો. સન્મિત્રની રીતિ પ્રમાણે આપને મારા અંતઃકરણના વિચારો દર્શાવી દેઉં છું. વિશેશ મારી અર્ધાંગનાના ઉચ્ચ મનોબળથી મને વધારે મદદ પ્રાપ્ત થઇ શકે તેમ છે. માટે તમો તથા રાણી યોગનિષ્ટા અને શાંત સ્વરૂપિણી મારી પુત્રિવત્ ચંદ્રગૌરી મળી યોગ્ય હોય તે દર્શાવશો એવી અભિલાષા રાખું છું. એટલું બોલી મહારાજા ચુપ રહી ગયા. તેમના મુખારવિંદ ઉપર નિઃસમ પ્રેમની છાયા છવાઇ ગઇ. વિવેકચંદ્ર વિવેક દ્રષ્ટીથી વિચારવા લાગ્યા.

પ્રિય વાંચકવૃંદ ! જરા વિવેકચંદ્રની વિવેક દ્રષ્ટી તરફ જોતાં પહેલાં વિવેકચંદ્ર કોણ હતો તે જણાવી દેવું જોઇએ. વિવેકચંદ્ર ખાસ વૈશ્ય જાતિનો હતો પરંતુ તેના પૂર્વજન્મના ઉચ્ચ સંસ્કારોને લીધે તેનામાં ઉચ્ચ મનોભાવના અને ઉચ્ચ આત્મબળ પ્રકાશતું હતું. તેણે જન્મતાંજ નાની વયમાંથી અનેક કષ્ટ ને દુઃખો સામે ટક્કર ઝીલી હતી, અસત્ય પદાર્થો અને અસત્યાચર્ણો સામે સત્યની રશ્મિઓથી યુદ્ધ સ્વિકાર્યું હતું, તેમાં એને બીજું કંઇ કરવું પડતુ નહિ પણ મન, બુદ્ધિ, ઇંદ્રિયદમન અને સંપૂર્ણ બ્રહ્મચર્ય ધારણ કરી અહંનો નિગ્રહ કરી લીધો હતો. એણે સર્વ રીતે મન, ઇંદ્રિયો ને શરિર (પંચ ભૂતો ઉપર) વિજય મેળવ્યો હતો. મન, કર્મ, વચનમાંથી હિંસાનો હિસ્સો તદ્દનજ નાબુદ કરી તિતિક્ષા વ્રત ધારણ કર્યું હતું. નિરંતર

પોતાના વચનોમાં સત્ય અને પ્રિય હિતકર મૃદુતા સમાયેલી હતી. સમષ્ટી યાવત્ જીવ જડ ચેતન પોતાના આત્મસ્વરૂપમય ઐકય દેખાવામાં જરાપણ ભેદ નહોતો. "મેઘ મહારાજા પોતામાંથી પ્રથક પ્રથક અસંખ્ય બિંદુ વરસાવે છે અને તે બિંદુ સમુદ્રમાં ઐકયતા પામી જાય છે. તે પ્રમાણે પોતાના શુદ્ધ સ્વરૂપમાં સર્વત્ર જીવોની ઐકયતા કરી ગંભિર બળ પ્રાપ્ત કરતો." તેથી વારંવાર કોઇ દેવાંશી જેવો પ્રભાવ ઝળહળી નીકળતો, વળી કોઇ કોઈ વાર આકાશ તરફ જોતાં પ્રભાકર ( સૂર્ય ) સ્વચ્છ રશ્મિઓથી જણાય, તો કોઈ કોઇવાર અભ્ર (વાદળાં)ના ઢાંકણથી ઢંકાયેલ હોય અને તેથીજ મલિન સ્વરૂપ દેખાય તેમ કેટલીક વાર આવર્ણો ના વેગથી મુગ્ધપણું ધારણકરી પોતાના પ્રકાશને છુપાવી રાખતો અને કોઇવાર પ્રકાશ પણ આપતો. તેની સ્ત્રી નિરંતર પતિપરાયણ રેહેનારી હોવાથી અને તેના પવિત્ર સંગથી તેનામાં દૈવિગુણો દેખાતા હતા અને શાંત ચિત્તવાળી હતી. દૈવિ ઉભય જોડું એક આનંદની ખાણરૂપ હતું, તે પૂર્વ સંસ્કાર યોગબળે આપણા મહારાજાશ્રીના રાજ્યમાં અગ્રગણ્ય પ્રધાનપણું ભોગવવા આ વિવેકચંદ્ર સરજાયેલો હતો. રાજા પ્રધાનના સ્વરૂપમાં દુધ સાકરનો સંયોગ થયેલો કહીએ તો વિશેષ યુકિતતો નાજ ગણાય.

પ્રધાન વિવેકચંદ્ર અને તેની પત્નિ ચંદ્રગૌરી બન્ને નિર્મળ અંતઃકરણથી અને શુદ્ધ ભાવથી મહારાજા પ્રબોધચંદ્રને તેમનાં રાણી યોગનિષ્ટાની તન મનથી આજ્ઞા સ્વિકારી તેમને ઇષ્ટિ સ્વરૂપ લેખી નિરંતર માનસિક પૂજન કરી કૃતાર્થ થતાં અને મહારાજાશ્રીને સત્ય વકતા નીતિ, નિપૂણ્ય જાણી ઘણાજ સ્નેહ પૂર્વક ક્ષણે ક્ષણે વાર્તાલાપમાં આનંદ લુંટતાં, નિત્ય નવનવી પ્રજાની હિતકર યોજના સોધતાં

અને એક વાત અનેકવાર વિચારી અમલમાં મુકતાં હતાં, તેથી આવા પ્રમાણીક સ્વભાવમાં સ્વસ્વરૂપજ પ્રકાશતું હતું. તે વિવેકચંદ્ર મહારાજાના મુખાર્વિંદમાંથી પરમ સ્તુત વિચારોને સાંભળી તુરતજ હર્ષ પામ્યો અને વદનસ્મિત કરી મહારાજા તરફ વિનયયુક્ત પોતાનાં પવિત્ર વચન ઉચ્ચારવા આદર કર્યો.

વિવેકચંદ્ર—હે દયાવિષ્ટ મહારાજાધિરાજ ! આપના પવિત્ર વિચારો ઘણા સ્તુત્ય છે. ખરેખર પ્રજાને સુખની ઉચ્ચ ભુમિકા ઉપર લાવવા આપ શિવાય બીજો કોણ ધારી શકે ? પ્રજા એ આપણું ખરેખરૂં અંગ છે એની જેટલી પુષ્ટી તુષ્ટી થાય તેટલી આપણીજ પુષ્ટી તુષ્ટી નિઃશંક છે. પોતાનાં બાળકોને કેળવવામાં માતપિતા જેટલો શ્રમ વેઠે છે તે પોતાની ઉન્નતિરૂપ છે. તે પ્રમાણે પ્રજાને ગણી પ્રજાનું શ્રેય તે પોતાનું શ્રેય માનવું જોઇએ. પૃથ્વીમાંના વૃક્ષોમાંથી જેટલાં ઉંચા ફળ લેવાની ઇચ્છા હોય તેટલા ઉંચા રક્ષણ કરી ઉંચ્ચ બિજ વાવવાં જોઇએ. અને તેને માટે રક્ષા કરનાર રક્ષકો ઉંચ્ચ ભાવવાળા હોવા જોઇએ. તોજ ઉત્તમફળ પ્રાપ્ત થાય. પણ પ્રજાને ઉંચા પુરૂપાર્થ ઉપર કેવી રીતે લાવવી એ ઘણું ગુંચવાડા ભરેલું છે. કારણ અવિદ્યા માતાના હજારો હાથમાં બાથ ભરાયલા આ જીવરામભાઈની કોટાન્ કોટી સંખ્યા એકજ ઉપાયે ઉંચ્ચ કોટીમાં આવી શકે એ અસાધ્ય છે. કારણ તે જીવો કોટાન્ કોટી વાસનામાંથી મુક્ત થાય ત્યારેજ સ્વસ્વરૂપાનું સંધાનનો સરળ રસ્તો પકડે.

આપણે તેઓનું શ્રેય કરવા શકય છીએ. તથાપી ન્હાના બાલકને પ્રથમ મોટા માસ્તર એકડો ઘુંટાવે ને ત્યારબાદ આસિસ્ટંટ તેના ઉપર દેખરેખ રાખી તેના સ્વભાવાનુંસાર એકડો બગડો વિગેરે શિખવે

તેની માફક એ લોકોને આપણે શુદ્ધ નીતિના વર્તનાર હોઈ તેમને શુદ્ધ દિલથી કોઈપણ સ્પૃહા શિવાય તેમના સ્વસ્વરૂપાનુસંધાન કરવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. તેમના લાયક ઉત્તમ વ્યાખ્યાનો આપી તે માર્ગે ચડાવવારૂપ એકડો બતાવવો જોઇએ. તેમનાં મનને સંતૃપ્ત કરવા આપણા વિશુદ્ધ પ્રેમનું તેમને દર્શન કરાવવાથી તેમની આપણા ઉપર પૂર્ણ પ્રીતિ થાય, માટે ધર્માચાર્યો ને તે કામ સોંપવું કે તેઓ તેમની નિષ્કામ પ્રવૃત્તિઓથી સ્વસ્વરૂપાનુસંધાન રૂપી એકડા ઘુંટાવે અને જનહિત જાળવે. પ્રપંચિક પુરૂષોથી આ કામ બનવું કઠીણ છે. નિષ્પ્રપંચ મુક્ત સમાન દૃષ્ટીવાળા ઉંચ્ચ મનોગામી પુરૂષોજ આ કાર્ય ઘણા ઉમદા પ્રકારથી કરી શકે. પણઃ–

હાલ ધર્માચાર્યો જો કે મહાન્ ધીમાન શાસ્ત્રવેત્તા છે છતાં તેઓ બીજીજ પ્રવૃત્તિમાં પડયા છે. તેમાં જે ખરા જેવા હતા તે વાનપ્રસ્થ અવસ્થામાં નીકળી ગયા છે. હવે તેમને આપણે શીખામણ દેવી એ અયુક્તજ ગણાય. છતાં યુકિત પ્રયુકિત વાપરી કહીએ, કેહેવરાવીએ તો શરમનામાર્યા વર્તે ખરા પણ તે તેમનું શુદ્ધ વર્તન નહોવાને લીધે લોકોમાં તેમની શુદ્ધ છાપ પડવી મુસ્કેલ છે. એટલે કરેલો પ્રયાસ વ્યર્થ જાય. વૈરાગ્ય શિવાયની તત્વ નિરૂપણની વાતો કરવાથી બોધ થઇ શકે નહિ તેવી જો વાતો કરવાથી બોધ થતો હોય તો છાપનારાનેજ થાય, "રસોઇ કર્યા શિવાય રસોઇનીજ વાતો કર્યાથી ક્ષુધાની તૃપ્તી થતી નથી" મનની શુદ્ધતા વિના હૃદય પવિત્ર હોઈ શકે નહિ. હૃદય પવિત્ર વિના બુદ્ધિયોગ હોઇ શકે નહિ. બુદ્ધિયોગ વિના તત્વજ્ઞાન અને ઉચ્ચ ભુમિકા પ્રાપ્ત થાય નહિ અને બિચારા લોકોની આત્મિક ઉન્નતિ પણ બને નહિ. લોક કલ્યાણાર્થે મહદ્ પુરૂષોએ સંપૂર્ણ

તપશ્ચર્યા કરી ઇંદ્રિય નિગ્રહ, મનો નિગ્રહ, શમ, દમ, તિતિક્ષા, સમાધાન વડે પોતે પરમ શાંતિ પ્રાપ્ત કરેલી હોય તેઓના સત્ય, પ્રિય સરળ શબ્દોજ અનુભવરૂપેજ બોધ દ્વારા પ્રકાશી સામી વ્યક્તિને પ્રકાશ આપી શકવા પામે છે.

હે મહાનુભાવરાજન ! એટલું તો ખરૂંજ છે કે, પરમ વૈરાગ્યવાન શ્રેષ્ટ પુરૂષનાં વચનાંમૃત ઘણાંજ કીંમતી થઇ પડે છે. ચારેક માસ ઉપર એક પર્ણકુટીમાં મંગળેશ્વર નામનાઅત્યુત્તમ વૈરાગ્યવંત વાનપ્રસ્થે મને એવી મૃદુમંજુલ ભાષામાં "ઘેર પધારવા સંબંમાં" ઉત્તર આપ્યો હતો કે મારાથી તે વિષે વિશેષ બોલી શકાયું નહિ. એવા પુરૂષો આજના આચાર્યને એક ટકોરો મારે તો તેમની સ્થિતિ પરમ આચાર્યરૂપ થાય. ધર્મના સ્થંભરૂપ આચાર્યો હોવા છતાં સ્થૂલ ભાવનાવાળા અવિદ્યા આધિન જીવન ગાળનારા લોકોના સ્હેવાસથી અને તેમની પ્રપંચ યુકત દ્રવ્યાદિક વિગેરેની સેવા સ્વિકારવાથી મહા માયાની પ્રસાદી વશ થઈ મોજ, શોખ, રંગ, રાગના લાડમાં પ્રવૃર્તિ રહ્યા છે. અને પરમ ગુરૂપદના અધિકારી હોવા છતાં જન કલ્યાણના માર્ગને દૃષ્ટીએ છુપાવી, કોણ જાણે કીયા યોગને વધાવી રહ્યા છે. તેથી તેમનું વર્તન આપણને જાણે મોટાઈ દેખાડવા પુરતું હોય નહિ શું તેમ ભાસે છે. માટે તેમને હાલ કંઇ કેહેવા કરવા શિવાય એવી યોજના યોજવી જોઇએ કે તેઓ સિદ્ધા ક્રમને ગ્રહણ કરે. એ આચાર્યો પૂર્વના યોગ સંસ્કારવાળા હોવાથી તે પદ ઉપર વિરાજ્યા છે. માત્ર જાગ્રત કરવાની આવસ્યકતાની જરૂર છે. એ પોતે પોતાના રૂષિમુનિ આચાર્યના સિદ્ધાંતો પાળી સ્થૂલ પદાર્થ ભાવનાને અંતઃકરણ પૂર્વક ત્યાગ કરી ત્યાગી બની જાય. અને સત્ય સિદ્ધાંતો પ્રસિદ્ધિમાં

મુકવા કટિબદ્ધ થઇ પોતાના મત પંથના દુરાગ્રહને છોડી "જે એક અદ્વૈત અખંડ અવિનાશી સચ્ચિદાનંદ સ્વસ્વરૂપ પ્રકાશી રહ્યું છે. આ ત્રય જગતરૂપી ત્રિગુણમય રશ્મિઓ પણ તેની ચમત્કૃતિ છે તો પછી એ એક દેશી, કે બે દેશી, હોયજ કયાંથી માત્ર તેનું પરિવર્તન કરવાથી અનેક ભાવો ઉપજે છે માટે" સર્વ લોકોને સ્થૂળ સુક્ષ્મના ધર્મો બતાવવાને ઇંદ્રિય, મન, અંતઃકર્ણની ઉચ્ચ સ્થિતિ, બુદ્ધિયોગની મહત્તા, આત્મસ્વરૂપનું ઓળખાણ થાય તેવી ક્રિયાઓ, તેવી સમજણ, સ્પષ્ટ સત્ય રીતે બતાવી આપે તો હમણાં સઘળી પ્રજા સુદ્ધ સત્વમય બની રાગદ્વેષથી રહિત થઈ અપૂર્વ આનંદની સત્તા ઉપર સ્વસ્વરૂપ સુખ ભોગવતી થઈ જાય. હે નરેંદ્ર! આતો મેં મારા સ્હજ વિચાર દર્શાવ્યા છે. આપ સુજ્ઞ સર્વે જાણો છો છતાં આપે મને સંબોધ્યો તો મેં મારી મતિ પ્રમાણે જણાવ્યું તેમાં કંઈ દોષાપાત્ થયો હોય તો ક્ષમા કરશો. હે પ્રભો! રાત્રિના દશ વાગવા આવ્યા છે. હવે આપની શું ઇચ્છા છે.

મહરાજા—હે પ્રિય પ્રધાન ? તમારા સ્તુત્ય વિચારો છે વખત પણ ઘણો થયો છે, માટે હવે ચાલો, વળી કાલે, એ વિષે વાતચિત કરીશું. એમ કરી મહારાજા પ્રબોધચંદ્ર અને રાણી યોગનિષ્ટા ત્યાંથી પોતાના શુભ વહાનમાં વિરાજી વિદાય થયાં.

પ્રધાન વિવેકચંદ્ર અને તેની સ્ત્રી ચંદ્રગૌરી મહારાજા પ્રબોધચંદ્રના ઉચ્ચ વિચારોનું મનન કરતાં કરતાં પોતાના અવાસ તરફ જવા ત્યાંથી નીકળી ચાલ્યાં,

આ સઘળી વાતચિત ચાલતી હતી તે સમયમાં શેઠ ન્યાહાલચંદ આ ઉદ્યાનમાં એક શિતળ વૃક્ષ નીચે છુપા બેસી બધી વાત સાંભરતા હતા તે પણ મનમાં બડબડતા થકે વિચાર કરતા કરતા ઘેર ગયા.

ઓ ભગવાન ! કયાં મારૂં હ્રદય અને કયાં આ રાજા પ્રધાનનું હ્રદય મારા જેવા પામરનું શું થશે. ક્યાં આ લોકો ને ક્યાં હું, ઉગ્યા આથમ્યાની તો હવેજ ખબર પડવા લાગી. હું તો લક્ષ્મિની મદહ્લાળમાંજ લબદાયલો છું. અરેરે વિષય વટોળીયામાંજ ઉડયા કરૂં છું. ઘણુંએ જોયું, ઘણુંએ સાંભળ્યું પણ આ બુદ્ધિ બજારજ બંધ દેખુંને? મારી અક્કલનો ઇસ્કેતરોજ બંધ થઇ ગયો છે કે શું ! હા એમજ છે. બેધરૂ બજારમાં રોજ જઈ ઉત્તમ ઉત્તમ ચાવીઓ લાવી અક્કલ ઇસ્કોતરાને ઉઘાડી નાંખું. અત્યારે તો હવે જરા નિરાંતે ઉંઘવું. એમ કરી શેઠજી પોહોઢી ગયા.

પ્રિય વાંચકવૃંદ !!! ચંદ્રભાગાન ઉદ્યાનની સર્વ હકીકત આપે શ્રવણ કરી. પણ જયાં સુધી આપણે ગંધમાદની ગુફા કે સિધ્ધોનું સ્વર્ગ ના જોઈ શકીએ ત્યાં સુધી આપણને પુરતો આલ્હાદ નાજ પ્રગટી શકે; પરંતુ તે આલ્હાદ લેવા આપણે શ્રવણ શકિતને વધુ જાગ્રત કરવી જોઇએ. દૃષ્ટી ચુક નહિ થવા દેવા કાળજી રાખી લેવી જોઇએ. આપણા કર્ણોદ્ધારમાં અલોકિક રશામૃત પેસવા દેવા આજુ બાજુના વિગ્રહી સંયોગોને સ્થાન નાજ દેવું જોઇએ. સ્થૂલ અક્ષરોના અર્થોને સુક્ષ્મ બારીકીથી હ્રદયની સ્વચ્છ ભૂમિકા બનાવી અંતરપટમાં સદાને માટે સંગ્રહી લેવા ઉત્સાહી રેહેવું જોઇએ. તોજ આપણને અપૂર્વ સ્વસ્વરૂપનંદના સુખની શિમા પ્રાપ્ત થાય. તે પહેલાં મારી નમ્ર પ્રાર્થના છે કે કદાપી વાકયદોષ કે અક્ષરદોષ તમારી દૃષ્ટીએ પડે તો અવસ્ય સુધારી લેશો. કારણ હું તો મારા અલૌકિક રશ બિંદુમાં પડયો છું એટલે અહારંનું ચિત્ર તો મારા આંતિમય વાંચકજ ચિતરી લે અને મારી ખોટને પુરી કરી લે તોજ શોભે. શોભેલાને

શોભાવવું તે તો સહુ કોઈ શોભાવે. પણ વિચારશિલ મનુષ્યો તો નહિ શોભા જેવું હોય તેને પણ પોતાન સદ્‌ગુણોની રેખાદોરીથીજ શોભાવી શકે. મારા વર્ણવેલા અક્ષરો મારા નથી પણ મતિ પ્રેરક મહાસમર્થ ઇષ્ટ દેવના છે. તે બોલાવે તેજ બોલાય તેમ છે, અને તે શ્રવણ કરાવે તોજ શ્રવણ થાય તેમ છે. એટલે ગુણદોષનો વિભાગી હું નહિ પણ આપણ સર્વે હોઇ શકીયે. નહિ તો મારા પ્રેરક પ્રભુજીજ હોઇ શકે, એવું ધારૂં છતાં તેમ તો દોષ હું મારો ભુશી ના શકું, પણ તે દોષથી નિર્દોષ થવા સબળ કારણ આપના હૃદયની પવિત્રતા ઉપર રાખું તોજ હું આગળ વધવા ભાગ્યશાળી નિવડું, તેવો વિચાર રાખી આપ વાંચકવૃંદને યાચું છું હું અલ્પજ્ઞ છતાં આપના હૃદયની પવિત્ર વિસાળતાથીજ મને નિર્દોષ બનાવી આ પુસ્તકને પ્રિય ગણશો તો મારો ઉત્સાહ પૂર્ણ થશે.

આ પ્રિય શ્રવણ કરવાના પાકને પણ ક્ષુધાથી પ્રિયકર માની પાક ના બનાવનારને યોગ્ય ગણે. તે માટે આ પાક મુમુક્ષુ બંધુઓ સારૂં ઇષ્ટ ઇચ્છાથી બનાવી મેં મારા આત્મિય સ્વરૂપો તરફ વેંહેચવા પ્રીતિ પ્રગટાવી છે. છતાં મારી સંપૂર્ણતા નહિ હોવાથી અચકાઉં અગર નિઉત્સાહી થાઉં તો મારા હૃદયમાંના પ્રભુ પ્રેમરૂપી ઉભરા સમાવતાં હું કરમાઇ જાઉં, સુક્ષ્મ બની જાઉં, અને પ્રભુ પ્રસન્નતા મેળવવામાં નિષ્ફળ નીવડું. "પ્રભુ પ્રેમીના ગમે તેવા પ્રસાદને કાં નથી આરોગતા." ભાવનો ખીચડો, ભાવના બોર, ભાવની ભાજી, ભાવના તાંદુલ જમી પ્રસન્ન થયા તેવા પકવાન કે છપન્ન ભોગોથી તો નથીજ થયા. તેમ મારી હૃદયસ્થ ભાવનાનેજ તમારે પ્રીતિયુકત શ્રવણના સ્થાનમાં લેઈ મને કૃત કૃત્ય કરવો રહ્યો છે, અક્ષરરૂપી પદાર્થોમાં કવચિત્ અન્યક્ષર ભાવનાઓ આવે તો ઘઉંમાંથી કાંકરા જુદા પાડી લેવા તસ્દી લેવી એ પોતાનું સ્વ-

કર્તવ્ય છે. હવે હે પ્રિય વાંચક ! આ વચ્ચે મારે આપને બે બોલ કહેવા રોકવા પડયા તેથી મેં કંઈ **સિધ્ધોનું સ્વર્ગ** વિસારી દેવા ધાર્યું હોય તેમ સમજસો નહિ. મારી અલ્પમતિ પ્રમાણે ઉત્સાહી છું એટલે તમોને સિધ્ધોનું સ્વર્ગ બતાવીશજ બતાવીશ. જુઓને આપણે નજીવી જેવી વાત હોય પણ આપણને પ્રિય લાગે કે તુરતજ બીજાને પરાણે પણ કાંઇ પકડી કહી દેઇએ છીએ. અને આપણા આનંદને પ્રદર્શિત કરીએ છીએ. તો આ મહાન્ ગંધમાદની ગુફા અને સિધ્ધોનું સ્વર્ગ તેનું ઓળખાણ તમને કેમ નહિ કરાવું ! હમણાજ કરાવી દઉં છું. ત્યારે સાંભળો.

## -: પરમહંશ સ્વામી વિશ્વંભરાનંદનો પવિત્રવાસ :-

અથવા

## સિધ્ધોનું સ્વર્ગ.



## ગંધમાદની ગુફા.



પરમ પવિત્ર ચંદ્રભાગા નદીનું જળ ઘણા વેગથી જેના સમીપમાં થઇને જાય છે એવા હેમકુટ પર્વતનો એક જીર્ણ પથ્થરનો અર્ધ ચંદ્રાકાર મૂળથી ખવાયેલો ભાગ હતો. જેની પછવાડેના ભાગમાં સ્વામી વિશ્વંભરાનંદ મહારાજની ગંધમાદની ગુફા હતી, એ ગુફા આગળ તેના ઉંડાણમાં એક પુરાતની પીપળો ઉગેલો હતો, ને તે પીપળાના અર્ધ ભાગમાં હેમકુટના ન્હાના ન્હાના ટેકરાઓ હતા,

જેથી જાયમ એ પીપળાપર ચઢવાનાં પગથીયાં હોય તેમ કુદરતે બનાવ્યુ હતું. પીપળાના મધ્ય ભાગમાં એક સુંદિર કુદરતી **ઝોલો** બંધાયલો હતો. જે ઝોલામાં સ્વામી **વિશ્વંભરાનંદ** દયાળુ વિહારને માટે ગુફામાંથી નીકળી યોગ નિંદ્રામાં પડતા. ગુફાની ચારે બાજુ ઘણુંજ રમ્ય સુશોભિત ફળદ્રુપ વન હતું. જ્યહાં અનેક દેવાંશી પક્ષિઓ વારંવાર આવી મધુર સ્વરે ટંકાર કરતાં અને ઉત્તમ વૃક્ષોની લત્તાઓમાં વિહાર કરતાં. અદભુત અવર્ણિય આ મહાન્ પવિત્ર સ્થાન જ્યાં જગત ઉપાધીનું લવલેશ ચિહ્ન સરખુ ભાસતું નહિ પરંતુ પરમ અપરમિત આનંદ આપનારૂં **સિધ્ધોનું સ્વર્ગ** હતું છતાં વિરાટ પંચાનનાપુરીના લોકો તદન આ સ્થાનથી અજાણ્યા હતા. આ સ્થાન વિરાટપંચાનનાપુરીથી શુદ્ધ ઉત્તર દિશામાં ચૌદેક કોશ દુર હતુ. તથાપી એક પર્વતી દુર્ગમ્ય આડ હોવાથી કોઇ જઈ શકતું નહિ, અને તે જાણવામાં પણ આવતું નહિ. આ પવિત્ર સ્થળને ખાસ પરમહંશો જાણતા હતા. છતાં તે આશ્રમનો મહિમા વિદિત પરમહંશ લોકો શિવાય બીજાને તે પરમહંશો જણાવતા પણ નહિ. કારણ વ્યવાહારિક લોકો જાણે તો તિર્થ બનાવી મહાન્ ગડબડ કરી મૂકે. અને એકાન્તિક સ્થાનને (જ્યાં બ્રહ્માકાર શિવાય બીજું કંઇ ભાસે નહિ તેવું) દૃશ સ્થૂલ દૃષ્ટીથી સ્થૂલકાર બનાવી દે માટેજ ગુપ્ત રાખ્યું હતું. આ પ્રકારનું ગુપ્ત સ્થાન હોવા છતાં ઈશ્વિર ઈચ્છાથી એક દિવસ ચંદ્રભાગા નદીમાં ભારે પુર આવવાથી અર્ધચંદ્રાકાર જેવી કોરાયલી પથ્થર કરાડ જે તળેથી જીર્ણ થઈ ગયેલી હતી ત્યાં પાણીનો વધારે જોસ્સો લાગી જવાથી એકદમ નદીના મધ્ય ભાગપર તુટી પડવાને લીધે તે સ્થાન ખુલ્લું પડી ગયું હતું. વળી વિશેશમાં એ પણ બની આવ્યું કે ત્યાં આગળ નદીનો

રસ્તો જે ઘણો દુર્ગમ્ય હતો તે મટી એ પુલ જેવું થઇ રહ્યું ને કરાડના પોલાણ તળે નદીનો પ્રવાહ વગર અડચણે વેહેવા લાગ્યો. આ નવો બનેલો બનાવ પ્રથમ કોઇના જાણવામાં ન આવતાં પરમહંસ દયાળુ યોગેંદ્રનાથના જોવામાં આવ્યો હતો. મહારાજ યોગેંદ્રનાથ જેઓ બહુજ અનુભવી હતા જેઓ સત્વાપત્તી નામની ચતુર્થ ભુમિકા આરૂઢ હતા. તેમનો સમાગમ મહાત્મા મંગળેશ્વરને થયો. તેઓ તેમની નિસ્પૃહસહ વિજ્ઞાનતા જોઇ તેમ સાંખ્ય-યોગ બન્નેમાં પ્રવિણ જોઈ ઘણાજ પ્રસન્ન થયા.

મહાત્માશ્રીનાં અત્યુતમ ચરિત્રો જોઈ પાંચ દિવસ તેમના આશ્રમે રહેવા મન કર્યું. મંગળેશ્વરનું અંતરહાર્દ જાણી યોગેંદ્રનાથે નિશ્ચય કર્યો કે આ મહાત્માતૃતિય ભુમિકારૂઢ થઈ ચોથી ભુમિકાના અધિકારી થઇ ગયા છે. એઓને કાંઇક વિશેશ માર્જન થવાની જરૂર છે. કુદરતનો નિયમ છે કે પરોક્ષ રીતે બોધ આપવો કે જેથી સ્વસ્વરૂપાકાર સ્થિતિ પ્રાપ્ત થાય એમ કેટલાક વિચાર કરી સ્વામી વિશ્વંભરાનંદનું સ્મરણ આવવાથી તેમને ત્યાં લેઈ જવા એજયોગ્યછે.તેમનીજીજ્ઞાસા પ્રમાણે જરૂર ત્યાં ઉત્તમ પ્રકારને સદ્બોધ થશે. એમ ધારી સંકલ્પ કર્યો. કે તુર્તજ મંગળેશ્વર મહારાજ બોલ્યા. મહાત્માશ્રી ! એવું કોઇ સુંદિર સ્થળ છે કે જ્યાં પરમહંસો વિહાર કરતા હોય? જ્યાં આત્માનુભવનો અખંડ આનંદરૂપી સમુદ્ર ગાજતો હોય? જ્યાં તમામ જગત ઉપાધી શાંત થઈ હોય? તે સ્થાનમાં જતાં પરમ સુખ શાંતિદાયીની ઉંચામાં ઉંચી સમાધિ જે સદાને માટે સ્થિર થતી હોય, એવું સ્થાન આપની દૈવિક દૃષ્ટીથી ભાગ્યેજ અજાણ હશે ? હે કૃપાસિંધો !!! આપના સન્મુખ બેઠેલા આ આપના આત્મપ્રમાણું ને જાણવા યોગ્ય

હોય, ને બતાવવા યોગ્ય હોય તો દયા દૃષ્ટિ કરી કહેશો? હું આપનો અતિશય આભારી થઈશ.

યોગેંદ્રનાથ—હા, મર્મ આત્મિય? આપના લાયકજ. પરમરમ્ય મહાન્ પવિત્ર અને સિદ્ધ પુરુષોના સ્વર્ગરુપ સ્વામી વિશ્વંભરાનંદનો અતિ મનને આનંદ આપે ને વૃત્તિઓને સ્થિર કરવા જેવો. દેવો જેને નિરંતર ઇચ્છે છે તેવો અલૌકિક ઘણોજ આનંદદાયક આશ્રમ છે. એ આશ્રમ આજસુધી તો કોઈપણ મનુષ્યના જાણવામાં નહોતો, પણ હાલ તો નિયંતાની પ્રેરણાથી તે આશ્રમનો રસ્તો ખુલ્લો થઇ ગયો છે હવે ત્યાં જવામાં જરાપણ અડચણ નથી. વળી તે આશ્રમ સંબંધીની સઘળી હકીકત જણાવી ત્યાં જવા માટે અંતઃકર્ણ બતાવ્યું. તુર્તજ બન્ને જણા ઉઠયા જેને કાંઇપણ ઉપાધિ નથી એવા બન્ને ઘણા હર્ષથી ચાલવા લાગ્યા, જેમ જેમ માર્ગ કાપવા લાગ્યા તેમ તેમ મહાન્ દયાળુ પરમહંશ વિશ્વંભરાનંદના આશ્રમ તરફથી તેમના પવિત્ર યોગબળના પ્રમાણુંઓ ને પવિત્ર વૈરાગ્યવાળો વાયું આ તપસ્વિઓ ને પોતા તરફ ખેંચી લાવવા લાગ્યો તેથી ડગલે ને પગલે તેમને નવિન નવિન હૃદયમાં કોઈ ઓરજ પ્રકારની આત્મ તલ્લિનતારુપ લ્હેરીઓ આવવા લાગી. તૃષ્ણાઓ તો મૂળથીજ આ બન્નેના યોગબળથી નાશ પામી ગઈ હતી. પણ ઇષ્ટ અનિષ્ટ ઇચ્છાઓ અને સમ સ્વર્ગાદિકની સુક્ષ્મમાં સુક્ષ્મ અણીમાદિ સિદ્ધિઓના સંકલ્પો ક્યાંય નિર્મૂળ થઈ ચાલ્યા ગયા.

મહાન્ યોગેશ્વરના સ્થાનપ્રતિ ગમન કરતાં વચ્ચે છ ચોકીઓ હતી, તેને માન્ય આપતા આગળ વધવા લાગ્યા તેમ તેમ તેમના મનની હાર્ પણ મહા યોગેશ્વરના પવિત્ર પાદારવિંદની રજ ચુમ્બવા

રૂપ કરવા લાગી, પર્મ પવિત્ર ચંદ્રભાગા નદીના નિરને ઓળંગી અતિ રમણિય સ્થાનમાં પ્રવેશ થયો તેજ ઘડીએ મંગળેશ્વર મહારાજને તો અદ્ભૂત કૃતિ માલમ પડી તન, મન આત્મ તદ્રુપતાને પામી જવા લાગ્યું. મહારાજ મંગળેશ્વરને મહાત્મા યોગેંદ્રનાથે તે પવિત્ર સ્થાનમાં આવેલી ઉત્તમમાં ઉત્તમ ગુફાઓ અને અનેક આનંદદાયિની વૃક્ષ લત્તાઓ તેમજ ફળ ફૂલની વેલીઓ બતાવવા લાગ્યા. મહારાજશ્રી મંગળેશ્વર પોતાની નિર્મળ દૃષ્ટિથી જોતા હતા, તે વખતે તેમને આ વન બ્રહ્મસદન સમાન લાગતું હતું. વનમાં આવેલી ગુફાઓ મોક્ષ મંદિરની પ્રિયત્તમાઓ રૂપ દેખાવા લાગી, વૃક્ષો જાણે મોક્ષ ધર્મના સ્થંભ હોય તેવાં નિહાળવા લાગ્યા અને લત્તાપત્ર ફૂળફૂલ તો જાણે મોક્ષ મંદિરની નિર્ભય ભીંત ઉપર ચિતરેલાં ચિત્રો હોય અગર અમર વેલીઓ હોય તેમ એકજ દૃષ્ટિથી જોવા લાગ્યા જોઇને સ્તબ્ધ થઇ ગયા. છતાં મહાત્મા યોગેંદ્રનાથનો ચાલવાનો વેગ જાણે તેમને પોતાની પાછળ ખેંચવારૂપ પ્રેમદોર બાંધ્યો હોય તેમ વિના પ્રયત્ને મંગળેશ્વર મહારાજ દોરાવા લાગ્યા. જોત જોતામાં આશ્રમ આગળ આવી પહોંચ્યા. તે વખત પરમહંશસ્વામી શ્રી વિશ્વંભરાનંદજીની સમાધિ ઉતરી ગયેલી હોવાથી પીપળાપરના મધ્ય ભાગમાં રહેલા ઝોલા ઉપર યોગનિદ્રામાં મસ્ત હતા. એટલે તે પરમહંશ મહાત્માના શિષ્ય બ્રહ્માનંદથી મહાત્માની યોગનિદ્રા સંબંધી હકીકત જાણી દર્શનાર્થે આવેલા બન્નો તપસ્વિઓ એક અશોક વૃક્ષની કુમળી કુંપળોની શિતળ છાયા નિચે બેશી હરિ લિલા નિહાળવા લાગ્યા. થોડીકવાર પછી પેલા ઝોલામાંથી મહામંત્રમય મીઠો ને મધુર (સ્વર) ધ્વનિ અમૃતની ધારા જેવો આનંદમય શ્રવણગોચર થયો

તે મનોહર મીઠા રળીયામણા અવાજથી આ બન્નેના હૃદયને બ્રહ્માકાર બનાવી મુક્યું એટલુંજ નહિ પણ સ્વરના આલાપ સાથે ડોલવા લાગ્યા (વિના ડોલે ડોલવાનું શરૂ થયું.) શરિર મન ઇંદ્રિયાદિકનુ ભાન તદ્દન ભુલી જવાય તેમાં તો આશ્ચર્યજ શું ? તેમના પવિત્ર હૃદયાગારથી નીકળતો આલ્હાદજનક સ્વર તે બીજો નહિ પણ–વિના વાણીએ ઉદ્‌ભવ પામતો નિર્વાણ નાદ હતો.

## — નિર્વાણ નાદ. —

मनो बुद्धय हंकार चित्तानि नाहं नच श्रोत्र जिव्हे नच घ्राण नेत्रे। नच व्योम भूमिर्न तेजो न वायुश्चिदानंदरुपः शिवोऽहं शिवोहं ॥ १ ॥ नच प्राण संज्ञो नवै पंचवायुर्न वा सप्तधातुर्न वा पंचकोशः। नवाक्पाणि पादं नचोपस्थ पायुश्चिदानंदरुपः शिवोऽहं शिवोहं ॥ २ ॥ नमे द्वेष रागौ नमे लोभ मोहौ मदोनै व मे नैव मात्सर्य भावः। न धर्मो न चार्थो न कामो न मोक्षश्चिदानंदरुपः शिवोऽहं शिवोहं ॥ ३ ॥ न पुण्यं न पापं न सौख्यं न दुःखं न मंत्रो न तीर्थं न वेदानयज्ञाः। अहं भोजनं नैव भोज्यं न भोक्ताश्चिदानंदरुपः शिवोऽहं शिवोहं ॥ ४ ॥ न मृत्यु न शंका न मे जाति भेदः पिता नैव मे नैव माता च जन्म। न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्यश्चिदानदरुपः शिवोऽहं शिवोहं ॥ ५ ॥ अहं निर्विकल्पी निराकाररुपी विभुत्वाच्च सर्वत्र सर्वेंद्रियाणाम्। नचासंगतं नैव मुक्ति र्नमेय श्चिदानंदरुपः शिवोऽहं शिवोहं ॥ ३ ॥

इति—

આ નિર્વાણુ નાદ સાંભળતાં બરૌબર બન્ને બેઠેલા ઉત્સાહી ોગીઓ ધ્યાનસ્થ થઈ ગયા કેટલી વખત અમૃત્ત સ્વરૂપસાગરમાં રમણ ્રી રહ્યા પછીથી વૃત્તિ જાગ્રત થતાં નિર્વાણુનાદના અક્ષરે અક્ષર પોતાના સ્થિર લક્ષમાં સ્થાપેલા તે પરસ્પર વિચારવા લાગ્યા. અને વારંવાર ઉચ્ચ સ્વરથી ત્યાંને ત્યાંજ ગાવા લાગ્યા. અર્થસુચક શબ્દો મુખદ્વારથી બહાર નીકળતાં મંગળેશ્વર મહારાજ કેહેવા લાગ્યા કે, હે મહાનુભાવ ? મહાત્મા, યોગેંદ્રનાથ ? **પરમહંશ** સ્વામીના કેવા અલૌકિક નિર્વાણુપદના ઉચ્ચ ઉચ્ચારો છે. તેઓશ્રી કેવું ગરજી રહ્યા છે ? કેવો ગંભિર અર્થ તાવી રહ્યા છે જુઓ જુઓ???

---

પદ.

( રાગ—વાલીડા ચડજો વ્હારે રે, બળવંતા બેલી. )

હું કોને નંદુ વંદુ રે, આત્મ સ્વયંપ્રકાશી.
હું નિજાનંદે આનંદુ રે, ચૈતન બ્રહ્મ વિલાશી. ટેક.
મન બુદ્ધિ ચિત્ત ને પ્રાણુ, અંતઃકર્ણુ અહંકાર
નથી ભાસતું અન્ય લગાર રે. આત્મ. ૧
શ્રોત્રજીવ્હા ઘ્રાણુ, નેત્રને ત્વચા જેહ,
પંચવાયુ વિપર્ય દેહરે. આત્મ. ૨
સપ્તધાતુ વેષ્ટીત જેઆ, પંચકોશ પીંડ પ્રમાણું,
તે નામ જુદાં એક જાણુંરે. આત્મ. ૩
વાક પાણિ પાદ ઉપસ્થ પાયુ બોલાય,
તે એક સત્તાબળ જણાયરે. આત્મ. ૪
કામ ક્રોધ, લોભ મોહ, વળી મદ ને મત્સર્ય,
તે સૌ વિભુ વિભુતિ વર્યરે, આત્મ, ૫

ધર્મ, અર્થ, કામ, મોક્ષ ને પુન્ય, પાપ
સુખ દુઃખ સઉ માપ અમાપરે. આત્મ. ૬
ન મંત્ર તિર્થ વેદ, ન યજ્ઞ કર્તું અકર્તું,
ન શંકા જન્મ ને મૃત્યુરે. આત્મ. ૭
નહિ ભોજન ભોજ્ય ભોકતા, નહિ કંઇ ભિન્નાભિન્ન,
નહિ મોદ નહિ મન ખિન્નરે, આત્મ. ૮
નહિ પીતા માતા બન્ધુ, નહિ શત્રુ મિત્ર કહાવે,
નહિ ભેદા ભેદ મહી આવેરે. આત્મ. ૯
નહિ પૂજ્ય અપુજ્યગુરૂ, લઘુતા મ્હારૂં ત્હારૂં,
નહિ અકારૂં નહિ પ્યારૂંરે આત્મ. ૧૦
નહિ વાણી વાચ્ય અવાચ્ય, ત્યાં બોલવાનું શું બોલું,
ના સ્થિર અસ્થિર થઇ ડોલુંરે. આત્મ. ૧૧
નથી જ્યાં સંગ અસંગ, નથી પ્રિય અપ્રિય ધાતા,
વિરમે જ્ઞાનજ્ઞેય જ્ઞાતારે. આત્મ. ૧૨
નિઇંચ્છિત નિરંજન, નિર્વિકલ્પી નિરાકાર,
છે એક બ્રહ્મરશ ધારરે. આત્મ. ૧૩
ગગન સદૃશં સઘળે એક અખંડે જ્યોત પ્રકાશે,
હરિપ્રસાદ શ્વાસો શ્વાસેરે. આત્મ. ૧૪

આહાહાહા—મારા પ્રત્યેક અંગનાં રૂવાડામાં બસ એક બ્રહ્મરશજ વ્યાપી જાય છે. કેવું સુંદિર મધુર સત્ય ને પ્રિય મંજુલ વચનાંમૃતમાં ગૌરવ છે. એમ બોલતાં બોલતાં વચ્ચે વળી જરા ફરીથી ધ્વનિ સંભળાવવા લાગ્યો એટલે મંગળેશ્વર મહારાજ ચુપકીથી ચપટી વગાડી ચુપ થઇ ગયા (ઇશારત કીધી.) પ્રભુ સાંભળો આ વળી ફરી અવાજ

થવા લાગ્યો. એમ કહી તુરતજ શાંત થઈ ગયા. શ્રવણ ઇંદ્રિ, સ્વામી પરમહંશના તરફ શ્રવણ કરવાના કામમાં લગાડી દીધી.

પદ.

( રાગ ચાલુ )

અખંડ ધ્વનિ અજંપારે, સોહમ્ સોહમ્ થાયે,
કીધી સદ્દગુરૂયે અનુકંપારે, જાપ નિત્ય જપાયે. ટેક.
સચ્ચિદાનંદ સદ્દગુરૂને હું વારંવારજ સમરૂં,
થાય ટાંન્ડવ વાગે ડમરૂરે, સોહમ્ સોહમ્ થાયે. ૧
નૌત્તમ નૃત્યજ થાયે, મહિ વીંણા જંત્રજ વાગે,
રૂડી આત્મજ્યોતિ જાગેરે. સોહમ્ સોહમ્ થાયે. ૨
સખા સાહેલી સાથે લે અરસપરસ એક તાળી,
પડી રહી ઝડી (ત્યાં) હદવાળીરે. સોહમ્ સોહમ્ થાયે ૩
શિત ઉષ્ણના લાગે પ્રકાશ ઝળહળ ઝળકે,
જોઉં પ્રિય-તમ પલકે પલકેરે. સોહમ્ સોહમ્ થાયે. ૪
નહિ હું તું તે આ સ્થાને, અખંડિત એક છે ધારા,
અપરમીત સુખ દેનારારે. સોહમ્ સોહમ્ થાયે. ૫
ભાન ભુલી ભવ કેરૂં એક શુદ્ધ સ્વરૂપજ ભાળું,
કોટી કંદર્પ સમ અજવાળુંરે. સોહમ્ સોહમ્ થાયે. ૬
સદ્દગુરૂ કૃપાયે કીધું ઉજ્યારૂં આપો આપ,
ત્રિલોક સમ્યા ત્રિ તાપરે. સોહમ્ સોહમ્ થાયે. ૭
વર્ણન કરતાં વદને કયમ, વદી શકાય તે વાણી,
હરિપ્રસાદ **સ્વરૂપ** સુખખાણીરે. સોહમ્ સોહમ્ થાયે. ૮

---

અહો આ વળી સ્વસ્વરૂપાનંદનીજ માંગલિક પુષ્પાંજલિ અર્પાઇ ચુકી છે કે શું ? ચાલો કૃપાળુ ચાલો હવે ત્યાં તે મહાન્ તપો મૂર્તિનાં દર્શન કરી કૃતાર્થ થઇએ. હવે તો તેમના દર્શનનો ત્રેહાગ્નિ વધારે ને વધારે પ્રજ્વલ્લિત થાય છે. પ્રભો આપે તો મને મહાન્ ઉપકાર કર્યો છે. આપનો ઉપકાર ક્ષણભર વિસરાય તેમ નથી,

મહાત્મા યોગેન્દ્રનાથ—હે આત્મિય મહાપુરૂષ ? હું ને તમોજ જ્યાં નથી ત્યાં ઉપકાર ઉપકારેય ભાવ કયાં ? તમારી ઇચ્છા અને શુભ વાસના અહિં લાવી અને આ સ્થળમાં પ્રવેશ કરતાં હું પણ કૃત કૃત્ય થયો. હજુ સ્વામીજી એમની યોગનિંદ્રામાં તલ્લિન છે. માત્ર એમનો અંતર ધ્વનિજ આ સંભળાય છે. હજુ એમને જાગ્રત થતાં ઘણો સમય થશે. ત્યાં સુધી તમો આ તેમના બ્રહ્માનંદ શિષ્ય છે તેમની પાસે આનંદથી રહો અહિંયાં તમારૂં નિર્વિકલ્પ ધ્યાન પણ સાધ્ય થઇ જશે. આ સમયે આ શરિર કોઈ મુમુક્ષુની પ્રેરણાથી તે સ્થળે જવા તૈયાર થયું છે. માટે હું અત્રેથી ત્યાં જઇશ. તમો નિશ્ચંતથી અહીં રહેશો અને સમયે સમયે તમને આ બ્રહ્માનંદ બ્રહ્મચારી સ્વામીજીનો દર્શન લાભ કરાવશે. હવે હું રજા લેઉ છું. એમ કરી મહાત્મા યોગેંદ્રનાથ જોત જોતામાં અદૃશ થઈ ગયા.



# મહારાજા પ્રબોધચંદ્રનો મહેલ

---



આખી રાત્રિ જેની વિચારમાં ગ્રસ્ત થઈ છે. એવાં રાજા રાણી છેવટના વિચારપર આવ્યાં કે આપણ બન્ને બીજા કાંઈ બખડાટના કરતાં આપણા ઇષ્ટ પ્રતિ અરજ કરવી (અરજ એટલે શું. સકળ સુખનો પ્રદ મંગળસ્વરૂપ આત્મા. તેનો સંયમ) અમુક જાતનો પ્રથમ સંકલ્પ કરી, ત્યારબાદ વૃત્તિને બાહેર પ્રદેશ નહિ ભટકવા દેતાં અંતર રોકી આત્માકાર બનાવી દેઇશું તો સર્વમાં વ્યાપક એજ વિશ્વાત્મા એની મેળે પ્રેરણા કરી ઇષ્ટ માર્ગે લેઇ જશે. આ પ્રમાણે નક્કી કરી બન્નો પવિત્ર મનવાળાં થઈ આસન લગાવી (દ્રઢાસન) બન્નોએ એવો સંકલ્પ કર્યો કે આ મહાન કાર્યમાં **કાર્યનેત્તા** અમને આવી મળો ને તે દ્વારા સઘળો ખુલાશો થાવ. આવો સંકલ્પ કરી બન્નોજણ સંયમમાં બેઠાં ફક્ત સાંજરે અડધો શેર દુધ પીવા નિયમ રાખ્યો. બરોબર ત્રણ દિવસ વિત્યા એટલે તેમની શુદ્ધ થયેલી **ચેતના શક્તિયે** પરમ દયાળુ યોગેંદ્રનાથને અહિં આવવા પ્રેર્યા. તે મહાત્માશ્રી પ્રણવમંત્ર ઉચ્ચારતા મહારાજાના મ્હેલમાં પ્રવેશ કર્યો. મહાત્માશ્રીને જોઈ તુર્તજ સેવક લોકો દોડી જઇ મહારાજા પ્રબોધચંદ્રરાયને ઘણા નમ્રતા પૂર્વક વચનોથી જણાવ્યું કે હે દયાળુ! કોઇ મહાન તપોમૂર્તિ અચાનક આપના પવિત્ર મ્હેલમાં પધાર્યા છે. જેઓનાં દર્શન કરતાં અમારાં તો

મહાભાગ્ય થયાં જાણીયેજીએ. મહાદિવ્ય દર્શનિય મૂર્તિ કોઇ અલૌકિકજ છે, અંગનો વર્ણ ગૌર ઉંચાઇમાં મધ્યસ્થ બે ભુજા અને એક કટી પ્રદેશ ઉપર વિટાળેલું ગેરૂ રંગનું વસ્ત્ર એક તુંબી પાત્ર અને પગમાં ચાખડીયો શિવાય બીજી ઉપાધી કંઇ પણ માલુમ પડતી નથી. મુખાકૃતિ ઉપર પૂર્ણ પ્રભાકરથી અધિક તેજ પ્રકાસી રહ્યું છે, આટલા શબ્દ શેવક મંડળના મુખમાંથી સાંભળીતાં વારજ રાજા અને રાણી એકદમ ઉઠી ઉભા થયાં પૂજાની સર્વ સામગ્રી તૈયારજ હતી, દોડતાં આવી પરમમંગળ મહાત્માશ્રીના પવિત્ર પાદાર્વિંદમાં પોતાનાં મુસ્તક મુકી દીધાં પોતાના કીધેલા સંકલ્પનું સ્વરૂપ પ્રતક્ષ ખડુ થતાં નેત્રમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યાં તે પોતાનાં પ્રિય આંશ્રુથીજ મહાત્માશ્રીન ચર્ણકમળનું પ્રક્ષાલન કર્યું, આંશ્રુનું શિતળ જળ અડકતાંજ મહાત્માશ્રીએ પરખી લીધું કે આ હર્ષનું આશ્રુ છે. કલેશ જનક અશ્રુનાં બિંદુ ઉષ્ણ હોય છે પણ આતો પર્મ શિતળ આશ્રું મહારાજાનાં ને રાણીનાં અપૂર્વ પ્રેમ જળ રૂપેજ ટપકી રહ્યાં છે એમ જાણી હૃદયની વત્સલતા ધારણ કરી દાંપત્ય ના મુસ્તકને પોતાના વરદાયી હસ્ત સ્પર્સી તેમને આશીર્વાદ આપ્યા, ત્યારપછી મહાત્માશ્રીને પોતાના મનોહર અત્યુત્તમ આસન ઉપર પધરાવી પ્રેમસહ યથા વિધિ પુજન કર્યું, પછી સ્વસ્ત પણાથી સન્મુખ બેશી. બન્નો જણાંએ હાથ જોડી ધ્યાન લગાવ્યું. ધિરે ધિરે વાણીને વદનમાં આણી (મહારાણી યોગ્ય નિષ્ટા જેણે પહેલાં મહાત્માશ્રીની મધુરી આત્મા નુંભવ વાણી સાંભળી સ્વાનંદ સુખ મેળવ્યું હતું અને મહાત્માશ્રી સાયંકાળનો સમય થતાં પહેલાં પોતાના સ્થાન પ્રતિ ચાલી જઈ સમાધિષ્ટ થયા હતા. તે પછી આજ મહાત્મશ્રીનાં પુનઃદર્શન થવાથી વધારે ઉત્સાહી બન્યાં હતાં તે પોતાના

પવિત્ર મુખમાંથી ઉદ્દગાર કાઢવા અને સાક્ષાત સદ્દગુરૂ સચ્ચિદાનંદ સ્વરૂપનાં સત્ય વચન શ્રવણ કરવા વધારે આતુર થયાં;

યોગ નિષ્ટા—હે સદ્દગુરો ? આજ અમારા ઉપર ઘણીજ દયા કરી.

યોગેંદ્રનાથ—બૈયા ? તમારી દયાથી અહિં આવવું થયું નથી પણ તમારી સુદ્ધ ચેતના શકિતએ મને અહિં તેડી લાવવા પ્રેર્યો છે. માટે તમારો તથા મહારાજા પ્રબોધચંદ્રરાયનો જે કાંઇ વિચાર હોયતે જણાવશો, આપના જેવાં ધાર્મિક નીતિવાનના વિચારોને કલ્યાણ મય બનાવવા એજ અમારો સુદ્ધ ઉદ્દેશ છે. અને એટલાજ માટે આ સ્થૂલને ધારણ કરી અમો અનેક અનેક સ્થાનમાં વિચરીયે છીએ. સત્ય સંકલ્પને સ્વાધિન થઇ જીવનાં બંધનોને કાપવા, અચળ સત્યની સ્વસત્તા સ્થાપવા, નીતિ ધર્મનું પાલન કરવા, તમારા જેવા સ્વધર્મ નિષ્ટને ત્યાં વિના બોલાયે પણ જઇ શકીએ છીએ.

પ્રબોધચંદ્રરાય—હેં દયાળુ ? શું તેમજ થયું છે ? અમારી ચેતના શકિત એ આપને અહિં તેડી આણ્યા છે. અહો હજુ અમે એ ચેતના શકિતને બરાબર ઓળખી શકયા નથીજ—માટે કૃપા કરી કહો કે તે ચેતના શકિત શું છે ?

મહાત્મા યોગેંદ્રનાથ—ભાઇ ? ચેતના શકિત એ અવર્ણીય અદભૂત એક શકિતજ છે. (પણ કારણ) એમાં આશ્ચર્ય માનવાનું કંઇ નથી, મનુષ્યની ચેતના શકિતજ, આ બ્રહ્માંડોના ગોળા ઉત્પન્ન કરવા પાલન કરવાને સંહાર કરવા શકિતમાન છે. એનું વધારે વર્ણન યોગ સ્થળે કહીશું પણ તમારે શી ચિંતા છે, બોલો તમારા હૃદયમાં જે ઇચ્છા હોયતે કહો.

પ્રબોધચંદ્રરાય—દયાળુશ્રી ! આપ અંતર્યામી ને કંઇ પણ અજાણ્યું નથી છતાં પૂછતા હોતો આપની આજ્ઞા શિર્શાવંધ કરી જણાવું છું કે આ પ્રજાને એક ઉંચ્ચા પુરૂષાર્થ પર લાવવા માટે અમારે શું શું કરવું કેવી રીતે ને કેવા ક્રમથી અમારે વર્તવું અને પ્રજાને વર્તાવવું. વિગેરે રાજ્ય ધર્મ, પ્રજાધર્મ આત્મપદ પામવાના ઉપાયો, સઘળુ કૃપા કરી કહેશો એવી આશા છે.

મહાત્મા યોગેંદ્રનાથ—હે ભલાં દંપતિ ? તમારૂં સદાને ભલુ થાવ તમોએ ઘણો સારો સ્તુત્ય વિચાર કર્યો છે. હાવે હું તમોને તે વિશે જણાવું તેને નિશ્ચળ ચિત્તે શ્રવણ કરો, પ્રજાતે ઉંચ્ચ પુરૂષાર્થ વાળી કરવાને માટે રાજાએ ઉચ્ચ મનો ભાવવાળા થઇ ઉચ્ચ બનેલા તેમની (પ્રજાની) દૃષ્ટિમાં પડવું જોઇએ, અને પ્રજા પાળકના નિયમોનું ધર્મ યુકત રક્ષણ કરી પ્રજાના આત્માની પ્રસન્નતા મેળવવી જોઇએ- પ્રજાને ભયથી નહિ ડરાવતાં વિસુદ્ધ પ્રેમથી વશ વરતાવવી જોઇએ તેમાં પોતાના સ્વમાન કરતાં પ્રજાના મતનું વધારે સ્વમાન જાળવવા ધર્મ નીતિ વાળો ન્યાય સ્થાપવો જોઇએ પ્રજાને કાબુમાં રાખવા અને તેનું અંતઃકર્ણ પૂર્વક હિત કરવા રાજાએ શામ, દામ, ભેદ, દંડ યોજવા યુકિત, કરવી, પરંતુ પોતાના રાજ્ય ઠાઠ કે વૈભવોના લોભકે ક્રોધ વશ થઇ પ્રજાની દયામણી સ્થિતિ તરફ દુલક્ષ રાખી નાહક પીડયા આપવી નહિ. જોઇએ અને કાર્યભાર કરનાર મંડળનું કાર્ય યોગ્ય અયોગ્ય છે કે કેમ તે પોતેજ દિનપ્રતિદિન તપાસવા ચુકવું નહિ જોઇએ, સર્વેના વિચારોને પોતાના હૃદયમાં સ્થાન આપી ઇશ્વિર સાક્ષીએ અંતરઆત્માના ધ્વનિથી સર્વના હિતમાં પોતાનું હિત સમજી યોગ્ય આચરણ કરવું

જોઇએ, રૂષિમુનીઓ પ્રણિત રચાયલા મનુમહારાજાના નિયમોનું પાલન કરવાથી આખા ભૂમંડળના અધિપતીપણાનું ગૌરવ ચિરકાલ શુ યશશ્વી અને મોક્ષ પ્રદ હોય છે, પ્રજાને રાજાનો **ભય** નહિ પણ **પ્રેમજ** વશ વરતાવી શકે છે.

ભય બે પ્રકારનો હોય છે. તેમ પ્રેમ પણ બે પ્રકારનોજ હોય છે. શુદ્ધ ભય પ્રજાના હિત માટે વાપરવા છુટ છે. ( જેમ બાળકને જ્ઞાન આપવા માતપિતા શુદ્ધ બુદ્ધિથી અઘટીત કાર્યો કરતાં અટકાવે છે અને ઘટીત કાર્યોમાં પ્રેરવા પ્રયત્ન કરે છે. નિઃસ્વાર્થ બુદ્ધિથી તેઓનું શુભ ઇચ્છે છે ને પોતે કષ્ટ ખમીને પણ તેનું ભલુ કરે છે.) તેમ હૃદયમાં પ્રજા પ્રત્યે પ્રેમની ઉચ્ચ લાગણીથીજ ભયના છેલ્લા રૂપમાં નિઃશમ પ્રેમજ જોવામાં આવે. તે ભય ઉત્તમ હોય. બીજો ભય પોતાના સ્વાર્થ પુરતો લોભ, ભોગને માટે ક્રોધ લાવી દ્વેષપૂર્વક ભયથી દાબી દેવામાં આવે તે ભય અહિત કરતા છે. અથવા પોતાને હાની કરતા છે એમ જાણવું. પ્રેમ પણ બે પ્રકારનો છે. એક સત્ય વિશુદ્ધ નિઃસ્વાર્થી પ્રેમ અને બીજો સ્વાર્થમય પ્રપંચી પ્રેમ. (પોતાની મતલબ પુરી થતાં પ્રેમનું વિસર્જન. બીજાનું ગમે તે થાવ પણ પોતાના લોભનો, ક્રોધનો, મોહનો, વિષય સાંખ્ય થતાં પછીથી ક્રુરતા વાપરવી બે પરવૈ વાપરવી અને તેના ઉપર ગર્વથી દબાણ કરી સદાને માટે તેના સામર્થ્યને છીનવી લેઈ ફરી ઉઠી ઉભા થવા દેવો નહિ, પ્રેમ બતાવી છેવટ ગુલામીજ ભોગાવવવી અને પગ નિચે ડાબી રાખવાનો નિશ્ચય સ્થાપવો. એનું નામ પ્રપંચી પ્રેમ, સ્વાર્થી પ્રેમ શાસ્ત્રકારોએ વર્ણવ્યો છે.) સ્વાર્થમય **પ્રપંચી પ્રેમ નિષેધ છે.** ભયંકર નર્કનું સ્થાન છે. ત્યારે નિઃસ્વાર્થ

વિશુદ્ધ સત્ય પ્રેમ, સદાને માટે નિર્ભય મોક્ષનું સ્થાન હોય છે. નિઃસ્વાર્થી વિશુદ્ધ સત્ય પ્રેમ, ઉજ્જવળ કિર્તિનું સ્વરૂપ છે. સઘળા દુઃખદોને વિદારણ કરવામાં સર્વોપરી અમૃતમય ઔષધ છે. જડ ચૈતન વસ્તુઓને આકર્ષી લેવામાં વશીકરણરૂપ વિર યોધ્ધો છે. ત્રિલોકને તૃણવત્ ગણાવનારો મહામંત્રરુપી એ મણીરાજ છે. નિઃસ્વાર્થી વિશુદ્ધ સત્ય પ્રેમ અખંડાનંદ બ્રહ્મરશનો સમુદ્ર હોવાથી જે પ્રાણી તેને ધારણ કરે છે તે તે રૂપજ થઈ અન્ય નામ રૂપાત્મક વસ્તુઓને પણ તે મય કરી નાખે છે. અમૃતનું સેવન કરનાર અમૃત્વનેજ પામે છે. તેવી રીતે નિઃસ્વાર્થી વિશુદ્ધ સત્ય પ્રેમ પૂર્ણ ચેતના શકિતને પણ ચમકાવે છે. એ પ્રકારે એવા પ્રેમનું અલૌકિક બળ વર્ણવી શકવા કે ઉપમા આપવા જગતમાંનો કોઇપણ પદાર્થ શકય થતો હોય તેમ લાગતો નથી (અશક્ય છે) દૈવિપ્રેમની એ પ્રભા હજારો પ્રભાકરોને પણ શરમાવી દેનાર છે એમ કહીએ તો તે શું ઓછું છે? એવા સત્યપ્રેમની ખાતર રાજા હરિશ્ચંદ્રે અયોધ્યાના મહાન્ રાજ્યને તૂચ્છગણી સમસ્યાન શેવ્યું નથી કે? અનેક કષ્ટમય સમસ્યાન ભૂમિમાં તે સત્યપ્રેમે રાજા હરિશ્ચંદ્રને કીયું અલૌકિક સ્થાન બતાવ્યું હશે? પ્રલ્હાદને કયો એવો તે અખંડાનંદ રશ વ્યાપી રયો હશે? કે અસહ્ય વેદના ખમી શકયો? દમયંતિએ નળના નામ સ્મર્ણનો ત્યાગ નહિજ કીધો દ્રુપદિએ ધૈર્યતા નહિજ છોડી. હે રાજન્! બીજુ કાંઇજ નહિ માત્ર એ સઘળા અને બીજા અનેક માનવ જાતમાં થયેલા બ્રહ્મર્ષિ, રાજ્યર્ષિ વિગેરે નિચથી ઉંચ સુધીમાં નિઃસ્વાર્થી વિશુદ્ધ સત્ય પ્રેમેજ પ્રભુતા ધરી સાક્ષાત સ્વસ્વરૂપ સત્તા પ્રગટાવી છે. "**કિં બહુના**" વિશેષ કહીએ તો તેવો નિઃશમ પ્રેમ પ્રગટયો કે તેજ પ્રભુરૂપ બની બીજાને પ્રભુ-

રૂપ બનાવે છે. માટે એવા ઉંચ્ચા નિઃસ્વાર્થી પ્રેમને ધારણ કરવો જોઇએ. રાજા કે રંક પોતે જેવું ધારે છે, જેવું ચિંતવે છે, જેવો સંકલ્પ કરે છે, તેવા રૂપનો તે સંકલ્પ તેને સન્મુખ થઈ તે પછી તેવો તે બને કે તુર્તજ તે ગુણનો પ્રેમ સ્વિકારે છે, અને તે પ્રેમ સામો આવી તેવોજ જવાબ દે છે, માટે નિરંતર વિશુદ્ધ પ્રેમમય શુદ્ધ સંકલ્પબિજ રાખવું જેથી કોઈ દીવસ જીવનમાં નબળાઇ આવે નહિ. રાજા ને પ્રજાયે ઉભય આ સમજવું જોઇએ. ભવતુ—હે નરેંદ્ર ? પ્રજા ઉપર પીતૃભાવથી રહી તેમને સુધારવા નૈસર્ગિક પ્રેમના દોરે બંધાઈ ઉચ્ચ પુરૂષોને આલિંગન આપી તેમને વિનવી પ્રજાને વ્યવહારીક, પરમાર્થીક જ્ઞાન આપવાને પ્રથક પ્રથક સભાઓ ભરી વ્યાખ્યાન અપાવવાં અને પ્રજાને જાગ્રત સ્થિતિમાં લાવી તેનાપર ધટતી દેખરેખ રાખી બાગના માળીની પેઠે ધર્માચાર્યોના હાથ તળે પ્રજા લોકોને મુકી દેવા. કારણ કે જ્યમ પ્રજા પાલન રાજાનું કામ છે તેમજ ધર્મપાલન ધર્માચાર્યોનું કામ છે. હવે ધર્માચાર્યો હાલ બીજીજ ગરબડમાં ગબડયા કરે છે જેથી તે લોકો બોલવે ચોખ્ખા છે. પણ તેમનાં આચરણ લોકોને ઉંચ્ચા પુરૂષાર્થ આપવાવાળાં નથી, હે ધર્મ-નિષ્ટરાજન ? લોકોના અંતઃકર્ણમાં છાપ પાડવાને માટે વિદ્વતાની જરૂર નથી પણ બોધ સહિત વૈરાગ્યવાળું સદાચણું તેનો મુખ્ય હેતુ છે. માટે જન સમુદાયને ઠેકાણે લાવવા તમારી આત્મ ચિંતનાજ ખરી કામમાં આવશે ને હું તમને જણાવું છે કે આજથી આઠમે દીવસે સાપ કાંચળી રહિત થાય તેમ તેઓ ( ધર્માચાર્યો ) અવિદ્યારૂપ કાંચળી દુર કરશે,

યોગનિષ્ટા—હે દયાનિધે ! મને બહુ આશ્ચર્ય થાય છે કે બ્રહ્મચર્યથી દ્રઢ થયેલા ધર્માચાર્યો શાસ્ત્ર પારંગત થયેલા છતાં આ પ્રપંચ પ્રવાહમાંથી કેમ વિરમતા નહિ હોય વારૂ ? બીજું શાસ્ત્ર અર્થ દગ્ધને માટે કાંઈ પણ નહિ વદતુ હોય વારૂં ?

યોગેંદ્રનાથ—હે ભલી રાણી ? ? એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી કારણ શાસ્ત્રોને પાઠ કરી લેવાથી ને તેથી વધારામાં તેઓને સ્મૃતિરૂપ પટારામાં પુરી મુકવાથી કે જોઇએ ત્યારે વાપરવાથી વિદ્યા સાધ્ય થતી નથી શાસ્ત્રોતો આપણા ઘરડાઓનાં બનાવેલાં ખતાંપતરાં છે તે જ્યારે વાંચીએ ત્યારે તેજ બોલે, તે ખતોપતરાં ભણી જવાથી વસ્તુ લાભ થાય નહિ પણ વાંચી વસુલ ભરવાથીજ લાભ પ્રાપ્તિ થાય, વિવેકથી વૈરાગ્ય ધારણ કરી ત્યાગ વૃત્તિ રૂપ સદ્‌વિદ્યા પ્રાપ્ત થાયતોજ તે શાસ્ત્રશેવન લાભ છે, વૈરાગ્ય વિનાની જે વિદ્યા તે અવિદ્યા છે, વિદ્યા બે પ્રકારની છે, એક **अपरा** ને બીજી **परा** ૧ રૂગ્વેદાદિ ચારેવેદ શિક્ષા. કલ્પ વ્યાકર્ણ, નિરૂકત, છંદ, જ્યોતિષ એ અપરા વિદ્યા છે.

૨ જેના વડે અક્ષર પુરૂષને મેળવાય તે **परा विद्या** છે, વૈરાગ્ય સહિત પરા વિદ્યા એજ ખરી વિદ્યા છે. એ વિદ્યાથી રહિત હોયતે તેવા લક્ષણવાળાજ, ( અવિદ્યા વાળા પુરૂષો ) ચોરની પેઠે ચોરી જાણે પણ જરાક બબડી, હાં આગળ જોઈ લેઇશું એમ કહી ટેલ્લ્યાજ કરે એટલે તેમની અવિદ્યામાં વૃદ્ધિજ થયા કરે, હે રાજન્ ? ? માયા શું નથી કરતી, એ માયાને જરાક આશરો લીધો એટલે પતીજ ચુંક્યું, પોતા જેવાજ બનાવે ત્યારે તેણી ઝંપે છે, આમાયાનાં ચિત્રામણ જેવાં હોય તો આપણાં પુરાણ છે એજ આપણા ઘરડાઓના દસ્તાવેજ છે, ( તેરૂપીનકશા ) તે શ્રવણનું કારણ એ છે કે એ

પુરાણો સાંભળી આટલોજ અર્થ નિશ્ચયમાં મુકાય છે કે સ્વર્ગમાં કે નરકમાં કે પાતાળમાં સદ્‌નીતિ એજ ઉત્તમ સુખનું સાધન છે, દુષ્ટ નીતિ અધમતાનું કારણ છે. (ઇંદ્ર, ચંદ્ર, નહુષ યયાતિ, પુરૂરવા વિગેરે પુરૂષોના દાખલા પરથી જણાઇ આવે છે.) તમો કહો છો કે એવા અર્ધ દગ્ધો માટે શાસ્ત્રોએ કાંઇ નથી કહ્યું, તેના ઉત્તરમાં જણાવવાનું કે "શાસ્તૃ" એટલે શિક્ષા કરનાર, બતાવનાર હોવાથી જ્યાં સુધી પૂર્ણતા નાઆવી હોય ત્યાં સુધી શાસ્ત્રોતો પોતાની નોકરી બજાવ્યાજ કરે છે. શાસ્ત્રો કોઇ વખત ગંભિર વાણીથી કહેછે તો કોઇ વખત વિસ્તારથી પણ કહે છે.

ગંભિરવાણી—**तृप्तिहीनास्तु रागिण: ॥ द्वीतियाद्वै भयं भवति ॥ कलौवेदान्तिन: सर्वे फाल्गुने बालकाख** ઇત્યાદિ વાક્યોથી શાસના કરવા છતાં આજ્ઞાનું ઉલંઘન થએલું મહાત્માઓને માલમ પડે તો તેને વિસ્તારરૂપમાં પણ બતાવી દે છે. જુઓ દશમ સ્કંધ ભાગવતના ૨૯ અધ્યાયથી પાંચ અધ્યાય જે રાસ વર્ણવ્યો છે તે અર્ધદગ્ધોનું વૈચિત્ર્યજ વર્ણવ્યું છે.

યોગનિષ્ટા—આશ્ચર્ય ? ? ? હે દયાળુ ! ભાગવતમાં ન્હાનું પણ રહસ્ય સમાયલું છે ? મને કહેવા અધિરાઈ થાય છે કે એ વાર્તા મને ધણીખરી જણાવો.

યોગેંદ્રનાથ—પવિત્ર મનનાં રાણી ! આશ્ચર્ય કે અધિરાઈ લાવવાનું કાંઇપણ કારણ નથી. જેના આધમાં **जन्माद्यस्य** એજ સૂત્રનું વ્યાખ્યાન ન બતાવતાં ઉપક્રમ શરૂ કરી કેહે છે કે જેનાથી આ જગત ઉત્પન્ન, સ્થિતિને લય થાય છે તે બ્રહ્મને તું જાણ. આમ શરૂ કરતાં

ઉપસંહારમાં **सत्यं परं धीमहि।** એવું જેમાં (**महान योगी** સાક્ષાત્ **शब्द ब्रह्मस्वरुप श्री शुकदेवजी महाराज**) વર્ણન કરી ગયા છે તેમાં શું શું ચમત્કૃતિવાળી વસ્તુ ના હોય ?

જ્યમ આંબો રોપનાર પહેલો ગોટલો વાવી ત્યારબાદ તેના અંકુર થઇ. પલ્લવ, ત્વચા, મોર આદિ ક્રમે ક્રમે દેખાઇ છેવટમાં કેરીરૂપ પરિણામ લાવે છે. તેમ શ્રીમદ્ ભાગવતમાં ઉપર જણાવ્યા મુજબ વર્ણન કરી અધિકારીને અનુસાર જગતની ઉત્પતિ, સ્થિતિ, બતાવતાં બતાવતાં સ્વરૂપાનું સંધાનની મૃદુમધુર્તાવાળુ, કપિલાખ્યાન, ધ્રુવાખ્યાન, પૃથુચરિત્ર, બલિચરિત્ર, વિગેરે વિગેરે બતાવતાં બતાવતાં આત્મયોગ દૃઢ પુરુષો કેટલી સત્તાવાળા હોય છે તે બતાવતાં જણાવ્યું છે કે જેનું ચિત્ત મહદાકારને પામ્યું છે એવા મહાન્ પુરુષો ક્ષણવારમાં સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે. બ્રહ્માએ હરી લીધેલાં વત્સ નવાં બનાવ્યાં વિગેરે તેમજ સાપ, વીંછું, અગ્નિ, પણ બાધના કરી શકે તેવું સોળ સત્તર ઓગણીસમા અધ્યાયમાં બતાવી તે મનુષ્ય ગોવર્ધન ધારવારૂપ સઘળાને ધારણ કરવાવાળો આધારભૂત થાય. તેમ ઈંદ્રનો મદ સમાવ્યો આ બતાવાનું કારણ તે પુરુષ કર્તું અકર્તુંને અન્યથા કર્તું કરવાને શક્તિમાન હોય વિગેરે જણાવતાં પુનઃ એકાદશસ્કંધમાં ફરીથી જ્ઞાન યોગ આરંભી, પરીક્ષત રાજા બ્રહ્મભૂત થયા આ પ્રકારના આત્મયોગ જણાવનાર ભાગવતે રાશ અધ્યાયમાં વેદાન્તિ બહિર મુખોને બહિર થતાં કેટલી વિટંબણા પડે છે તે ખાસ જણાવ્યું છે હે મહાન્ રાણી ! પ્રસંગોપાત તે પણ હું તમને જણાવીશ જેથી તમને આત્મસ્વાત્મક સ્વાદ લાગેલો કદિ નષ્ટ થશે નહિં. જેથી બ્રહ્માનંદ સાગરમાં સંપૂર્ણ સ્વાનંદ લેશો, પણ હાલ જે કાંઇ માટે મારે આવવું થયું છે તે કાર્ય કરવું જોઇએ.

તમોને રાજા પ્રજાના ધર્મો આત્મ સ્થિતિ તરફ વળવાના ઉપાયો સુધી સંક્ષેપમાં મેં યોગ, યોગ, કહી દીધું છે. વિશેષ રાજા પ્રજાની ઉન્નતિ માટે મનુસ્મૃતિ, શાંતિપર્વ, અને અનેક શાસ્ત્રપ્રણિત સદ્ગ્રંથો સ્પષ્ટ કહી ગયા છે.

હે ભલાં દંપતિ!! અધિકારીઓનું તેમજ અધિકારી થવાનું અને પૂર્ણપદમાં મળવાનું દરેક સાધન શાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. અનુભવ જ્ઞાનથી સદ્પુરુષો દ્વારા(સદ્ગુરુઓથી) સમજી લેવું જોઇએ. હાલ તમારે એજ સુબોધ ગ્રહણ કરવાનો છે કે (આચર્યો માટે) તમો બન્ને પ્રવૃત્તિજનક તેમની સ્ત્રીઓના પ્રતિ શુદ્ધ સંકલ્પ કરી આત્મસંયમ કરો જેથી તેઓના દ્વારા તેઓનો મોહ ધોવાઇ જશે. ત્યારબાદ શુદ્ધ માર્જન તેમનું સ્વામિ વિશ્વંભરાનંદથી આજથી આઠમે દિને થશે માટે કહેલી રીતિથી તમો સંયમ આચરો. આટલુંજ બોલી મહાત્મા તપોમૂર્તિ યોગેંદ્રનાથ ક્ષણવારમાં અંતર્ધાન થઇ ગયા. રાજા-રાણી પૂછવાની તત્પરતામાં હતાં કે કોણ વિશ્વંભરાનંદ ક્યાં રહે છે વિગેરે પૂછવાનું તેમની વાણિમાંજ રહી ગયું અને સ્તબ્ધ બની આનંદાશ્ચર્યમાં પડી ગયાં.

મારાપ્રિય વાંચકવૃંદ—મહાત્માશ્રી યોગેંદ્રનાથના પધારી ગયા પછી કેટલાક સમય સુધી મહારાજા પ્રબોધચંદ્રરાય અને મહાસતિ રાણી યોગનિષ્ટા સ્તબ્ધ બની વિચારવા લાગ્યાં કે આપણ પૂર્વે કોણ હઇશું, આપણા સંસ્કારો સાધુપુરૂષોના સમાગમના યોગથી શ્રેષ્ટ હોય તેમ દેખાય છે. નિરંતર ઉત્તમ કાર્યમાં સાધુ બુદ્ધિનો ઉપયોગ કરવે જોઇએ. આપણને અણધાર્યા મહાત્માઓનો સમયે સમયે સમાગમ થાય છે. એજ પૂર્વ પુરૂષાર્થની શાબીતી થાય છે. માટે આ જન્મમાં આત્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય ત્યાં સુધી પ્રયત્ન શેવવા ચુકવું નહિ.

આમ બન્ને જણ વિચાર કરી મહારાજશ્રીએ બતાવેલા સંયમને આદરવા અને આચાર્યપત્નિઓની મનોવૃત્તિઓ સુદ્રઢ બનાવવા તત્પર થયાં પરંતુ—(પોતે જાણ છતાં) મહારાજ પ્રબોધચંદ્ર કેહેવા લાગ્યા કે હે સુભગે ! સતી રાણી ! આહા–મનનું સામર્થ્ય કેટલું બધું છે. મન કેટલું બધું બળવતર છે. એ મનના સ્વરૂપમાં એટલી બધી તે શું પ્રાબલ્યતા હશે ? અરે મનનો બનાવનાર તે મનથી કેટલો બધો સત્તાધિશ હશે ! તેની અચિંત્ય શકિતનું અવલોકન તો કોઇ વિરલ પુરૂષજ કરી શકે. આ મનના સંબંધમાં જો તમે કાંઇ જાણતાં હો તો કહેશો ? રાણી યોગનિષ્ટા સમયાનુંસાર ઉચિત જાણી તુરત મહારાજાશ્રીન ચર્ણમાં મુસ્તક નમાવી ( પોતાના માનવ ધર્મની યથાર્થતા છે કે નહિ એટલા માટે મહારાજા જાણતાં છતાં મને પૂછે છે તો મારે અવસ્ય પરિક્ષા આપવા કેહેવુંજ જોઇએ એમ વિચારી ) પ્રસન્ન વદને કેહેવા લાગ્યાં.

રાણી યોગનિષ્ટા—હે પ્રિય પતે !!! મનોમય કોશ સંબંધી મેં જેવું જાણ્યું છે તેવું આપને યથામતિ કહું છું. પ્રભો !

**ज्ञानेन्द्रियाणिच मनश्च मनोमयःस्यात्कोशो ममाह मिति वस्तु विकल्प हेतुः। संज्ञादि भेद कलना कलितो बलीयां-स्तत्पूर्वकोशमभि पूर्य विजृम्भतेयः ॥**

પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન મળી મનોમયકોશ થાય છે. તો "હું અને મારૂં" એવી વસ્તુ વિકલ્પના કારણરૂપ તે નામ આદિ ભેદની રચનાઓથી ભરેલો હોવાથી બળવાન છે. વળી તે પોતાથી પૂર્વના કોશને પૂર્ણ કરી પોતે વૃદ્ધિ પામે છે.

મનનો નાશ થવાથી સર્વ પ્રપંચનો નાશ થાય છે. અને મનની વૃદ્ધિ થવાથી સર્વ પ્રપંચની વૃદ્ધિ થાય છે. સ્વપ્નમાં શૂન્ય છતાં પણ મન પોતાની શકિત વડે ભોકતા આદિ સર્વ વિશ્વને ઉત્પન્ન કરે છે. તેજ પ્રમાણે જાગ્રતમાં પણ એજ જગતને ઉત્પન્ન કરનાર છે. આ સર્વ પ્રપંચ મનના વિકાસરૂપજ છે. મનનો વ્યવહાર કેમ ચાલે છે તે પણ મનુષ્યોને જાણવાની જરૂર હોય છે. જેમકે મન પાંચ પ્રાણ દ્વારા સાત ચક્રોનો વ્યવહાર ચલાવે છે. અને મનની કાર્ય નિર્વાહક કચેરી મુર્દ્ધામાં હોવાથી ત્યાંથી કુલ સત્તાની સાથે તાર જોડી વ્યહવાર ચાલે છે. માનુષી મુર્દ્ધા સર્વથી શ્રેષ્ટ હોવાથી તે કચેરીનું કાર્ય તેજ મુર્દ્ધામાં જોવાથી મનનું શ્રેષ્ટ કામ કેમ ચાલે છે તેનું જ્ઞાન થાય છે તે મનચક્રનું સ્થાન શિરો ભાગમાં છે ખરૂં, પણ મન દેવતાનું સ્થાન હૃદય છે. આત્માના સંદેશને અનુકુળ મન દેવતા મનચક્રનાં જે દલ, બીજાની સાથે તાર જોડે છે તે દલ સાથે વ્યવહાર થાય છે. અને દલની વસ્તુસ્થિતિ અનુસાર શરીર ઇંદ્રિયાદિનો વ્યાપાર ચાલે છે. મનચક્રના અષ્ટ દલની વિગત જરા વિચારશો તો વધારે ખુલાસા સાથે આપને જાણવામાં આનંદ થશે, આપ આજ્ઞા કરો તો આપની દાસી તે વિશે મહાત્માની પ્રસાદીરૂપે મળેલી વાણી દ્વારા કાંઈ વિશેષ હકીકત જણાવા ઇચ્છે ?

મહારાજા—હે પ્રિયવદન પ્રિયતમા ! તને ધન્ય છે. તારી શુક્ષ્મ દૃષ્ટીમાં સઘળાં આત્માનુભવનાં સુખોનું હું તો કંઇક નવું ચરિત્ર જોઉં છું. મનોમય કોશ પછી મનચક્ર અષ્ટ દળની સ્પષ્ટતાકરવા વિના સંકોચે ત્હારા સુદ્ધ હૃદયાગારને જણાવવું એ ઉચિત છે. હે પ્રાણેશ્વરી ત્હારા જેવી જ્ઞાનવાન સ્ત્રી મને પ્રાપ્ત થવાથી મ્હારૂં અહોભાગ્ય સમજુ છું.

યોગનિષ્ટા—કૃપાનાથ ! દયા કરી આપ સાંભળો તે વિશે જે જાણું છું તે કહું છું, મનનાચક્રનાં અષ્ટદળ હોય છે. તે મનની પૂર્વ દિશાથી આરંભી આઠે દીશા તરફ તે દળ ગોઠવાયેલાં છે. પૂર્વદિશાનું દળ શ્વેત (સર્વ રંગદાતૃત્વ) હોય છે. તે દળમાં સંકલ્પવૃત્તિનું જોડાણ થતાં. મનુષ્યમાં ધૈર્ય, ઉદારતા, ધર્મબુદ્ધિ સ્થપાય છે. બીજું અગ્નિખુણાનું દળ રક્તવર્ણનું હોય છે. ત્યાં જ્યારે સંકલ્પવૃત્તિનું જોડાણ થાય છે ત્યારે પ્રમાદ, આળશ, નિંદ્રા, બુદ્ધિનીમંદતા વિગેરે ઉત્પન્ન થાય છે. ત્રીજું દક્ષિણ દિશા તરફનું દળ હોય છે, તેનો રંગ કૃષ્ણ જાંમળી કેહેવાય છે અને તે દળ તરફ સંકલ્પવૃત્તિ જોડાય છે ત્યારે દ્વેશ, ક્રોધ અને દુર્બુદ્ધિ પ્રકટે છે. ચોથું નૈરૂત્ય ખુણા તરફનું દળ નીલરંગનું હોય છે. તે તરફ સંકલ્પવૃત્તિ જોડાય છે, ત્યારે સંસારાસક્તિ, સ્ત્રી, પુત્ર, પિતાદિનો મોહ થાય છે. લોભની વૃદ્ધિ કરે છે. પાંચમું, પશ્ચિમ દિશા તરફનું જે દળ છે તેનો રંગ કૃષ્ણ કપીલ (સર્વ રોગ ભક્ષક) હોય છે. તે તરફ સંકલ્પવૃત્તિનું જોડાણ થાય છે ત્યારે હાસ્ય, વિનોદ અજ્ઞાનાનંદ પ્રકટે છે. છઠ્ઠું, વાયવ્ય ખુણા તરફનું દળ ગેરા લીલા રંગનું હોય છે. તે તરફ સંકલ્પવૃત્તિ જોડાય છે ત્યારે ચિંતા, ઉદ્વેગ, અસ્થિરપણું, શોક જનક સ્વરૂપ દર્શાવે છે. સાતમું, ઉત્તર દિશા તરફનું દળ છે. તેનો રંગ પીળો છે. તે દળ તરફ સંકલ્પવૃત્તિ જોડાય છે ત્યારે અહભોગ, શ્રૃંગાર ભોગાદિમાં પ્રેમ ઉપજાવે છે. આઠમું, ઇશાન્ય ખુણા તરફનું દળ હોય છે. તેનો રંગ ગૌર છે. તે તરફ સંકલ્પવૃત્તિનું જોડાણ થતાં કૃપા, ક્ષમા, વૈરાગ્ય, શાન્તિ, જ્ઞાન વિગેરે ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે મનનાચક્ર અષ્ટદળના એકેકા દળમાં આઠ આઠ ભાગે વૃત્તિઓ વ્હેંચાઇ જઇ ચોસઠ કળાયુક્ત

સંસારનાદર્શ પદાર્થોની ભાવના પ્રકટાવે છે. તેમજ યોગ્ય દળમાં તે વૃત્તિઓ સ્થિર થાય તો પુણ્ય ભાવો ઉપજાવી જ્ઞાનના ઘરને બાંધી પાર્માર્થિક ( આત્મ તત્વ ) યોગ સધાવે છે.

તેમાંથી પ્રત્યેક સત્તા મનની ભાવના (સત્તારૂપ સ્થિતિ) પ્રમાણમાં આઠ ભાવમાંથી જે જે ભાવનું પ્રાબલ્ય હશે તે તે ભાવને અનુસરી વ્યવહાર કરે છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ ભાવાષ્ટકના ભાવ હોય છે. આ આઠ આઠ ભાવનું પ્રાબલ્ય કુલ સત્તા પર છે. છતાં આ મનના શ્વેત સ્થાનમાંના ધૈર્ય, ઔદાર્ય, (દાતૃત્વ) અને ધર્મબુદ્ધિ ( વેદ જ્ઞાનમાં નિશ્ચય ) વાળા દળની ઉપાસના યોગ છે. આવી રીતે મનચક્રના આધારે ઉપાસના કરવાથી (૬૪) તો શું પણ અસંખ્ય સત્તા આ શરીરમાં સમાયલી છે તેનો સદુપયોગ થવા લાગશે. મનચક્રના જ્ઞાનના અભાવથી મનુષ્યો કેટલી ઉત્તમ સત્તાઓ દુરૂપયોગમાં વાપરીને પરિણામે દુઃખનો અનુભવ કરે છે. અને પોતાના અજ્ઞાનથી **સમ-સ્મૃતિ** સંસારને **અમૃતિ** અસાર કેહવરાવે છે. મનચક્રનું સ્થાનમુર્દ્ધામાં તેથી તે ચક્ર અધોમુખ થઈ પોતાની નીચે જેટલાં ચક્રો છે તેને ગતિ આપે છે. પણ તેજ જ્યારે ઉર્ધ્વમુખી થાય છે ત્યારે તેની ગતિનો પ્રવાહ બ્રહ્મલોકમાં જવા લાગે છે. પણ અથાહ બ્રહ્મલોકમાં મનોગતિને થાહ ન મળવાથી તેનીકુલ ગતિ શાંત થાય છે. યોગી માત્ર મનચક્રને પ્રાણાયામ સિદ્ધિથી ઉર્ધ્વમુખ કરી શકે છે. યોગ્યતા યુક્ત મનનું સંયમ કરવાથી આત્મા ઇચ્છા કરે છે. તે વિશ્વના શરીરાવયવમાં મનશકિત કાર્ય કરવાનું સામર્થ્ય ધરાવે છે. આ સત્તા જે પ્રાપ્ત કરશે તેજ જગતમાં રાજેંદ્ર, યોગેંદ્ર, વા જ્ઞાનેંદ્ર થશે. માત્ર આ સત્તા

આપણામાં લાવવા માટે ઋષિ-યોગી પ્રણિત રસ્તાઓ છે. તેનું યથાયોગ્ય જ્ઞાન લેઇ જે કર્મયોગી થાય છે તેનેજ સિદ્ધિ મળે છે. પણ આ મહાન સિદ્ધિ મનનું વિશ્વગતિ સાથેના સંબંધમાં તો સિદ્ધિ તરીકે છે. પણ કૈવલ્ય મુક્તિમાં તો આ કુલ સિદ્ધિ વિઘ્નરૂપ છે. માટે પ્રાકૃતિક પુરૂપાર્થ રહિત બુદ્ધિ દ્વારા પરિણિત ગુણોના કારણમાં લય કરવું આનુંજ નામ કૈવલ્ય છે. ચેતન સ્વરૂપ પુરૂપ બુદ્ધિના સંબંધથી રહિત થઈ આપણા પોતાના સ્વરૂપમાંજ સ્થિત થાય છે ત્યારે કૈવલ્ય પ્રાપ્તિ કહેવાય છે. હે પ્રિયસ્વામી ! આ સઘળું રહસ્ય તપો મૂર્તિ મહાત્માશ્રીની કૃપા દૃષ્ટીથીજ મને સમાધિષ્ટ સ્થિતિમાં પ્રાપ્ત થયું છે. હવે હું છેવટ આ શરીર યંત્રના મુખ્યનાયક (**મન**) નામનો ધર્મ કહું છું.

## મનો ધર્મ

**कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिर धृति र्ह्रीं र्धी र्भी रित्येतत्सर्वं मनएव तस्मादपि पृष्ठत उप स्पृष्टो मनसा विजानाति ॥ शत० कां० १४ अ० ४**

**कामः—मनसा विविच्य पुनरनुष्ठातव्यम् । शुभगुणाना मिच्छा कामः**

પ્રથમ વિચાર કરી કુલ ઉત્તમ વ્યવહારનું આચરણ કરવું અને ખોટું કામ છોડી દેવું. આનું નામ કામ છે.

**२ संकल्पः—तत्प्राप्त्यनुष्ठानेच्छा संकल्पः ।** સુખ અને વિદ્યાદિ શુભ ગુણોને પ્રાપ્ત કરવા માટે પ્રયત્નથી અત્યન્ત પુરૂષાથ કરવાની ઇચ્છા તેને સંકલ્પ કહે છે.

**३ विचिकित्सा—पूर्व संशयं कृत्वा पुनर्निश्चय करणेच्छा संशयो विचिकित्साः**-જે જે કામ કરવાનું હોય તેમાં શંકા કરીને ખરો નિશ્ચય કરવાને માટે જે સંદેહ ઉત્પન્ન કરવાનો છે તેનું નામ વિચિકિત્સા છે.

**४ श्रद्धा—ईश्वर सत्य धर्मादि गुणाना मुपर्य्यन्तं विश्वासः श्रद्धाः**-ઇશ્વર અને તેના સત્ય ધર્માદિ શુભ ગુણોમાં નિશ્ચયથી વિશ્વાસને સ્થિર કરવો તેનું નામ શ્રદ્ધા સમજવું.

**५ अश्रद्धा.—अनीश्वरवादा द्युपरि सर्वथा ह्यनिश्चयोऽश्रद्धा** અવિદ્યા, કુતર્ક, ખરાબ કામ કરવું, ઇશ્વરને ન માનવું અને અન્યાય આદિ અશુભ ગુણોથી સર્વ પ્રકારે અલગ રહી જવામાં નિશ્ચયી નથવું તેનું નામ અશ્રદ્ધા છે.

**६ धृतिः—सुखदुःख प्राप्त्यापीश्वर धर्माद्युपरी सदैव निश्चय रक्षणं धृतिः**-સુખ, દુઃખ, હાનિ, લાભ આદિ થાય તો પણ પોતે ધીરજ ન છોડવી તેનું નામ ધૃતિ છે.

**७ अधृतिः—अशुभ गुणानामाचरणं नैव कार्य्य मित्य धैर्य्यम धृतिः**-અશુભ ગુણયુક્ત કાર્યમાં દ્રઢ થવું તે ધૃતિ છે.

**८ ह्रीः—सत्य धर्मानाचरणेऽसत्याचरणे च मनसः संकोचो घृणा ह्रीः**-જૂઠાં આચરણ કરવામાં અને સાચાં કામો ન કરવામાં મનને બિજ્જત કરવું તેને હ્રીં કહે છે.

**९ धीः—शुभ गुणान शीघ्रं धारयेदिति धारणा वति वृत्तिर्धीः**-શ્રેષ્ઠ ગુણોને શીઘ્ર ધારણ કરનાર ચિત્તવૃત્તિને ધી કહે છે.

**भीः—असत्याचरणादीश्वराज्ञाभंगात् पापाचरणादीश्वरेनः सर्वत्र पश्यती त्यादि वृत्तिभीः**:–ઇશ્વરની આજ્ઞા ભંગ કરવામાં પાપ જાણવું અર્થાત્ સત્યાચરણાદિ ધર્મ કાર્ય કરતાં જવું પણ તેનાથી વિરૂદ્ધ અસત્યાચરણાદિથી નિત્ય ડરતા રહેવું તથા ઇશ્વર અમારા સર્વ કામોને યથાવત્ જુએ છે એમ જાણી તે પરમાત્માની પાપ કર્મમાં ભીતિ રાખી કાર્ય કરવું તેનું નામ **ભીઃ** છે. ઉપરોક્ત દશ ગુણવાળી વસ્તુ જેનું નામ મન છે. તેને સર્વ પ્રકારે સર્વને સુખ આપવામાં યુકત કરવું.

આ **મન** ચેતના શક્તિ તરફ વાળતાં ચેતના શક્તિના ધર્મનો અંગીકાર કરી એ મન ચેતના શક્તિવાળુ થઇ જતાં ઉત્તમ ક્રિયાઓ કરવા મંડી જાય છે. એ પછી સર્વોત્તમ શુદ્ધ વિચાર પ્રગટે છે. એ શુદ્ધ વિચારરૂપી ખાણીમાંથી સુખ, શાંતિ, આનંદ, પ્રસન્નતા, સંતોષ, તૃપ્તિ, પૂર્ણ કામના, એ આદિનું પરમ દિવ્યજ્ઞાન ભોગવવા ભોગવીને આનંદ પામવા સામર્થ્ય આવે છે. પછી ચર અચરમાં તે બધા સામર્થ્યનો એક પ્રવાહ થઇ પ્રેમરૂપી સાગર ભરાય છે. એ પ્રેમરૂપી સાગરમાં **આત્મવત્ સર્વભૂતેષુ** પ્રાણી ભૂત માત્રમાં આત્મ બુદ્ધિ અવશેષ રહે છે. વિક્ષેપરૂપ વૃત્તિની શાંત કળા પ્રગટે છે. સંકલ્પ રહિત શાંત સ્વરૂપ થવાય છે. માટે હે કૃપાસિંધુ ! સ્વામિન્ ! જ્યાં સુધી મનની દોડમાં મનુષ્ય પ્રવૃતિ કરે છે ત્યાં સુધી તે આ ભવારણ્યના ફેરાથી મુક્ત થઇ જાય એમ મને તો લાગતું નથી. કારણ **મન એવ મનુષ્યાણાં કારણ બંધ મોક્ષયો** એ મન જ્યાં સુધી વિકળ દશામાં છે ત્યાંસુધી તો પ્રાણી માત્રની દશા વિચિત્રજ હોય છે. મનુષ્ય જન્મ પ્રાપ્ત થયા છતાં તે અવિદ્યા આધિન જીવ પર્મ દયાળુ વિભુના વિભુતિયોગને "યાતો" તેના વ્રતને ભૂલી જાય છે;

૫૬.

(રાગ. રૂપે શું રંગે રાચ્યોરે, કાયાનો રંગ કાચોરે—,)
વિભુનું વ્રત ભૂલ્યોરે, માયાના ફંદે ફૂલ્યોરે. જીવ જાગીને તું જો. (૨)
વિસરી ગયો છે વિશ્વંભરને, ચડયું વિષયનું પૂર, (૨)
પ્રપંચ પાપમાં પ્રાણી તણાયો, (૨) જોખમ લાગ્યું જરૂર,
દુઃખ દરિયામાં ડૂલ્યોરે, માયાના ફંદે ફૂલ્યોરે. જીવ જાગી. (૨) ૧.
યાધિ, વ્યાધિ, ને ઉપાધિ, પડયો પંખિડો જાળ, (૨)
હરિપ્રસાદ હરિભજન તજીને (૨) બેઠો બની કંગાલ,
મમતાની ડાળે ઝૂલ્યોરે, માયાના ફંદે ફૂલ્યોરે. જીવ જાગી. (૨) ૨.

ભૂલી જવાનું કારણ માયાની લ્હેરરુપી દશ ભાવના પ્રતિ પ્રેમ એ પ્રપંચી પ્રેમને આધિન થવાથી બિચારા જીવ ગોડણુ ભરપડી ગોથાંજ ખાયા કરે છે એ દૈવનીજ કૃતિ છે. અરે દૈવની કૃતિ શું નથી કરતી. દૈવ એ પ્રાલ્બ્ધ નથી પણ પ્રતક્ષ પરમાત્માનીજ કળના છે. જુઓ.

૫૭.

(રાગ. શું કહું કથની મારી આ, શું કહું કથની મારી-.)
દૈવ તણી કૃતિ ન્યારી, આ... દૈવ તણી કૃતિ ન્યારી,
તેથી જાય સૌ જનહારી, આ... દૈવ તણી કૃતિ ન્યારી—ટેક.
પલમાં રંકને રાય બનાવે, પલમાં ભૂપ ભિખારી...(૨)
ગૃહસ્થાશ્રમી બ્રહ્મચર્ય ભોગવે, (૨) ભ્રષ્ટ થાય બ્રહ્મચારી. આ... દૈવ ૧.
ગણિકાને સતિનું પદ આવે, સતિની મતિ જાય મારી...(૨)
બળીયાને બળહિણુ કરી નાંખે (૨) અદ્દભૂત રચના ભારી આ... દૈવ ૨.

શ્રૃષ્ટિ ક્રમ બદલે ઘડી પળમાં, નરને બનાવે નારી...(૨)
નારીનો પણ નર બનાવે, (૨) શોધિ જડે ના બારી. આ... દૈવ ૩.
શાન્તિ નિજાનન્દ કદી મદી મળતાં, વચ્ચે વિઘ્ન અપારી...(૨)
હરિપ્રસાદ જીવ જોર કરે શું ! (૨) પલમાં કળ ફરનારી. આ... દૈવ ૪.

હે સ્વામિન્! માત્ર હરિલીલાજ કોઈ અલૌકિક છે. જ્યારે જ્યારે જીવ સત્કર્મ કરવા પ્રવૃતક થાય છે અને તે સમયે તે જીવને પ્રભુ કૃપા હોય છે, ત્યારે ત્યારે તે ક્ષણે ક્ષણે હજારો હજારો પાપોના ડુંગરો તોડી નાંખતો હજારો વિઘ્નોના વેલાઓ કાપી નાંખતો પુર જોસ્સથી એકદમ સત્યની સપાટી ઉપર અચળ ટેક ધરી સમર્થ સદ્‌ગુરૂના શબ્દબાણ ઉપર ચડી સુરતાદોરને સીધો રાખી બ્રહ્મ સદનના ઝાંપા ઉઘાડવા તત્પર થાય છે. પણ જો એટલે ગયા છતાં પ્રભુ કૃપાના હોય તો અભિમાનરૂપી ઊંટડો તેને ધારેલા સ્થાન પ્રતે ના જવા દેતાં ગમે ત્યાં પાછો લઈ જઈ નાંખે છે. અભિમાન ઊંટડો ઘણોજ વિચિત્ર છે. ગમે તેવા ભોગો ખાય છે. કેહેવત છે કે ઊંટ મૂકે આકડો અને બકરી મૂકે કાકરો. એ પ્રમાણે બિચારા જીવને પ્રભુ કૃપા ના હોય તો ઠેક ગયેલાને ગમે ત્યાં રખડવું પડે છે. એ વિષે એક દ્રષ્ટાંત સાંભળોઃ—

એક બિચારી પુણોશો એંશી વર્ષની ઉમ્મરની ડોસીમા હતી. તે એક ન્હાના ગામડામાં રહેતી હતી. હમેશ ગરિબ સ્થિતિ હોવાથી આમથી તેમથી લાવી પોતાનું સાદુ જીવન ગાળવા ગમે તેવું જમી લેતી હતી. વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં બહુજ વિટંબણા પડતી હતી. એક વખત હાથમાં છાસ લેવાની દોણી લઇ સવારના ચાર વાગ્યાના સુમારે એટલે અંધારામાંને અંધારામાં પાસેના એક ગાઉ ઉપર ગામ હતું ત્યાં

છાસ લેવા નિકળી પડી આંખ્યે પુરૂં સૂજતું ન્હોતું હાથમાં લાકડી અને બીજા હાથમાં દુહુણી લેઇ ચાલવા લાગી ગામડાના રસ્તા ખાડા ટેકરાવાળા તો હોયજ તે ઓળંગતાં આગળ વધી તેટલામાં એક રસ્તા વચ્ચે ઉંટ રાતનું બેશી રહેલું તે પગે અડકયું. ડોશીમાએ જાણ્યું કે ટેકરો છે તે ચઢવા ગયાં ધીમે રહી ઉપર ચઢી ગયાં કે તુરત ઉંટ ઉઠી ઉભુ થયું ને ચાલવા લાગ્યું, ડોશીમા ગભરાયાં પણ એંશી વર્ષની ઉમ્મર સુધીમાં ઘણીએ ઠોકરો ખાધેલી હતી એટલે આ ઠોકર કંઈ વધુ લાગી નહિ અને ઉંટની પીઠ પર ટેકરો હોય છે તે પકડી ઉંટને આધારે ચાલવા લાગ્યાં. વહાણું પણ વહી ગયું સૂર્ય ઉગ્યો લોકો હરવા ફરવા લાગ્યા ખેતીવાળા લોકો ખેતરમાં જતા આવતા થયા. લોકોએ ઉંટ ઉપર બેઠેલાં ડોશીમાને પૂછયું. ઓ ડોશીમા, ઓ ડોશીમા, હાથમાં લાકડીને બીજા હાથમાં દુહુણી લેઇ ઉંટ ઉપર સ્વારી કરી કયાં પધારો છો. ડોશીમા બોલ્યાં દિકરાઓ. વેહેલી ઉઠી હું તો સામા ગામમાં છાસ લેવા જતી હતી પણ વચ્ચે ઉંટ આવવાથી ખબર ના પડીને ટેકરો જાણી ચડવા ગઈ હતી પણ આ ઉંટ ભાઇ તો ઉઠી ઉભા થઇ ગયા. એટલે છાસ તો છાસની જગ્યોએ રહી પણ હવે તો ઉંટ લેઈ જાય ત્યાં જવાનું. ભાઇઓ, જોયા વગર વિચાર્યા વગર અને સારો સાચો સંગાથ લીધા વગર નીકળી તો ઉંટને સ્વાધિન થઈ હવે ઉંટ બીજે કયાં લેઇ જશે છેવટ કાંટામાં કે ખાડામાં નાંખી દેશે. એમ કરી અફસોસ કરવા લાગી. બેલા ભલા લોકોએ ઉંટને પકડી ડોસીમાને નીચે ઉતાર્યાં. તેમ સ્વામીનાથ ? અહંકારરૂપી ઉંટડા ઉપર ચડી ગયેલા પ્રાણીઓ ધાર્યા નિસાન પ્રમાણે ભાગ્યેજ જઇ શકે છે. અહંકારનો ત્યાગ કરી મનને

શુદ્ધ વિચારવાળું બનાવવાથીજ શ્રેસ્સ્થાય તેમ છે. માટે મનોનિગ્રહની ક્રિયાઓ સત્સંગ દ્વારા સદ્દગુરૂઓ દ્વારા કરવી જોઇએ. એમ સમજી નિરંતર પરમહંશ પરમાત્માઓના ચરણારવિંદ શ્રેસ્કર માનું છું ને આપની પૂર્ણ કૃપાથી આટલું પણ જાણવા ભાગ્યવંત થઇ છું. પણ મ્હારા વ્હાલા નાથ! આપણે હવે સંયમવિધિ ધારણ કરી આચાર્ય-પત્નિઓના મન ઉપર મહાત્માશ્રીના કહેવા પ્રમાણે પ્રયોગ કરીએ. આપણી પંચાનનાપુરીમાં મુખ્ય ચાર આચાર્યો છે તે દ્વારા આપણે કાર્ય કરી શકીશું માટે આપણા શુદ્ધ સંયમ સંકલ્પબળથી તે કાર્ય પ્રથમ કરી લેઇએ એટલે કાર્ય સિદ્ધિપ્રદ થાય. એમ કહી રાજરાણી કાર્ય કરવા લાગ્યાં. વાંચક બન્ધુ! હવે આચાર્યોના રંગભુવન તરફ જઇએ.

---

## આચાર્યોનું રંગભુવન.



આ વિરાટપંચાનના પુરીમાં સકળ પ્રજાને ધર્મના આભુ-ષણરૂપ ચાર આચાર્યો હતા. પહેલા આચાર્યનું નામ વિવેકાનંદ હતું, ને તેમની સ્ત્રીનું નામ વિજ્ઞાનધારા હતું. બીજા આચાર્યનું નામ વૈરાગ્યાનંદ હતું ને તેમની સ્ત્રીનું નામ પૂર્ણચંદ્રિકા હતું ત્યારે ત્રીજાનું નામ શાંતિ સ્વરૂપાનંદ હતું ને તેમની સ્ત્રીનું નામ શિળવતી હતું. ચોથા આચાર્યનું નામ મુક્તાનંદ હતું ને તેમની સ્ત્રીનું નામ સકળ સૌભાગ્યનીધિ હતું. આ ચારે આચાર્યોનો સંબંધ ઘણોજ નિકટનો હતો.

તેમનું રહેવું ઘણુંખરૂં ભેગા જેવુંજ હતું. તેઓ એક બીજાની સલાહ લેઇ કામ કરતા હતા. તેમ તેમની સ્ત્રીઓ એક માની જણેલી બ્હેનો હોય તેમ એક બીજાની સાથે પરસ્પર સંપીને રહેતી હતી. ટુંકામાં આ કુટુમ્બ દુનિયામાં ઘણુંજ (નિઃસીમ) સુખી હતું. આચારે ભગ્વદિયોને એક સમયે અણચિંતી ઇચ્છા પ્રાદુર્ભૂત થવાથી તેઓ નિલાચલેંદ્રના પવિત્ર સ્થળમાં દર્શનાર્થે જવા નીકળ્યાં આ પરમ પવિત્ર પુરીમાં કામનાવાળાં તો ઘણોયે મંદિર હતાં પણ મનને શાંતિ આપનારાં સ્થળ તો નિલાચલેંદ્રનાથ મહાદેવને રઘુનંદન સ્વામીનો મઠજ હતો. તે સ્થળોમાં એવું ઇશ્વિરી પ્રબળ તેજ હતું કે, દરેક મનુષ્યના મનમાં શિતળતા, પવિત્રતા, ને ગંભિરતાની છાપજ પાડી દેતું હતું, છતાં તેની અસર મનુષ્યોના અંતઃકર્ણાનુંસારે વેંહેચાઇ જઇ તદ્દન્તર વાસનાત્મક સમજાતી હતી.

આ ચાર પતિવ્રતાઓ નિલાચલેંદ્રમાં જઇ શાંત ચિત્તથી જેના મુસ્તકપર પતિતપાવની અધમોદ્ધારણિ ભાગીરથી ધ્રુ ધ્રુ ધ્રુ ધ્રુ નામના પવિત્ર પ્રતાપી શબ્દ કરી વહી રહેલી હતી. જેણે પોતાના લેલાટ મધ્યે ચંદ્રને ધારી રાખ્યો છે. જેના પવિત્ર ભાલમાં અગ્નિનું પ્રતિબિંબ ઝળકી રહ્યું છે. જેનું આખુ શરીર જાણે માખણનો પીંડો હોય તેવું શુદ્ધ ધવળ શોભી રહ્યું છે. જેમનાં કરૂણા ભર્યાં નેત્ર આ વિશ્વરૂપ વાડીને અમૃત સીંચી રહ્યાં છે. જેમણે કામના પતિ તરીકે મહાન ભયંકર સર્પો કંઠમાં લગાવી દીધા છે. એવા પરમ કૃપાળુ ભગવાન શંકર મહારાજનાં દર્શન તે પવિત્ર અબળાઓ કરતી હતી. તેવામાં એક શંકરના દ્રઢ ભક્તરાજે ટાંન્ડવ આરંભ્યો હતો. તે અપૂર્વ શિવ ટાંન્ડવના પ્રયોગને જોઇ શાંત ચિત્તવાળી પતિવ્રતાઓ મહારાજ શંકર

ભગવાનના ધ્યાનમાં લિન્ન થઇ જવાથી જેની ચિન્તરૂપી ભૂમિ અતિ મૃદુપણાના રૂપમાં આવતાં જાણે **સત્વ** નામનું **તત્વજ** બની ગયું હોય તેવી થઇ જવાથી આનંદની રેલ છેલ તેમના અંતઃકરણમાં થઈ ગઈ. તે વખત ભેદાભેદનું ભાન પણ ટળી ગયું ને સદ્રુપ, ચિદ્રુપ, આનંદરૂપજ બની જવાયું. નેત્રમાંથી જળધારા ને રૂવાડાં ઉભા થઈ ગયાં છે એવી પતિવ્રતાઓની આંખ્ય ઉઘડી ગઇ તેમને આ સકળ પ્રપંચ સત્તારૂપજ ભાસ્યો. બરાબર સુદ્ધિમાં આવતાં વિજ્ઞાનધારા બોલી ઉઠી અહો મૂર્ત વસ્તુનો કેટલો બધો પ્રભાવ છે કે મૂર્ત દ્રવ્યમાંથી થયેલા મદને દુર કરી નાંખી સ્વસ્વરૂપાનું સંધાનના રસ્તાને ખુલ્લો કરી આપે છે. બલીહારી મારા ભોળા શંભુનાથ, મારા ચિદાકાશ, શુદ્ધ સ્વરૂપાકાશ સત્તાવાળા દેવ તારૂં શિતળ, સુભગ, શાંત, ગંભિર સ્વરૂપ આ સંસારના મળને તોડી તું તારે ઘેર પોતાનેજ પેહોચાડે છે. એવા હે સહજ શિતળદેવ આપનું શરણ સદાય અમને રહેજો. આ પ્રમાણે સ્તવંન કરી ચારે પતિવ્રતાઓ રઘુનંદન સ્વામીના મઠમાં આવી પેહોંચી ત્યાં ભક્તવત્સલ દિનદયાળ નીતિ વિશુદ્ધ પુરણ પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીના દર્શન કરીને પ્રાર્થના શરૂ કરી.

**વિજ્ઞાનધારા—श्री राम राम रघुनंदन राम राम। श्री राम राम भरताग्रज राम राम॥ श्री राम राम रणकर्कश राम राम। श्री राम राम शरणं भव राम राम॥**

**પૂર્ણચંદ્રિકા—श्री रामचंद्रचरणौ मनसा स्मरामि। श्री रामचंद्र चरणौ वचसा गृणामि॥ श्री रामचंद्र चरणौ शिरसा नमामि। श्री रामचंद्र चरणौ शरणं प्रपद्ये॥**

**શિળવતી—मातारामो मत्पिता रामचद्रः। स्वामी रामो मत्सखा रामचंद्रः ॥ सर्वस्वं मे रामचंद्रो दयालु। नान्यंजा नेनैवजाने न जाने ॥**

**સકળ સૌભાગ્યનીધિ—लोकाभिरामं रणरंगधीरं। राजीवनेत्रं रघुवंश नाथम् ॥कारुण्यरुपं करुणा करंतं। श्री रामचंद्र शरणं प्रपद्ये ॥**

આ પ્રમાણે હૃદયાગાર ઉચ્ચારતાં ત્યાંથી નમન કરી ચાલવા લાગ્યાં. પ્રસન્નચિત્તથી રમણીય સ્થાન પ્રતિ દૃષ્ટી નાંખતાં એક બાજુ એકાન્તમાં પધારેલાં **તપસ્વિની** કે જેના મુખકમળપર ચંદ્ર ને સૂર્ય સમાન **વિવેક** ને **વૈરાગ્ય શિતળતા** ને **પર્મતેજ** પ્રકાશી રહ્યાં હતાં. પવિત્ર મુખ મુદ્રાપર **દયાના** રેલા ઉતર્યા છે, નેત્ર **ક્ષમાના** ભંડારરૂપ છે, મનોવૃત્તિ **શમના** સાગરરૂપ છે. ઇંદ્રિયો દ્રઢ **દમની** છાપજ પાડી દે છે. જીહવા કોઈ અપૂર્વ અંતર **બ્રહ્મનાદ** કરી રહી છે. જેનું દર્શન **સમાધાન તિતિક્ષા** આદિ સદ્ગુણોનું દર્શન કરાવી રહ્યાં છે. જેના મુખપરથી **આત્મા** અવતારી ન છતાં **આત્માનંદ**રૂપે પ્રગટજ મૂર્ત દેખાય છે. એવાં પરમમંગળ સકળ સૌભાગ્યનીધિ આનંદ મૂર્તિ **મહાવિદ્યા** નામનાં યોગિનીનાં દર્શન થયાં નજીક જઈ દર્શન કરતાં વારજ આ ચાર પતિવ્રતાઓ ( સમુદ્રમાં મીઠાની પુતળી ગળી જાય તેમજ ) પરીપૂર્ણ ભરીત આનંદથી છલકાઇ જઈ સાષ્ટાંગ દંડવત પ્રણામનીસાથે ભૂમિમાંજ મળી જઇ હર્ષ અશ્રુથી યોગિનીના ચરણ પખાળ્યા પછી તે પતિવ્રતાઓ જ્યારે પોતાના મળેલા પ્રિયત્તમને ત્યાગવા ઇચ્છિયું નહિ ત્યારે " ઘણાખરા ભાગે સામાન્ય પણાને પામેલા ચૈતન્યચંદ મહારાજે પ્રત્યાઘાતરૂપે ઉછળી " ( એટલે મહાયોગિનીએ

સમાધિ જેવી ધ્યાનાવસ્થામાંથી ઉઠી ) પ્રેમ પૂર્વક ભેટી પોતાના હૃદયાનંદને અભેદ પામાડી ચારે સખીઓ ને પોતાની પાસે બેસાડી. તે ચારે જણની વાણી ગદગદ થઇ જવાથી કોઇપણ સ્તુતિ કરી શક્યાં નહિ. પણ એક બીજા સામું જોઇ રહ્યાં. એટલામાં તો સાયંકાળ નજદિક આવ્યો જેથી યોગ્ય આશીરવાદ આપી **યોગિની** સ્વસ્ત બની સાયંકૃત્ય કરવા તરફ લક્ષ વાળ્યું. તે વખતે આચારે આચાર્ય-પત્નિઓ પોતાના સ્થળ પ્રતિ ગમન કર્યું. ઘેર ગયાં છતાં તેમના હૃદયનો આનંદ અસ્ખલિતજ રહ્યો ને અધિકમાં તેમના અંતરમાં એક ગંભિર અતિ વિશુધ્ધ ધર્મને જન્મ આપ્યો. મહાન્ વિશુધ્ધ પ્રેમને હૃદયપટમાં ધારણ કરેલ છે એવી વિજ્ઞાનધારાની મલકાતી મુખમુદ્રાને વિવેકાનંદ જોવા લાગ્યા. જોતાની સાથે વિવેકાનંદ સત્ય વિવેકની શીમા ભુલી જતાં અવિવેકાનંદ બની મુખ મલકાવી પૂછવા લાગ્યા.

વિવેકાનંદ—અહો પ્રિયત્તમા !! આજે ચંદની જેવા આ શિતળ ચંદ્રમા કામી જનોના જોડાને આલ્હાદ કરાવવા કેવો તૈયાર થઈ રહ્યો છે. શું આપણા મનને પ્રેમવિનોદી થવા નથી પ્રેરતો કે ?

વિજ્ઞાનધારા—( ગંભિર મુખમુદ્રાથી ) હા, તમારો ઈષ્ટદેવ **જડ ચંદ્રમા** જડ ભકતોને જડ જડાબુદ્દી આપતો જાય છે. ને બીજાને કાંઇક સમજાવતો જાય છે.

વિવેકાનંદ—( ચોંકીને ) કેમરે **ચંદ્ર** પણ જડ ને હું પણ જડ !

વિજ્ઞાનધારા—તમને ચેતન કોણ કહે છે. હું તો તમને પત્થર કરતાં વધારે જડ માનું છું. વિવેકાનંદ નામ તો તમારૂં આવતા કલ્પમાં કામ લાગશે.

વિવેકાનંદ—અયિ પ્રિયસખે ! આજ કેમ તું ચહાવી બે દિલ દિસે છે ? તારા મનમાં કાંઈક જુદુંજ દેખાય છે.

આટલું વચન પુરૂં થયું નથી તેટલામાં તો વિજ્ઞાનધારા જેનામાં ભરેલો અપૂર્વ આનંદરસ આજે ઉચડી ઉભરાઈ ગયો છે અને તેના અખંડ ખુમારી પામેલી બાળા એકદમ ખુલ્લા ધાબામાં આવી જઇ વૈરાગ્યનો તાપ સહન ન થવાને લીધે ઉંચ્ચા સ્વરથી ગરજી ઉઠી.

## ગરબી.

( રાગ. સારૂં સારૂંરે સુરત શહેર. )

આ કળીયુગ કે આ કેર, વિષ વંચ્યુ શાનું,
શું વિજ્ઞાનીને ઘેર, અંધ થયો ભાનું. ટેક.

હાડ માંસ ને આળા મધ્યે, વિષ્ટાનો ભંડારરે,
તેમાં થઇ સુખ બુધ્ધિ જેની, ધિક: મનુષ્યાવતાર. વિષ ૧.

જડ પત્થરથી ભૂંડો ભાસે, શૂન્ય સરિખો દેહરે,
તેમાં સુખ શું માનો સ્વામી, ભુંડું છે ભવ ગેહ. વિષ ૨.

ચિત્તરૂપ જ્યાં ચપળ વાંદરો, ક્ષણક્ષણ માંહિ હુંકેરે,
તૃષ્ણા શ્વાની ભ્રષ્ટ કરે છે, ક્રોધ ગધેડો ભૂંકે. વિષ ૩.

ક્ષણમાં ખેદ સરિખો ભાસે, ક્ષણમાં આનંદરૂપરે,
એના સમ કોઈ નિચ અધમ નહિ, ખેટા દુઃખનો કૂપ. વિષ ૪.

જડ પણ ચેતન જેવો ભાસે, આત્માને અભ્યાસરે.
જેમાં કાક ઊલુક બહુ વસતા, દુરર્ગંધીની વાસ. વિષ ૫.

સુખમાં ભુલો કાં પંડિતો, રાખી તનુ વિશ્વાસરે.
આપ અનુભવ પ્રગટ જણાવી, ધારો પ્રિય સુવાસ. વિષ ૬.

જ્ઞાની પણ અજ્ઞાની થાવે, શુરો કાયર થાયરે,
ભક્ત અભક્તપણાને પામે, બુધ્ધિ દેહમાં જાય. વિષ ૭.

આટલું બોલી વિજ્ઞાનધારા ચુપ રહી કે તુરત પૂર્ણ ચંદ્રિકા પોતાના પતિ તરફ દ્ષ્ટી કરી તે પણ વૈરાગ્યમાં આવી ગયેલી એકદમ બોલી ઉઠી.

## રાગ ઉપરનો.

શું નારીમાં છે સુખ, જાગીને જુવો.
છે મોહ જાળમાં દુઃખ, વન વગડે કુવો. ટેક.
હાડ માંસની ઘડી પૂતળી, ભુંડુ નારીરૂપરે,
મોહ મદિરા ભરપૂર ભાસે, મહા દુઃખનો કૂપ. જાગીને. ૧.
ઉપરથી ઉજ્જ્યારી દિશે, અંદર કાળો નાગરે.
મીઠી મીઠી વાણી બોલે, ડસતી જોઇને લાગ. જાગીને. ૨.
નગ્ન કરેલી નારી દેખો, જૂઓ તેનાં અંગરે,
ગ્લાનીમય દિશે છે ભારી, તેમાં શું છે શુરંગ. જાગીને. ૩.
ગતી જૂઓને ઇંદ્રિ નહુષની, રાવણ દુરિયોધનરે,
જે નારીમાં મોહ પામીને, પઆ નર્ક પતન. જાગીને. ૪.
પુરુરવા ને યયાતિ રાજા, રમિયા નિશદિન રંગરે,
તોપણ અંતે નર્કજ સમજી, તજ્યો નારી સંગ. જાગીને. ૫.
તમ સરખા વૈરાગી નરને, નારીમાં શો મોહરે,
હિરારૂપી હરિવર ત્યાગી, વ્હોરો શું માટી લોહ. જાગીને. ૬.
મલિન વાસના મધ્યે રમતાં, આ યુ ષ્ય એળે જાયરે,
વૃષભ શ્વાન ખર ઊંટ થઇને, વ્હેવું પડશે કાય. જાગીને. ૭.
માટે પાપ વિસારી પ્યારા, જુઓ પોતાનું આપરે,
પ્રગટે પરમાનંદ પલકમાં, જબરી ખાઓમાં ધાપ. જાગીને. ૮.

આ પ્રમાણે પૂર્ણ ચંદ્રિકાના સ્વરને સાંભળી શિળવતી પોતાના પ્રિયત્તમ સામું જોઇ તેમના હૃદયાગારને પારખી લેઇ તેપણ કહેવા લાગી કે—

## રાગ. ઉપરનો—

શી વસ્તુ અચળ અખંડ, શામાં પ્રીત ધરૂં,
આ જગ છે ક્ષણભંગુર, કેને સાંધ્ય કરૂં, ટેક.
ભોગ રોગ સરીખા દેખું, સુખમાં દુઃખ દેખાયરે,
ધન રળેલું ચોર અગ્નીથી, ક્ષણમાં ખોવાઈ જાય. શામાં ૧.
વિવાદનો છે ભય વિદ્યામાં, તપમાં ઇંદ્રિય દુઃખરે.
કૃતાંતનો ભય બહુ જીવિતમાં, અંતે પાછી ભુખ. શામાં ૨.
ઇંદ્ર ચંદ્રના લોક તણાં સુખ, ક્ષણમાં ક્ષય થઈ જાયરે.
બ્રહ્માના આયુષ્યનો કહોને, કયાં વિશ્વાસ ગણાય. શામાં ૩.
કાળરૂપી એક અજબ શિકારી. ખેલેખરો શિકારરે,
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર સરિખા. ખપે ખપ્પરમાં સાર. શામાં ૪.
મેરૂં જેવા પર્વત ગળતો, સમુદ્રનાં જે વારીરે.
તે જેની અંજલિ નહિ પુરી, ક્ષણમાં કરે ખુવારી. શામાં ૫.
કાળરૂપી એક અજબ લુતારો, જીવમાળા ધરનારરે,
ક્ષણમાં ભંગકરીને નાચે, ક્ષય જગનો કરનાર. શામાં ૬.
કાળ કવળ જગ જોબન મધ્યે, શી વસ્તુ શો ભોગરે,
શાને માટે શું કરવાને શીરધરે છો રોગ. શામાં. ૭.
જેની ચાલે ધરતી ધ્રુજે, કાળના પકડે કાનરે,
તે નરનાં નિશાન જડે નહિ, સમજ મન નાદાન. શામાં. ૮.
મનવા મન મોજે બહુ માણી, તોપણ તું નાદાનરે,
કોણ તમોને કયાંથી આવ્યા. લાવ્ય લાવ્ય જરા ભાન. શામાં ૯,

સકળ સૌભાગ્યનીધિ તે વખત ત્યાંજ હાજર હતી ને પોતાનો નિશ્ચયાત્મક વિચાર જણાવા લાગી અને ઉચ્ચ સ્વરે બોલી ઉઠી.

## રાગ. ઉપરનો.

જીવ ચેતો ચતુર શું જાણુ, અચળ અખંડ તમો,
દેશમાં શું દિશે લ્હાણુ, ચેતન માંહી રમો. ટેક.
રમતાં જમતાં ગમતાં સુખનો, કરતાં ભોગ અપારરે,
ચોરાશી લક્ષ વીતી તુજને, તોપણ તુજ ગમાર, અચળ. ૧
શ્વાન વૃષભ ઊંટથઇને ભટકયા, તોપણ મોહ નાજાયરે,
દુર્લભ મનુષ્યા દેહને પામી, મીથ્યા શીદ વેહેવાય. અચળ. ૨
ઉત્તમ તનુ દ્વિજવરનું પામી, વિદ્યા ભણી વિશેકરે,
દુષ્ટ વૃત્તિરૂપ ગુણિકા સાથે, ભલો ધરાગ્યો ટેક, અચળ. ૩
પડ્ સાધન જે સુખનાં દાયક, સ્વર્ગ તણાં સુખ ધામરે,
તેહ તજી તું કુસંગ રમતો, લોભ ક્રોધ ને કામ. અચળ ૪
ધર્મ તણા આચાર્ય કહાવી, ધાર્યો કામા ચારરે,
કયા સ્વર્ગમાં ઝુલશો જીવડા, કરતાં દુષ્ટા ચાર. અચળ. ૫
કોણ ભોગને કોણ તમો છો, મીથ્યા શો અહંકારરે,
ચંડાળી શમ તૃષ્ણા સાથે, શો સુખનો વેહેવાર, અચળ. ૬
ચિદ્રુપ ચેતન આપ વિચારી, શિતળ સુખનું ધામરે,
અચળ અખંડ કરો પોતાનું સુરી સઘળી મામ. અચળ. ૭

આ પ્રમાણે ક્રમે ક્રમે આચાર સતીઓએ ઘણા દિવસનો પોતાનો આવેશ બહાર કાઢી નાંખી ધ્યાન નિષ્ટ થઇ ગઈ, ને રાત્રિમાં પોતપોતાના સ્થાનમાં શયન કરી દીધું. રાત્રિ ક્યાં વીતીને ગઇ તે જણાઈ નહિ. આચાર આચાર્યોયે પોતપોતાની સ્ત્રીના મુખમાંથી આવી અદ્ભુત વાણી સાંભળી તેમના અંતઃકર્ણમાં વૈરાગ્ય અનળ પ્રગટયો

જેથી આખી રાત્રિ તેમને જાજવલ્યમાન અગ્નિથી ભરપુર લાગી, ક્ષણમાં પ્રભાત થઇ ગયો. પક્ષીઓ કલરવ કલરવ કરવા લાગ્યાં મનુષ્યો પોતાની મનગમતી પ્રવૃત્તિમાં રોકાયાં ત્યારે આચાર મહાન આચાર્ય પુરૂષો પોતાને શાંતિ મેળવવા માટે એક શિતળ કુંજમાં જઇ બેઠા તો પણ મનમાં શાંતિ ન વળી. સારા સારા મેવા સારા ફુલ હારગોટા ફુલ હિંદોળા વિગેરે સુખદ વસ્તુઓ તેમ હંમેશાં સ્તુતિ કરતાં મનુષ્યો પણ સુખજન થયાં નહિ. પણ સઘળુ કેવળ દુઃખમયજ લાગ્યું. મનમાં શાંતિ બીલકુલ નાજ આવી. ત્યારે એકદમ પરસ્પર આશ્ચર્યથી હસ્યા ને વિનોદ પૂર્વક બોલ્યા કે ભાઇઓ ખરેખર આપણે ભુલ્યાજ છીએ-અરેરે આટલો વખત આપણે નકામોજ કહાડયો.

વિવેકાનંદ—અહો મારી કેટલી બધી ભુલ થઇ કે અવિદ્યાનું કાર્ય જે સ્ત્રી તેના પર હું એટલો બધો આશકત થઇ ગયો કે મને રાત કે દિવસનું ભાન પણ રહ્યું નહિ. મેં શાસ્ત્રોનું ઉલ્લંઘન કર્યું ? વિદ્યા કે સકળ સુખની દાતા, શાંતિનું સ્થાન, તેને વિસારી અવિદ્યાની શેવા કરી. મેં આટલા વર્ષ ખરા પ્રેમથી સ્ત્રીનું સેવન કર્યું તોપણ હું કોઇ મોટા પદમાં વિરાજ્યો નથી. હું ઘણોજ છેતરાયો છું. મેં સતી સ્ત્રીનો સંગ કરી વિલીન થયો તો તેમાં પણ વિમૂઢાવસ્થા પ્રાપ્ત થઇ, તો કદાચ વ્યાભિચારણી દુષ્ટા સાથે કામ પડયું હોત તો હું નરકના મોટા ખાડામાં ઉતરી ગયો હોત. ઘણુંજ સારૂં થયું કે મને આ સતી સ્ત્રીયે નર્કમાંથી બચાવ્યો છે ધન્ય છે, ધન્ય છે તે સતીને.

વૈરાગ્યાનંદ—અહો ??? મારા મોહને ધિક્કાર છે. આ મૃગ તૃષ્ણાવત્ સંસારમાં કૃતાર્થ બુધ્ધિથી રમણ કર્યું છે. પણ ધન્ય છે

સતિ પૂર્ણ ચંદ્રિકાને કે જેણે મને સચક્ષુ બનાવી દીધો છે, ખરેખર બૈરી તો તેજ કે જે ખરા સંકટમાંથી ઉગારે. સાહ્યભુત થાય. **आपत्त नारी परीक्षा** એ વચન સિદ્ધ થઈ ચુકયું છે, આવી સતિ શિરોમણી ભાગ્યેજ પ્રાપ્ત થઇ શકે છે, બાકીની બૈરીઓતો પુરૂષના શરિરને પીલનારી ઘાંચીના ઘરની ઘાંણીપોજ છે અરે સ્વચ્છંદા ચારી શંખણીયો કેવી હોય છે અને સતી પતિ ભકિત પરાયણ રહેનારી સન્નારીઓ કેવી હોય છે. આ ઉપરથી જાણી લેવાય છે ગૃહસ્થાશ્રમના ધર્મને જાણનારી, વિવેકથી વિચારીને ચાલનારી, શિળ વ્રતને ધારણ કરનારી, મધુરને મૃદુવદનારી પ્રતિવ્રતાઓજ સ્વર્ગ ભુમિની દેવાંગનાઓને લજાવનારી હોઈ શકે છે, બન્ને પક્ષની નારીઓનું વિષેશ વર્ણન શું કરીએ પણ જરા નિચે જુઓ.

## મનહર છંદ.

### કુલ્ટાઓ વિશે.

પરણ્યાને પરહરી, પરાયા શું પ્રિત કરે;
સંસારનું સુખ તજી, રાંડ વહી જાય છે.
બીજા સંગ નવ બને, વળગે ત્રીજાને જઈ;
ચળેલીનું ચિત્ત ચોથો, કરવાને ચ્હાય છે.
બુદ્ધિ હીણ બાળે ભવ, લગાડે કાયામાં દવ;
ફજેતીનો પાર નહિ, હાથે હલકી થાય છે.
હરિપ્રસાદ કહે છે, જાણી લેજો વાત એની;
ખર તણી ખરી બની, ખાસડાં તો ખાય છે. ૧.

પરણ્યા પતિની પ્રીત, પરહરી પ્રેમદાયે;
કહો બીજા તણું ઘર, કેવું એ તો માંડશે.
નફ્ટને નહિ લાજ, મન માન્યા ધણી કરે;
શાસ્ત્ર તણી મરિયાદા, છટકેલી છાંડશે.
ભૂમિ ભાર કરવાને, મરવાને અવતરી;
ઘેર ઘેર સાસરૂં એ, કહો કેવી રાંડશે.
હરિપ્રસાદ કહે છે, ભાસે ખરેખર એવું;
રવિસુત કિંકર તે, મૂશળથી ખાંડશે. ૨.

વખતને અનુસરી, વિરહે વેચાણ થઈ,
વિષયી જે વિનિતાયો, અનીતિયે ચાલતી.
ખાવા પીવા ઉપભોગ, સારા સારા લાગે તેને;
કંગાલપતિને મેંણાં, દેઇ દેઇ ડારતી.
ઉખડે ઉમંગ ધરી, પતિને ઉવેખી અરિ;
અન્ય નર નયણેથી, નેહ કરી ન્યાળતી.
છંદ પર છંદ કરી, સ્વચ્છંદે છણાય છેક;
હરિપ્રસાદએ કુળાં, કાળજાંને બાળતી. ૩.

× × × × × ×

નારીયો છે કોનું નામ, નરને નમીને ચાલે;
પતિ તણું પણ પ્રિય, કરી કરી પાળતી.
સેવામાં સદા હજુર, પતિથી ના રહે દૂર;
ક્રુર કર્મ કરવામાં, મતિ નવ ચાલતી.
સુખ ધરી સેવા કરે, દુઃખના તે દીન હરે;
અદકો આનંદ શોક, માંહે એ સંભાળતી.

પતિ એજ પૂર્ણ કામ, પતિ એજ પૂર્ણ ધામ;
કહે છે હરિપ્રસાદ, હામ હૈયે આલતી. ૪.

સંકટના સમયમાં, સ્હાય કરે સદ્‌ગુણી;
વિકટની વેળા માંહિ. ઉચાટને ટાળતી.
શયનના ગૃહ માંહિ, ચરણની દાસી બને;
ભોગના તે જોગ સંગ, રતિ સુખ આલતી.
પતિ તણા તેજ થકી, તેજોમય તારૂણી છે;
હાજી હાજી કરી ધણી, તણા હકે હાલતી.
ધન્ય એવી પ્રતિવ્રતા, પ્રિય કોને લાગે નહિ;
હરિપ્રસાદ જીંદગીએ, વૃથ્થા નવ ગાળતી. ૫.

ધન્યભાગ કે આજે હું તો સતિ નારીથી કૃતાર્થ થયો છું. તેનો ઉપકાર માનું છું.

શાંતિસ્વરૂપાનંદ—બલિહારી ? ? ? મારા મૂર્ખ ડાહાપણને મેં શ્વાન, વૃષભ, ખર જેવા કામ ક્રોધ લોભાદિને મારા ઇષ્ટ મિત્ર જેવા ગણી આ સંસારની સકળ ઘટનામાં તરફડીયાં મારી રહ્યો હતો. મૂર્ખ પુરૂષોની અવનતિ તો જૂઓ. મેં મારી પર્મ પ્રિયામાં કામ વાસના [illegible] કરી છે પણ બિચારા પામર તો શ્વાન માફક આમતેમ ભટકી ભટકી ઘરનો ત્યાગ કરી [illegible]પંચી પ્રેમદાઓમાં લપટાઇ પ્રપંચી પ્રેમ [illegible]ગે બંધાઇ કેવી ગતિ [illegible] છે. નર ભ્રમર નો ખરો પણ કમ્મર કશી કુતરા માફક વર્તવું નહિ જોઇએ.

નર તો ભ્રમર કહ્યો, ભામનીનો ભોગી ખરે;
પતિનીજ પ્રિત કરે, તજી પ્રિયા પારકી.
અવરની સંગ કદી, રંગ નવ રમી જાણે;
રંગ વિલાસનો ભોગ, પ્રીતિ નિજ નારકી.
પ્રપંચી જે પ્રેમદા છે, ગુણ ગણી લેવા તેના;
પ્યાર કરે પાડવા તો, ધમ્કી દેવી મારકી.
જશ જામે જગતમાં, હરિ પ્રસાદ કહે છે;
ઉર માંહે બ્હિક ઠીક, ધરવી કિરતારકી. ૧.

લેણ દેણ વિના કે'ણુ, કઠણ કે' કામનીને;
વિના વાંક વાંક કાઢી, છબીલીને છડે છે.
મૂંઢ ગૂઢ ગેબી માર, મારે અપરાધ વિણ;
પર પ્રીત થકી નિચ, નારીને તે નડે છે.
વ્યશનથી વટલેલ, ઘરનું ભેલાડે છેલ;
સુખડીનો સોખતજી, કુસ્કાયે ચડે છે.
પર ઘેર લઇ ભોગ, જઇ લે મહાન રોગ;
હરિ પ્રસાદ એ નર, નરકમાં પડે છે. ૨.

પ્રથમ બતાવે પ્રીત, વાપરીને ખૂબ વિત્ત;
છાપરાના નેવ પછી, પારકાંજ કરે છે.
પ્યારમાં તે પડી પ્રાણ, પ્યારીથી આશક બને;
સૂઝે નહિ દેશ દિશા, ચિત્તડું ક્યાં ઠરે છે.
ઝુંટાય જોબન જર, ફૂટાય છે કામી નર,
લૂંટી ઝૂંટી પેટ પછી, પાપ કરી ભરે છે.

અહિં તહિં અવનિમાં, અથડાઈ ખાય ખત્તા;
હરિ પ્રસાદ તોય એ, પાંસરો ક્યાં મરે છે. ૩.

પરને દુભાવી સુખ, સંપાડવું નહિ ધર્મ;
પરને પીડેથી પીડા, આપણને જાણીયે,
પારકાનું જોઈ જીવ, જંપવાળી લેવો હૈયે;
બળ કરી બગાડતાં, અરે ઉર આણીયે.
અધર્મથી હરી લેવું, સુખ ચાર ઘડી તણું.
મ્હેંનત વિનાની મોજો, મુસ્કેલીથી માણીયે.
આવેલું અળગુ થાય, ઉડતું આપણું જાય;
કહે છે હરિપ્રસાદ, નીતિથી પ્રમાણીયે. ૪.

સદા સદા ચરણમાં, પ્રવરતે પ્રીતિ જ્યારે,
ત્યારે એમ જાણવું કે, સિંહલંકી ફાળ છે.
વડીલને વિનયથી, વિવેકની વાત કરે,
ધરે નીતિ શણગાર. સત્ય તણી ચાલ છે.
શાસ્ત્રનો સમજી સાર, સંકલ્પમાં હોય શાંતિ,
ક્ષમાવંત હોય તેને, કલ્યાણ તો હાલ છે.
અસત્ય ને અનીતીમાં, રચી પચી જેહ રહ્યા,
હરિપ્રસાદ ત્હેનું તે, બગડવા કાળ છે. ૫.

શાંતિ સ્વરૂપાનંદ આ પ્રમાણે ઉદ્‌ગારનું મનન કરી પોતાની શિયળવતી સ્ત્રીનો ઉપકાર માનવા લાગ્યો ને કેહેવા લાગ્યો કે ખરેખર આજ મારો ઉદ્ધાર કર્યો છે. હાવે. શમ, દમ, ઉપરતી, તિતિક્ષા, શ્રદ્ધા, ને સમાધાન નામની ષટ્ સંપત્તિ મેળવવી એજ મારી ખરી

સ્ત્રી છે. તે શિવાય બીજી તો લોહની શૃંખલાઓ છે. (બેડીયો) હે દયાળુ પ્રભુ ? મને ઉદ્ધારનાર શિળવતી સતિને સદાશાંતિ સમર્પો.

મુકતાનંદ—આહાહા ? ? ? હું સુદ્ધ સચ્ચિદાનંદ પૂર્ણ અદ્વૈત સ્વરૂપ છું, છું, ને છુંજ. તે ભ્રાંતિથી વિસ્મૃત થયેલો તે મારી પરમપ્રિયા સકળ સૌભાગ્યનીધિયે મને જાગ્રત કીધો છે. સકલ સૌભાગ્યનીધિ નામ એનુંજ છે, કારણ ઉપનિષદોમાં **ययातदक्षर मधिगम्यते-साविद्या**:-તેજ સકળ સૌભાગ્યનો નીધિજ છે. તે શિવાય આ સર્વે કેવળ મિથ્થા ભ્રાંતી છે. એ પણ સત્તા સ્ફુરતી સિવાય ન કહી શકાય, માટે હે મારી પરમપ્રિયા સતી તેં મારી ખરેખરી શેવા કીધી છે. તું સદા શાંતિ સ્વરુપે રહો. આ પ્રમાણે ચારે આચાર્યો પોતપોતાના મનનું સમાધાન કરી સાયંકાળે ઘેર પધાર્યા અને પોતપોતાની સાયંક્રિયાઓ કરવા લાગી ગયા.

## સતિની દિનચર્યા

### —:વિવેકાનંદ ને વિજ્ઞાનધારાનો સંવાદ:—



સૂર્યે ભગવાનનાં પ્રખર કિર્ણો બ્રાહ્મ મૂહુર્ત પછી પ્રકાશવા લાગ્યાં જોતજોતામાં તે અદ્રશ થઈ પ્રાતઃકાળના ધ્વની જનસમુદાયદ્વારા નિકળવા લાગ્યા. દેવમંદિરોમાં ઘંટઘડી શંખના નાદો, પિંજરામાંના પક્ષિના મનહર મધુર શબ્દો કર્ણને આલ્હાદ ઉપજાવવતા હતા. ત્યારે ભગવદ્દભકતો પ્રભાતનાં પદોના આળાપ કરતા હતા. કેટલીક નગની સન્નારીઓ પોતાના દ્વારમાં માંગલિક સાથીઆ પુરી શ્રીહરિની

પુજા સામગ્રી તૈયાર કરી સ્વામીની સેવામાં હાજર રેહેતી ત્યારે કેટલીક ફુવડ સ્ત્રીઓ ઉઠી દાતણના ડોયા લેઈ ગપ્પાં મારતી ને નિંઘામાં વખત ગાળતી હતી, કેટલાક આળસુ પુરૂષો દાતણ કરી બેઠા બેઠા ભગ્વદ સ્મરણ કરવાને બદલે ન્યુશપેપર હાથમાં લેઈ જગતમાં ખરા ખોટા બનતા બનાવોનું નિરક્ષણ કરતા. અને કેટલાક તો બેઠા બેઠા કોઇ વૈશ્નવો હરિજનો કે ભક્તો દેવદર્શન કથાકીર્તન સંતસમાગમનો લાભ લેવા દોડતા તેની ટીકાજ કર્યા કરતા અને મોંઢામાંથી ગમે તેમ આક્ષેપના શબ્દો બોલતા, વળી સ્નાનસંધ્યા તર્પણ વિગેરેમાં સવારમાં ચાહાના પ્યાલા ને રકેબીની અને ધુમ્રપાનનીજ ધમાલ ચલતી હતી. આવા સમયે પંચાનનાપુરીમાં બ્રાહ્મમૂહુર્તમાં આપણા આચાર્યની ધર્મ-પત્નિઓ પોતપોતાના નિયમીત કર્મોમાં પ્રવૃત્ત થઈ સઘળું શેવાસાહિત્ય તૈયાર કરી પોતાના પતિઓને રીઝવવા અને આગલે દિવસે બોલાયલા તેમના કેટલા શબ્દોની ક્ષમા ચ્હાવા તત્પર થઈ હતી. પોતાના પતિએ સ્નાન વિગેરે કર્યા પછી તેમની સમક્ષ હાજર રહી ક્ષમાના ભંડારરૂપ પતિને શાંતિ સમર્પો એમ કેહેવા લાગી ને પછીથી નિત્યના કાર્યમાં યોજાઈ ગઇ. અહિં આચાર્યવર્ગ ચારે જણાએ પોતાના નિત્યકર્મમાં પ્રીતિયુકત ક્રિયા કીધી સઘળું આરોપી લેઈ સ્વચ્છ ચિત્તે વિચાર કરવા લાગ્યા. અંતરદ્દષ્ટિ કરી સ્વકર્તવ્ય શું છે તે સમજવા લાગ્યા. ભોજનાદિકક્રિયા કર્યા પછી તેના તેજ વિચારમાં તલ્લિન બન્યા એમ કરતાં સાયંકાળ નજદિક આવ્યો સાયંક્રિયા કરી રાત્રિનું ભોજન કીધા પછી જેમણે ખરો સ્વાર્થ જાણી લીધો છે. એવા પતિઓની ઉચ્ચ સ્થિતિ જોઇ પ્રસન્નવદને પતિઓને હાસ્યવિનોદથી રીઝવવા લાગી તેમજ પતિઓ પણ રહસ્યને સમજી સ્ત્રીઓનાં વખાણ કરવા લાગ્યા, શયનના

સમયે પોતપોતાના પતિના પલંગ બિછાવી તેમની ચર્ણશેવા કરવા લાગી. ત્યારે વિજ્ઞાનધારા પણ પોતાના પતિશેવામાં તલ્લિન થઈ જરા સંશયયુકત બની કોમળ મધુર સ્વરે પોતાના પતિ વિવેકાનંદને કેહેવા લાગી.

વિજ્ઞાનધારા—મારા પર્મ પ્રિયતમ સ્વામિન્?? મારે નહિ ઉચ્ચારવા જેવા શબ્દો કોણ જાણે શાથી ગઈ કાલે આપના આગળ બોલી જવાયા? આપના દિલને ખોટું લાગે તેમ થયું? આપના ઉદાર આત્માનું હેલન કરાયું? હે દયાસિંધો? મ્હારા એ મહાન અપરાધની ક્ષમા આપો એ અપરાધ રૂણથી મુકત કરવા આ દાશી ઉપર દયા કરો.

વિવેકાનંદ—(ગંભિર દૃષ્ટિથી) હા ત્હારો ગુન્હો તો થએલોજ છે. પણુ તે પગે પડવાથી મુકત થવાનો છે વારૂં?

વિજ્ઞાનધારા—દયાળુ? કયા ઉપાયથી આપ ગુન્હો માફ કરવા ઇચ્છો છો? કેમ કરૂં તો આપ પ્રસન્ન થાઓ. વ્હાલા પ્રાણનાથ કહો જેમ હોય તેમ કહો.

વિવેકાનંદ—ભલી સ્ત્રી? ત્હારા પર્મ લાવણ્યમય કોમળ અંગોમાં આ જીવાત્મા આશક્તવાન હોવાથી ત્હારૂં સકળ સ્વરૂપ સ્પષ્ટપણે નિહાળી નિહાળી જોઉં ત્યારેજ પ્રસન્ન થવાય તેના શિવાય બીજું શું?

વિજ્ઞાનધારા—(પતિનો ગંભિર ચ્હેરો જોઇ તેમને અંતરમાં પ્રકટેલો નિર્વેદ તેમ બહારથી મૃદુમંજુલ કોમળ ભાષણ સાંભળી ઘણીજ વિચારમાં પડી જઇ તુર્તજ ચ્હેરો બદલી નાંખી હસીને બોલી)

અહો એ તો આપના સમિપજ છે. આપ આ અંગના અધિકારી હોવાથી મન ફાવતી રીતે જુઓ તેમાં શું નવાઇ છે.

વિવેકાનંદ—હાસ્તો, એ શિવાય અમારો કયાં બીજો આધાર છે. આટલા દિવસ આવીજ કૃપાથી કુશળ ક્ષેમ છીએ ને ? નહિ તો કયાંયે પત્થરના જેવા પડી રહ્યા હોત, પ્રાણેશ્વરી તમો ઘણું જીવો તમને ધન્ય છે.

વિજ્ઞાનધારા—( મનમાં ખરેખરી ગુંચવાઈ ગઇ. અરે પ્રભુ ! આ પતિની કેવી બુદ્ધિ તે તેમના શબ્દમાં પણ સમજાતી નથી. હવે મારે શો ભાવાર્થ સમજવો. આજે તેમની ગંભિર પ્રકૃતિ ને મંજુલ શબ્દો કાંઇ વિચિત્ર પરીણામ લાવશે કે શું ? તેમનું છેવટનું હાર્દ શું છે તે તો જોઉં )

હે પ્રિય સ્વામીનાથ ? આપ માનો છો, એ કેવળ હુંજ ઉપકાર. માનું છું ? આપની ઝળકાટ મારતી પવિત્ર પૂજ્યતા કે માન્યતા છેજ આ ગરીબ ( ત્રિવક્રા ) દાસીમાં રૂપ, ગુણ, કે યૌવન લાવણ્ય નહિ છતાં સ્વર્ગમાં મ્હાલનાર પરમ રૂપવતી ઉર્વશી કે તિલોત્તમા રંભાના જેવી રૂપ, ગુણ, લાવણ્યતામાં સમાન ગણી ખરેખર કૃતાર્થ કરી દીધી છે. હવે પણ આપની પવિત્ર કૃપા વિબુધાધિપત્ય ત્રિલોકીનાથ. સકળ સૌભાગ્યનીધિ પરમૈશ્વર્યવાન ઇંદ્ર મહારાજાના વિહરી નંદનવનની વિહારીણી મ્હારા નેત્રમણી નાથ કરશોજ.

વિવેકાનંદ—( મનમાં હશીને ) " આ બૈરીએ તો મને પુરેપુરો બનાવી દીધો. એણે તો મને લાકડાની પૂ[illegible]ળી સ[illegible] [illegible]દો કે [illegible]નું

ઢેકુંજ માન્યો કે શું નાના ગોકણનો ગોળો કે બિચારો જ્યાં ગબડાવ્યો ત્યાં ગબડે. વારૂ એની ચતુરાઇ કયાં સુધી ચલાવે છે તે તો હું જોઉં."

હે પ્રિયે ? આટલીજ તમારા જેવાં દ્રઢ વિલાસીનીએ ઇષ્ટ ત્તમ સુખની શિમા બાંધી છે કે ? ભલે તમો ઈંદ્ર મોટો માનો, તે મોટો એ ખરો પણ તેથી અત્યન્ત સુખવિલાશી છે તેમ તો ના માનું. કારણ કે તેની કૃતિ બુદ્ધિને સ્થિર બનાવે તેવી તેની સુખકૃતિ કે ભોગકૃતિ નથી. જ્યાં સુધી મનુષ્ય ભોગ ક્રિયાથી વિરામ લેનાર થાય નહિ ત્યાં સુધી તેનામાં ઇષ્ટત્તમ બુદ્ધિ થાય નહિ. ઇષ્ટત્તમ બુદ્ધિ કયારે સ્થપાય કે જ્યાં આહાહાહા–અધધધધ રૂપ બુદ્ધિની શિમા અટકે કે બુદ્ધિ સ્થિર થઈ જાય. એવી ક્રિયાજન્ય સુખ કૃતિવાનને હું ખરો સુખીઓ માનું છું. માટે આપણી આટલી હલકી શિમા શા માટે બાંધો છો તે જરા ખુલાશા સાથે કહેશો કે ?

વિજ્ઞાનધારા—(મનમાં અચકી આતે હું બની કે બનાવી કે પોતે બની ગયા છે. ખરેખર આ વખત તો મ્હારૂં વિજ્ઞાનધારા નામ જુઠું પડી જવાનું. હાવે મને સમજણ પડતી નથી કે આ પ્રિયતમ શું ઇચ્છે છે. હાવે મ્હારે શું કરવું એમ વિચારીને બોલી ઉઠી.) હા વ્હાલા ? આપ કહો છો તે સત્ય છે પણ એટલો બધો અનુભવ તે મને કયાંથી હોય. આપ પુરુષ અને વળી વેદવેત્તા પરાક્રમી છો. હું તો અબળા અલ્પજ્ઞ છઉં.

વિવેકાનંદ—અરે વાહ–એટલો બધો નહિ પણ થોડો અનુભવ નથી કર્યો ? મેં તો રોજ જોયેલો બોલો. **આપણી મોજોની દરેક કૃતિઓનો પ્રત્યાભાસ** હંમેશ કોણ નથી અનુભવતું વારૂ ? તમારો

અથાગ શ્રમ શું મારા નેત્રમાં નથી ? ના ના ભુલતાં નહિ. સતિ તમે તો દરેક પગે જે શ્રમ લીધો છે તેનો હું રૂણી છું. માટે કૃતિનો કરનાર ના જાણે એ તો બાળકને સમજાવવા પુરતું કહેવાય.

વિજ્ઞાનધારા—(મનમાં, હાવે હું જેમ વધારે બોલીશ તેમ વધારે સંશયના ખાડામાં ઉતરવું પડશે. મને સમજણ પડતી નથી કે કયા વિષયને અવલંબી આ પતિ કથન કરે છે. આજે ચતુરાઇ કયાં ચાલી ગઇ છે. મારી મતિયે કોઇ મલિનાવસ્થામાં પ્રવેશ કર્યો છે. માટે હું સમજી શકીશ નહિ. લાવ્ય વાણીયાભાઈ મૂછ નીચી કરૂં.)

પ્રાણપતે ? હું સ્પષ્ટપણે આપને નિવેદન કરૂં છું કે આપના ગુઢાર્થનો એક શબ્દ પણ હું સમજી શકતી નથી ફક્ત શબ્દ જંજાળ વધારી શકું છું. માટે હે દયાળો ? મારા ગુન્હા માફ કરી મ્હને આપનો બધો વૃતાન્ત સ્પષ્ટપણે જણાવશો.

એટલું બોલી ગદ ગદ થઇ ગઈ એટલે વિવેકાનંદે વિવેકપૂર્વક પોતાની પ્રિયતમાનો કર પકડી પ્રેમથી પોતાની પાસે બેસાડી બહુજ આશ્વાશન આપી ત્હેના મુખ ઉપરનાં પરશેવાનાં બિંદુ લુંછી પ્રેમી પ્રિયાનો હસ્ત પોતાના કોમળ હસ્તમાં રાખી ધૈર્યતાથી હસ્તેવદને અત્યુત્તમ મનોહર મનને આનંદ આપનાર મહા ઉચ્ચ સુખપ્રદ સંવાદ કે જે સંવાદમાં **"જગત બ્રહ્મવિચાર"** અનેકાઅનેક દ્રષ્ટાંતો દ્વારાવિજ્ઞાન ધારાને સમજાવવા વિચાર કીધો. હે પ્રિય વાંચક બન્ધુ ? હવે જરા ભજનાનંદ તરફ લક્ષ ફેરવીએ પછી પાછો સંવાદ શરૂ કરીશું.

અપૂર્ણ.

ॐ

॥ श्रीसद्गुरुभ्यो नमः ॥

મંગળાચરણ. मालिनीवृत्त:

विगलदमलदान श्रेणी सौरभ्य लोभो ।
पगतम धुपमाला व्याकुलाकाशदेश : ॥
अवतु जगदशेषं शश्व दुग्रात्मदर्पो ।
विपुल परिधिदन्तो दण्ड शुण्डो गणेशः ॥ १ ॥

ટીકા–મોટા ઘેરાવવાળા, દંતશૂળથી શોભાયમાન શૂંઢવાળા, કુમ્ભસ્થળમાંથી ઝરતી સ્વચ્છ મદનીધારાના સુગંધને લોભે ભમતા ભમરાના મંડળ વડે સર્વ દિશાને છાઈ દેતા, મહા ઉગ્ર અભિમાનવાળા, ગણના ઈશ (બ્રહ્મ) સર્વ જગતનું રક્ષણ કરો.

" હે વિભો ! મ્હારો રચેલો પરિશ્રમ સફળ થાઓ "

शिखरिणी वृत्त–स्तुति.

जपोजल्पः शिल्पं सकल मपि मुद्रावि रचना ।
गतिः प्रादक्षिण्य क्रमण मदनान्याहुतिविधि ॥
प्रणामः संवेशः सकल मिदमात्मार्पण विधौ ।
सपर्या पर्याय स्तवभवतु यन्म विलसितम् ॥

હું જે વાતચિત્ત કરૂં છું તે આપના નામનો જપ થાઓ, હું જે સર્વ શિલ્પ રચના કરૂં છું તે આપની મુદ્રા થાઓ, હું જે ચાલું

છું તે આપની પ્રદક્ષિણા ગણાઓ, હું જે ભોજન કરૂં છું તે આપની આહુતિ થાઓ, હું જે બેસું છું તે આપને પ્રણામરૂપ થાઓ, અને મ્હારો જે કાંઇ વિલાસ હોય તે આપની પૂજા થાઓ. આમ આત્માર્પણમાં હું આ સર્વ અર્પણ કરી દેઉં છું.



## ઉપદેશ.

અરે ઓ અભિમાની જીવ તને ખબર છે કે કેટલા યુગોથી તું રખડયા કરે છે. અને દરેક દરેક યોનિમાં જન્મ ધારણ કરી મ્હારૂં મ્હારૂં કરી હજું પણ વિરમ્યો નથી ને જાણવાની વસ્તુ જાણી નથી, જાણ્ય જરા જાણ્ય. સમજ.



## જીવને જાણવાનો ઉપદેશ પ્રભાત-૧. ઝુલણા છંદની ચાલ.

સમરને શ્રીહરિ મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ ત્હારૂં (એ લય)
શાન્તિમન તું ધરી સમરને શ્રીહરિ, વખત આવ્યે વ્હાલો વ્હારે ચડશે;
જાણ વાનું ઘણું જીવ છે તાહ્યરે. જાણ્યા વિના ખરે ખબર પડશે. ટેક
જાણ તું જાણ તું જુઠી જંજાળને, જાણ તું જાણ તું માયા ખોટી.
જાણ તું જાણ તું જગ્તના તાતને, જાણ તું જાણ તું ભક્તિ મોટી. ૧
જાણ તું જાણ તું પરહિત કાજને, જાણ તું જાણ તું સત્ય પાળી;
જાણ તું જાણ તું દયા ક્ષમા ગુણો; જાણ તું જાણ તું વૃત્તિ વાળી. ૨
જાણ તું જાણ તું સંત સેવા કરી, જાણ તું જાણ તું દાન દાખી;

જાણ તું જાણ તુ અન્યની પીડને, જાણ તું જાણ તું રે'મ રાખી. ૩
જાણ તું જાણ તું પત્થર પરધનને. જાણ તું જાણ પરપત્નિમાતા;
જાણ તું જાણ તું અહિંસાવ્રતને, જાણ તું જાણ તું એક ત્રાતા. ૪
જાણ તું જાણ તું જગતજીવ સેવના, જાણ તું જાણ તું સત્ય નીતિ;
જાણ તું જાણ તું ધર્મ અધર્મને, જાણી લે કાળની ભારે ભીતિ. ૫
જાણ તું જાણ તું મનુષ્ય મનુધર્મને, જાણ એક જાણ ચૈતન્ય ત્હારૂં;
હરિપ્રસાદ હરનિશ હરિ હરિ કહે, માન્યને એટલું વચન મ્હારૂં. ૬

---

## જીવને શિખામણ. ઉપદેશ. પ્રભાત ૨. રાગ ઉપરનો.

હંશા હરનિશ તું પરહિત પરખ્યને, પલક પળ એકમાં પડશે કાયા.
જીંદગી તાહરી જરૂર જાશે વહી, જાણી લે જગતની જુઠી માયા. ટેક.
કાળ કરાળ વિકાળ દે ફાળ એ, તે થકી છુટવા સોધ બારી;
કર્મ કુકર્મનું કરીશ ના કારમાં, ધર્મનો મર્મ લે પર્મ ધારી.
ફોકટનું ફેલમાં ફરીશ ના ફરી ફરી, કરીશ ના દંભનો ડોળ દૃષ્ટે;
પર ધન પ્રેમદા હરીશના હરીહરી, કરીશ ના કરી કરી કુડુ કષ્ટે.
વિષયના ઠાઠમાં ઠરીશ ના ઠરી ઠરી, ચરીશ ના ચરી ચરી ચાડી ચિન્તે;
જળ ઝાંઝવા તણું તરીશ ના તરી તરી, તરૂતો ભવજળ તર પ્રિતે.
ધર્મ સ્વધર્મને શુદ્ધ મને સાધજે, પુન્ય પરહિત વિના શું છે બીજું.
સેવા શ્રેષ્ટ માનજે સત્ય સ્વદેશની, અન્ય સેવા કરી શાને રીઝું.
ગુરૂ હોય ગોતવા ગોતજે ઘટ વિષે, પ્રથમ તું મનને ગુરૂ કરજે;
સ્થિર મન થયે મળી આવશે સદ્ગુરૂ, સમજી સત્યનાં ડગ ભરજે.

વૃત્તિયો અંતરે વાળીને વિશ્વમાં, વિશ્વ પતિ તણું ધ્યાન ધરજે;
સકળ પ્રાણી વિષે દયા દિલ દાખજે, સકળમાં તું રહ્યો સિદ્ધ કરજે.

ભક્તિ નિષ્કામથી પ્રેમ ભાવે કરી, જન્મભૂમિ તણો ભાર હરજે;
હરિપ્રસાદ અશાશ્વત સુખ તજી, સત્યના ધામમાં ઠામ ઠરજે.

---

## આળસુને. उपदेश प्रभात. ३. राग उपरनो.

ઉઠને આળસુ જાગી જોને જરા, કાળ સમિપમાં ઉભો આવી,
મોહનિંદ્રા વિષે જન્મ આખો ગયો, ભક્તિ ભગવાનની શે ન ભાવી. ટેક

સાધન સાધવા સમય સંભાળને, સમય આ જાય છે ચેત પ્રાણી,
અવર ઉપાસના અળગી કર આ ઘડી, પા ઘડી પ્રીતે લે જુક્તિ જાણી.

મુકિતને કારણે ધર ધિર ધારણે, ઉભો રહે બારણે સત્ય શેવી,
ज्ञान વૈરાગ્યને ભકિત ભાલો ધરી, શ્રીહરિ સમરીને શાન્તિ લેવી.

કાળની ચોટ ચુકાવ્ય દેઇ દોટને, ખોટ શું ખાય છે જાણી જોઇ,
ઉઠને લુંટ તું ઝુંટ રામ નામને, કુટ ના માથાકુટ ખોટી રોઇ.

આળ પંપાળ છે જાળ માયા તણી, જુઠી તું જાણ આ જગબાજી,
વાટ વિકટ અતિ વિશ્વના પતિ તણી, જાણે **નરવિરલા** પૂછ પાજી.

ઘેલા ઓ પ્રાણીયા મેલી દે ગર્વને. સદ્દગુરૂ સેવ્યને શાન્તિ વળશે,
હરિપ્રસાદ નહિ ફરી ફરી સાંપડે, જીંદગી ગઈ પછી ક્યાંથી મળશે.

## મનભ્રમરને. ઉપદેશ પ્રભાત. ૪. રાગ ઉપરનો.

ભુલ્યો મન ભ્રમર તું કામની કમળમાં, ચર્મની દૃષ્ટિએ ચામ ચુંથ્યું,
અમ્મર આશા વડે કમ્મર બાંધી ફર્યો, કર્મનું દોરડું અવળુ ગુંથ્યું.

કોલકરાર તું હાર પામી ગયો, શ્રીહરિ સમરવા મેલ્યા પડતા,
ધનને ધામમાં ગામ પરગામમાં, માયાના કામમાં વાધી મમતા.

હું ખરો હું ખરો મદ ચડયો આકરો, શૂંહનો કાંકરો કર ચડીયો.
વહી ગયો વેહીયો બની ગયો શેઠીયો, ભામાને ભેટીયો આભે અડીયો.

તૃષ્ણાની તાણમાં, ગર્વ ગુમાનમાં, ફર્યો બેભાનમાં ફુડ કરવા,
મર્ણ શું ચિજ છે ધર્મ શું બીજ છે, રામ શું રિઝછે નથી પરવા.

મ્હેલને માળીયાં કરી એક હાળીયાં, જાળીયાં બાળીયાં બહુ જોતા,
પરશાળે પાટમાં, હિંદોળા ખાટમાં, નવનવા ઠાઠમાં મન મ્હોતા.

પુત્ર પરિવારમાં નવોઢા નારમાં, ટાણાં ત્હેવારમાં જાય દહાડા;
મોટા મનથી થયો ફુલી શાને ગયો, તુજથી પશુ એક સારો પાડા.

ગાદી તકીયા કરી, કોચ ખૂરશી ધરી, બેઠો ટેકે જરી સાથી ખંતે,
ન્યાયના દિકરા નયણે જો ન્યાળીને, સરવ સુખ ટાળીને જાવું અંતે.

છતનો છક ધરી હક્ક શાને કરૂં, તક ના જાણ્યું કે ટાણું આવે,
કાયાની માયા તો ગટરની ગંદકી, મોહનો મુચના ઊંચ લાવે.

કોણ તું કયાંથકી આવિયો કોણ છું, વર્ણ કોણ તાહરી જોને જાતે,
કોનો રણિયો દિશે વિર વિચારને, રહીશ ક્યાં સુધી અહિં સમજ વાતે.

છોડી દે સંગ તું સ્વારથી અંગનો, દહાડા નહિ વળે એમ ખોટું રોતે,
અખંડાનંદની જ્યોત તું એક છે, સ્વરૂપાનંદ તું સાચો પોતે,

સત્ય એક ટેકથી સુદ્ધ હૃદયવડે, શાન્તિ સુપત્નિને રાખ્ય પાસે,
બાર કોઇનો નથી આવીને છેડશે, હાથ હરિનો જોઈ કાળ નાશે.

ધર્મ પણ તુજ છું બીજ પણતુંજ છું, બ્રહ્મ પણ તુજ છું જાણી લેને,
હરિપ્રસાદ જીવ શિવ પણ તુંજ છું, ગુરૂના જ્ઞાનમાં રમી રહેને.

---

## उपदेश प्रभात. ५. राग उपरनो.

જગતની જાળમાં માયા મદલાળમાં, દારા દ્રવ્ય બાળમાં જીવ ફુલ્યો,
કામને ક્રોધમાં લોભ મોહ પાસથી, સત્ય આત્માતણું ભાન ભુલ્યો.

કામના વશ થઈ કર્મ કોટી કર્યાં, રાગના રંગમાં ક્રોધ જામ્યો,
આશા તૃષ્ણા વડે વાસના વધી ઘણી, વાસના વડે વપુ સ્થૂળ પામ્યો.

સુખ ને દુઃખ થકી, દ્વૈત બુદ્ધિ થઈ, ધ્યાન અદ્વૈતનું ક્યાંથી થાયે,
પર્મપદ પરહરી ક્ષુદ્રવૃત્તિ કરી, કર્મ ના કોશ ભરી નર્ક જાયે.

ઉદર પોષણ તણા ઉદ્યમો આદરી, મ્હારૂં મ્હારૂં કરી મુર્ખ મ્હાલ્યો,
પરહિત પરહરી દૃષ્ટિ દુર્મતે કરી, સત્ય સુખ છોડી કુપંથ ઝાલ્યો,

શિવનું જ્ઞાન તે જીવતું ભુલીયો, ડુલીયો દોષમાં રાત દહાડી,
કરવાનું ના કર્યું, અન્યથા આદર્યું, મોક્ષના મારગે નાંખી આડી.

જયમ જ્યમ તુ ધસ્યો માર્ગ દુર તે ખસ્યો, સુક્ષ્મ તંતુ તે ના હાથ લાગ્યો,
બાવળે બાચકા બાપ તેં બહુ ભર્યા, આખરે કંટક સ્વાદ સાધ્યો.

ચેત ને ચેત તું, ચિત્ત ચિંતા ધરો, સાધના સાધ્યને હજુ સાચી,
સદ્‌ગુરૂ જ્ઞાનથી સમજી રેહેને સદા, જાણ આ કાયાની માયા કાચી.
મેલ્ય મમતા પડી રાખ્ય સમતા જરી. રામના નામને લેને લુંટી,
સાથ સંબંધ સઉ સ્નેહને પરહરી, છળના છકથી જાને છુટી.
માનેલાં તાહરાં તેહ ત્હારાં નથી, સમય આવે સહુ અંતે નડશે,
મર્ણ મહા કષ્ટમાં, નામ એક હરિ વિના, અન્ય જન નહિ કોઈ વ્હારે ચડશે.
સંગત સંતની કરી હશે સ્નેહથી, અંતે તે આવીને સુદ્ધ લેશે,
હરિપ્રસાદ જો લક્ષલહે લાગશે, જાગશે જ્યોત આનંદ દેશે.

---

## કલ્પના ખોટી છે. ઉપદેશ. પ્રભાત. ૬ રાગ ઉપરનો.

અલ્પ કર ઉંઘ તું આયુષ્ય જાય છે, થાય છે કલ્પના તેજ ખોટી,
સમર સીતાપતિ રામને ભાવથી, મનથી માન્યને ભકિત મોટી—ટેક.
ભજ પરિગ્રહ પૂર્ણ પ્રભુ કામને, તજ પાખંડને પાપ ત્હારાં,
અજ્ઞાની આંધળા જાગી જોને જરા; વિષયનાં સુખ તે માન્ય ખારાં.
કાળ વિકાળ દેઈ કાળ શિર કોપીને, દંતપીશી રહ્યો લેવા હુંકી,
એકદિન ઘડીપળ આવશે આકરી, નહિ ચાલે કાકરી જાશો મુકી.
ફોકટ ફંદના ફેલ છોડ ફાંકડા, નમી જશે આંકડા આંખ આગે,
નહિ રહે સાહ્યબી સદા સોહામણી; એકદિન જઈશ તું ઢાંકયો ધાગે.
વિચારી જો વિગતે વાત વિવેકથી, કયાંથી આવ્યો કયાં જવું ચાલી;
દેહ શા કારણે ટકી રહી ધારણે, હરિપ્રસાદ જો જંપ વાળી.

---

**મનને સ્થિર કરવું. ઉપદેશ. પ્રભાત. ૭ રાગ ઉપરનો.**

રાખ્યને રાખ્ય મન ભાખ્યને ભુધરો, સાખ્ય દે સૂર્યની વ્હાણું વાતાં;
નિત્ય એ રીતનું પ્રીત પ્રભુપર ધરે, વિત્તહારે નહિ ઝિત જાતાં-ટેક.

સ્મરણ શ્રીહરિતણું સ્નેહે કરવું ઘણું, ક્ષણું ના ચુકવું નિત્ય ચિત્તે;
પુરણ પુરૂષોત્તમ પૂજવા પ્રેમથી; પ્રિતથી રાખવી ટેવ રીતે.

નેણાં નેહે ભરી વેણે વિનય કરી, રાધા વરને વરી રેહેવું રંગે;
સત્ય ઉરે ધરી ભક્તિ ભાવે કરી, વશ કરવા હરિ સંત સંગે.

પ્રાતઃકાળમાં ઉઠીને વહાલમાં, દિનદયાળમાં મન દેવું;
આઠે પોહોર પ્રેમમાં જાય નિત્ય નેમમાં, રાખી દિલ રેંમથી રૂડા રેહેવું

વચન સત્ય માનવું શાસ્ત્ર પ્રમાણવું, જુઠું ના જાણવું સુખ સાચું;
દુઃખના ડુંગરા દુર નાસે ખરા, હરિપ્રસાદ જગ સુખ કાચું.

---

**માયાનો માર. ઉપદેશ. પ્રભાત ૮. રાગ ઉપરનો.**

માયાનો માર પડે જાગી જો જીવડા, સોડ તાણી સુવું સુખ તજને;
હાડય તું હાડય તું હૈયાફુટયા થયો, સમજીને સ્નેહથી રામ ભજને. ટેક.

ગણે નહિ તુજને ગણત્રી એકમાં, સંગી સ્વચ્છંદથી ચાલે ચિત્ત;
રંગ કુરંગનો મિથ્યા મોહ સંગનો, ભંગ છે અંગનો જાણ પ્રીતે-માયા.

શબ્દબાણે કરી સ્વાર્થથીયાં સારતાં, તે તણી વેદને શિદ તાણું;
સિંહણ સમસુરથી ઘુઘવે ગાજતી, માયાનું સુખ શું સત્ય માણું-માયા.

નવનવા નિત્ય તે રંગ જમાવતી, સુખ ને દુઃખના નાંખે દરિયે;
તેહ તણા ફંદમાં પડવું ના છંદમાં, વિચારી પગલાં પાછાં ભરીયે-માયા.

શોધિયે સાધન સત્ય રસ્તા તણું, અસત્યને ઓળખી અળગ કરીયે;
નીતિ સત્યપંથથી ભક્તિ પરબ્રહ્મની, હર્નિશ કરી હેતે ભવતરીયે–માયા.
મહદ પુરુષના શરણને રાચીયે, તાપ ત્રિવિધના દુરકરવા;
મનની દોડથી દોડીયે નહિ કદી, માયાના પુરે ના પડીયે મરવા–માયા.
હરિપ્રસાદ કહે વચન સત્ય માનીયે, હુડ હુંપદની છોડી દઇયે;
અમુલ્ય આયુષ્યના એળે ગુમાવીયે, ઘડીયે ઘડી ગુણ ગાઇ ગઇયે–માયા.

---

## જુવાની વિષે. ઉપદેશ પદ ૧ લું.

ગોવિંદ ગુણ ગાઈ લ્યો મન ઘેલા, (એ લય)

જુવાની દીન ચારનું છે ચટકું, શીદને પાપમાં પ્રાણજ પટકું,
ભવમાં ભજન વિના ભટકું, દેખી સંત સમાગમને છટકુરે. જુ૦ ટેક
ફક્કડ થઇને ફાંકડા ફરતો, (૨) અનર્થ અવનિ ઉપર કરતો (૨)
નથી અંતની ચંત ચિત્તે ધરતોરે. જુવાની૦ ૧
ધમ ધમ પગલે ધરતી ધ્રુજે, (૨) જોરજુવાની તું ધરી ઝુજે, (૨)
સમજી સત્ય વસ્તુ ના સુઝેરે. જુવાની૦ ૨
ખિલ્યું તે ખચિત્ત કરમાશે, (૨) કંચન કાયા રાખે રોળાશે, (૨)
ઝડપ જમહાથે જીવડો જાશેરે. જુવાની૦ ૩
મોહ મદ માયા મનથી માની, (૨) ગાજુ ગર્વ શું ગુમાની. (૨)
જુવાની જળ બૂંદ પેઠે જવાનીરે, જુવાની૦ ૪

કાચી કાયા માયા ખોટી, (૨) તનધન તારૂણી ચિત્તમાં ચોંટી, (૨)
એક દિન જમડા લેઇ જાશે ઝુંટીરે, જુવાની૦ ૫
સમજી ભુધરજીને ભજને, (૨) મ્હારૂં ત્હારૂં મનથી તજને (૨)
હરિપ્રસાદ કહે અલ્યા સમજનેરે, જુવાની૦ ૬

## उपदेश. पद २ जु. राग उपरनो.

જીવલડા જો જાગી આંખ ઉઘાડી—

નિંદ્રા શાને આવી ધાડી, (૨) મોહમાયામાં મચીયો દહાડી,
ત્હારી વણુશી જાશે કાયા વાડીરે. જીવલડા જોને૦ ૧
નિશદિન મન માયામાં રમતું, (૨) આશા તૃષ્ણા પૂઠે ભમતુ (૨)
નથી ગોવિંદનું નામ ગમતુંરે, જીવલડા જોને૦ ૨
ભ્રમણા ભૂંડા ત્હારી ના ભાગી, (૨) લાળ માયાની મીઠી લાગી (૨)
શિરપર નોબત કાળની વાગીરે. જીવલડા જોને૦ ૨
ઉદર પંચ વિષયથી ભરતો, (૨) સેવા ઇંદ્રિયોની કરતો, (૨)
દેખી હરિજનને દિલ ડરતોરે. જીવલડા જોને૦ ૩
વ્હાલી કીધી ના હરિની શેવા, (૨) માનુ દ્રવ્યને દેવાધિદેવા, (૨)
ગણું ગોરીને ગંગા જમુનાં રેવારે. જીવલડા જોને૦ ૪
હરિના નામની ફ્રેરે ના માળા, (૨) ગમે કરવા ટીખળ ટાળા, (૨)
જોઇ ચતુરાને ચિત્ત કરતુ ચાળારે, જીવલડા જોને૦ ૫
અંતે વલે ત્હારી શું થાશે, (૨) સમજણ વિના સઘળું જાશે, (૨)
પાપી પ્રાણી મરતાં તું પસ્તાશેરે. જીવલડા જોને૦ ૬
જો હોય જહનુન તો ઉઠી જાગી, (૨) સદ્‌ગુરૂ શેવિ થા સદ્‌ભાગી, (૨)
હરિપ્રસાદ કહે દે સૌ ત્યાગીરે. જીવલડા જોને૦ ૭

## હરિ ભજતાં હારવું નહિ. ઉપદેશ. પદ ૩ જું.

### રાગ ઉપરનો.

હંશા શું બેઠો હારીને હરિ ભજતાં—

શિખ્યો નહિ ભવાબ્ધી તરતાં, (૨) વાર લાગે નહિ તુંને મરતાં, (૨)
વિલંબ થાય છે આજકાલ કરતાંરે. હંશા શું૦ ટેક

હરિ નામનું નાવ તું સ્હાને, (૨) બુદ્ધિ બળથી બેસી જાને. (૨)
નિર્ભય નારાયણનામથી થાનેરે. હંશા શું૦ ૧

સાચા સદ્‌ગુરૂને પડય પાય, (૨) કેહેને ત્હારી કર્મકથાય (૨)
પળમાં તુજને પાર લેઈ જાયરે, હંશા શું૦ ૨

પંથનો પ્રવીણ નથી તું તો, (૨) ભૂલ્યો માર્ગ સત્ય કહું હું તો (૨)
જડી જંજીર લેઇ જાશે જમદુતોરે. હંશા શું૦ ૩

પાપનું પાનું ભરીયું ત્હારૂં, (૨) જવાબ જમને દેશ શું વારૂ, (૨)
માન્ય માન્યને મુરખડા મ્હારૂંરે, હંશા શું૦ ૪

ત્હારાં માનેલાં તુજને નડશે, (૨) પુન્ય પાપ ભોગવવાં પડશે, (૨)
સાચવેલું શરીર ત્હારૂં સડશેરે. હંશા શું૦ ૫

ચેત ચેત હજુ નિર્ભાગી, (૨) જોને જરા જીવલડા જાગી, (૨)
ડાહાપણ ડાહ્યા ડાહાપણમાં લાહ્ય લાગીરે. હંશા શું૦ ૬

સુક્રિત્ત હોય તો સત્સંગ સ્હાને, (૨) ચત્રુભુજને ચિત્તથી ચ્હાને, (૨)
હરિપ્રસાદ કહે હરિગુણ ગાનેરે. હંશા શું૦ ૭

## મમતા મુકવા વિશે. ઉપદેશ પદ ૧ લું.

(નહિ દેઉ ત્હને જાવા—દુ:ખી થાવા. એ લય)

રટરાધે કૃષ્ણ શ્યામ, મુકીમામ. (૨)

ઘન શ્યામનું ગા તું ગીત, કર્ય પદ્માપતિપર પ્રીત,
તજ છળકપટ તું નિત્ય, લે નારાયણનું નામ...મુકીમામ.

આ જુઠી જગતની બાજી, ધરી ગર્વ રહ્યા શું ગાજી,
અંતે વિપત્ત છે ઝાઝી, તું સમજને આ ઠામ...મુકીમામ.

નથી અન તનધન કાંઇ ત્હારાં, તેં માન્યાં મનથી મ્હારાં,
અંતે થશે સૌ ન્યારાં, મોહ મદ માયાનાં કામ...મુકીમામ.

હરનિશ તું હરિહરિ કહેને, દિલ દયા રાખી તું રહેને,
મનુષ્ય દેહનો લ્હાવો લેને, કદી વિસારીશ ના નામ...મુકીમામ.

અંતકાળની ઘડી ના જાણું, એકદમ આવશે આણું,
શીદ મિથ્થા મોજને માણું, ટેક તૂટી જાશે તમામ...મુકીમામ.

જુઠ જારી વિજારી દે છોડી, સ્વધર્મ સેવ્ય ચિત્ત જ્હોડી,
હરિપ્રસાદ કહે કરજોડી, વિભુ વિપત્તિનો વિશ્રામ...મુકીમામ.

---

## કાચી કાયા વિશે. ઉપદેશ પદ-૧. રાગ ધનાશ્રી.

કાચી કાયા ઘડી, જોને જીવ, કાચી કાયા ઘડી,
પલમાં જાય પડી, જોને જીવ, કાચી કાયા ઘડી. ટેક.
કાયા કલેવર કાચનો કૂંપો, નહિ રહે નાજુકડી. જોને. ૧.
બાળ યૌવન ને વૃદ્ધાવસ્થા, ત્રિપુટીમાં તાણ્ય ખડી. જોને. ૨.

તન ધન ત્રિયા વૈભવ જવાનો, વાસના વાડી વડી. જોને. ૩.
સ્નેહ સંબંધ સ્વાર્થી સૌ ખોટા, ખોટી માયા મઢી. જોને. ૪.
જીવ જતાં કાયા પણ કષ્ટે, બળશે એકલડી. જોને. ૫.
પાછુ વાળી જોને તું જીવડા, કાળની ફોજ ચડી. જોને. ૬.
ગર્વ તજી ગા ગુણ ગોવિંદના, કર પરહિત પ્રીતલડી. જોને. ૭.
સ્વદેશ ભક્તિ સ્વજન સેવા, કર કોડે હર ઘડી. જોને. ૮.
આત્માવત્ જો જીવ જગતના, જા બ્રહ્મસદન ચડી. જોને. ૯.
વિવેક વૈરાગ્ય જ્ઞાનથી જોને, જીવણ આવશે જડી. જોને. ૧૦.
હરિપ્રસાદ કહે હરિને ભજવા, હેતે કાઢય હડી. જોને. ૧૧.

---

## મનવિચાર કરો. उपदेश. पद २ जु. राग उपरनो.

મન વિચાર કરો, સજ્જનો સર્વે, મન વિચાર કરો,
જોઈ જોઈ પગલાં ભરો, સજ્જનો સર્વે મન વિચાર કરો. ટેક.
સ્વાર્થ તજી પરમાર્થ માટે, પ્રાણ ભલે પર હરો, સજ્જનો ૧.
સત્યની વાટે શ્રદ્ધા રાખી, ધર્મ કર્મ આચરો, સજ્જનો ૨.
સમાન દૃષ્ટિ રાખી સૃષ્ટિમાં, દયા દિલ આદરો, સજ્જનો ૩.
હું મ્હારૂં અભિમાન ને ઈર્ષ્યા, દમ્ભને દૂર કરો, સજ્જનો ૪.
તત્ત્વ મસિપર તાર લગાવી, આ ભવસિંધુ તરો, સજ્જનો ૫.
ઉર્ધ્વગામિ થઇ સદ્ગુણ સાંચી, ફિકર તજીને ફરો, સજ્જનો ૬.
અજ્ઞાનાવર્ણ અળગું કરીને, જ્ઞાન માર્ગે વિચારો. સજ્જનો ૭.
રાગ દ્વેષ હૃદયના કહાડી, ઉત્તમ મતિ અનુસરો, સજ્જનો ૮.
મમાત્મા ભૂતાત્મા જાણી, પરસ્પર પ્રેમ ધરો, સજ્જનો ૯.
સ્વસ્વરૂપ સમજીને સાચું, વિશ્વંભરને વરો, સજ્જનો ૧૦.

બ્રહ્મપદની દ્રઢ ભાવનાથી, બ્રહ્મપદમાં ઠરો, સજ્જનો ૧૧.
જુઠી માયા ખોટી છે કાયા, મોહ ધરી ના મરો, સજ્જનો ૧૨.
હરિપ્રસાદ સદ્‌ગુરૂ કૃપાયે, ભવાબ્ધિ ભયને હરો, સજ્જનો ૧૩.

## મન મગરૂર વિષે. ઉપદેશ. પદ ૩ જુ. રાગ ઉપરનો.

કેમ થયું મગરૂર, ઓ મન તું, કેમ થયું મગરૂર.
બની બેઠું બહુ ક્રુર, ઓ મન તું, કેમ થયું મગરૂર. ટેક.
ખોટા મનોરથ નિશદિન ધારે, એ આશા છે દુર, ઓ મન તું ૧.
તૃષ્ણા પુરે જાય તણાયું, (જ્યમ) ચડયું સરિતા પુર, ઓ મન તું ૨.
વિષય વાસના ભાવ તણો તું, ખોટો જાણ અંકુર, ઓ મન તું ૩.
વળખાં મારૂં સત્યના ધારૂં, છે હરિ હૃદયે હજુર, ઓ મન તું ૪.
સમજી જા તું શાંતિ રાખી, હરિ ભજને ભરપુર, ઓ મન તું ૫.
જગતપતિ જોઇયે તે આપે, હરિપ્રસાદ જરૂર. ઓ મન તું ૬.

## શ્રદ્ધા વિષે. ઉપદેશ. પદ ૪ થું. રાગ ઉપરનો.

શ્રદ્ધાથી સૌ થાય, સમજતું, શ્રદ્ધાથી સૌ થાય.
શ્રદ્ધાનો મહિમાય, સમજતું, શ્રદ્ધાથી સૌ થાય. ટેક.
સત્યવ્રત દ્રઢ કરી આદરતાં, સંકલ્પ સઘ સધાય. સમજતું ૧.
મહા પ્રયત્ને માગ્યું મળે નહિ, તે શ્રદ્ધામાં સોહાય. સમજતું ૨.
કઠણ કામ શ્રદ્ધાના બળથી, હલ્કું તુર્ત થઇ જાય. સમજતું ૩.
શ્રદ્ધાથી મહાસાગર જેવું, મહા જળપાર જવાય. સમજતું ૪.
અપ્રાપ્ય વસ્તુ પલકે પ્રાણી, શ્રદ્ધાથી તો પામાય. સમજતું ૫.
શ્રદ્ધાથી શાંતિબળ આવે, શ્રદ્ધા સબળ ગણાય. સમજતું ૬.
શ્રદ્ધા સકળ સુખનું મૂળ સાચું, હરિપ્રસાદ જણાય. સમજતું ૭.

## હરિ નામ બોલવા વિષે. ઉપદેશ. પદ ૧લું. રાગ પારણાનો.

ઝુલોજી ઝુલોજી ઝુલો, પારણીયે ઝુલોજી નંદના લાલ. (એ લય.)
બોલોજી બોલોજી બોલો, મુખેથી બોલો શ્રીકૃષ્ણ ગોપાળ, (૨)
કૃષ્ણજી કહેતાં કષ્ટ સૌ જાયે, (૨) કપાયે કર્મની જાળ–મુખેથી ૧.
હરતાં ફરતાં હૈયામાં ધરતાં, (૨) નિત્ય નિત્ય મહાસુખ થાય–મુખેથી ૨.
વાટે ને ઘાટે ભજીયે શિર સાટે, (૨) જન્મમર્ણ દુ:ખ જાય–મુખેથી ૩.
ખાતાં ને પીતાં સુતાં ને બેસતાં, (૨) ન્હાતાં ધોતાં તો બોલાય–મુખેથી ૪.
સુખમાં કે દુ:ખમાં ભૂખમાં ભાવે, (૨) કહેતાં કલ્યાણ કોટી થાય–મુખેથી ૫.
ત્રિવિધી તાપ છુટે એ જાપથી, (૨) પ્રૌઢ પાપો તો ધોવાય–મુખેથી ૬.
સ્હેજે સંસારને પમાય ભવપારને, (૨) બારણે હરિને જવાય–મુખેથી ૭.
હરિપ્રસાદ કહે જમના દુત્તથી, (૨) ઝીતિને ડંકો દેવાય–મુખેથી ૮.

---

## શાંતિ વિના સુખ નથી. ઉપદેશ. પદ ૧. રાગ અચકોમચકો કારેલી

કોઇ કરો કરોડો ઉપાયરે, શાંતિ વિના સુખ નથી;
અજ્ઞાનીને ના સમજાયરે, શાંતિ વિના સુખ નથી.–ટેક.
હોય ઢગલા ધનનો ધણીરે, શાંતિ વિના સુખ નથી;
ભલે સધાય સન્તતિ ઘણીરે, શાંતિ વિના સુખ નથી.
હોય નિત્ય નિત્ય નવલા રંગરે, શાં. થાય આયુષ્ય કદી ભંગરે.–શાંતિ ૧.
હોય સ્વર્ગ સદન સુખ ધામરે, શાં. મળે ધર્મ અર્થ ને કામરે.–શાંતિ ૨.
ભલે ગાદી પતિ થઇ ગાજુંરે, શાં. હોય અમૃત સમ અન્નતાજુરે.–શાંતિ ૩.
મળે પરસ્તાનની પરીયોરે, શાં. કદિ નાગ કન્યાને વરીયોરે.–શાંતિ ૪.
હોય શાહ સેવક કરગરતારે, શાં. હોય ચરણુ ચંપી બહુ કરતારે.–શાંતિ ૫.

હોય થતાં ચમ્મર ચોપાસેરે, શા, કદિ જઈ અડુ આકાશેરે.—શાંતિ ૬.
થઉ ગુરૂ જ્ઞાની કે ધ્યાનીરે, શાં. કદિ અનુચર થઉ અજ્ઞાનીરે.—શાંતિ ૭.
મળે બ્રહ્મસદન વૈભોગરે, શાં. ભલે આદરૂં અષ્ટાંગ યોગરે.—શાંતિ ૮.
સુર સાધી સંગિત લ્હાવુંરે, શાં. કોયલ સમ મધુરૂં ગાઉંરે.—શાંતિ ૯.
ભલા ઇંદ્ર ચંદ્ર બ્રહ્માનેરે, શાં. રંક રાય કે રામ રમાનેરે.—શાંતિ ૧૦.
વિષ્ણું વિરંચી શિવનેરે, શાં. નારદ શારદ મુનિ ગણનેરે.—શાંતિ ૧૧.
છે શાંતિ સ્વરૂપાનંદીરે, શાં. કોઈ ભોગવે જન આનંદીરે.—શાંતિ ૧૨.
તૃષ્ણા જ્યાંસુધી રહી વળગીરે,શાં.લક્ષ ચોર્યાશી ના થાય અળગીરે—શાંતિ ૧૩.
હરિપ્રસાદ તૃષ્ણા દે ત્યાગીરે, શાં. શાંતિ સુખને જો જાગીરે.—શાંતિ ૧૪.

---

**રામ રટવા વિષે. ઉપદેશ. પદ ૧. રાગ एक नारी जगतमां प्यारी.**

તુહી રામ નામ નિત્ય રટરે. (૨) ટેક.
શ્વાસો શ્વાસે સમર શ્રી હરીને, ગીરિવર ધર રાખ્ય ઘટરે. તુહી ૧.
વિષય વાસના જૂઠ પ્રપંચની, તજી દે ખોટી ખટપટરે. તુહી ૨.
અસાર સંસાર છે સ્વપ્નાવત્, જા તરી ભવાબ્ધિ તટરે. તુહી ૩.
સ્વાર્થ સંબંધી જગતનો ઝગડો, આ વિશ્વ વગડો જોઈ હટરે. તુહી ૪.
મોહ માયાની મુકી દે મમતા, કર નિશ્ચય માર્ગ નિકટરે. તુહી ૫.
પ્રપંચ પ્રેમમય ઝેર જમાડે, તેહેને કહે છટ છટરે. તુહી ૬.
મીથ્યા માથાં માર ના પ્રાણી, છે વાટ ઘાટ વિકટરે. તુહી ૭.
ખોટો આ છે ખેલ ખલકનો, ચેત ચેત ચિત્ત ચટરે. તુહી ૮.
શાંત થા તું એકાન્ત વાસમાં, જાગ્ય જાગ્ય જીવ ઝટરે. તુહી ૯.
પરહિત કાર્ય તું કર કાયાથી, રહે સત્ય વિચારી અપટરે. તુહી ૧૦.
હરિપ્રસાદ જો હરિ ના જાણું તો, છે વખત વિકટ છેવટરે. તુહી ૧૧.

---

## દુર્ગુણ તજવા. ઉપદેશ. ગરબી ૧.

### રાગ. કંસરાયને કેહવાજો કહાના.

જેણે હોય ભુધરને ભજવા, તેણે તો દુરગુણ બધા તજવા.-જેણે ટેક
કેહણી કથે કલ્યાણ નવ થાયે, રેહણી રાખે રામજી ઓળખાયે;
પાપને તાપ ત્રીવિધિના જાયે. જેણે હોય ભુધરને ભજવા.-૧
પરધન પરહરવું પ્રીતે, ચતુરાને ન્હાળી નહિ ચિત્તે;
સત્ય શિળવ્રત ધરવું નિત્યે, જેણે હોય ભુધરને ભજવા.-૨
શ્રમ પરમ વેદી ધર્મ ધરવો, કુસંગીનો સંગ નહિ કરવો;
સત્યથી બેલી ભવાબ્ધિ તરવો, જેણે હોય ભુધરને ભજવા.-૩
મ્હારૂં ત્હારૂં મન થકી મેલી, ખલકમાં ખરૂં રેહેવું બેલી;
કરવા બહુનામિને બેલી, જેણે હોય ભુધરને ભજવા.-૪
ગોવિંદના ગુણ ગાવા ગરજી, વિષયની વાતો દેવી વરજી;
વિસારવા નહિ હરિ વરજી, જેણે હોય ભુધરને ભજવા.-૫
હરદમ કરવી સંત તણી સેવા, જન્મ ધરી લ્હાવ એવા લેવા;
હરિપ્રસાદ હરિ હરિ કહેવા, જેણે હોય ભુધરને ભજવા.-૬

---

## જીવડા શું કરશો. ઉપદેશ. ગરબી ૧.

### રાગ. બીટ્ઠલ ગોરસ લ્યો ગોરસ લ્યો.

વહાલા વિઠ્ઠલ વર વિસારીરે, જીવડા શું કરશો ? શું કરશો ?
મોહ માયામાં માથાં મારીરે, જીવડા શું કરશો ? શું કરશો ? ટેક.
શું સમજ્યું છે તમને, છુટી આવ્યા છો ખાઇ સમને;
તમે જબાન આપી છે જમનેરે, જીવડા શું કરશો? શું કરશો ?-૧

કોલ ગર્ભનો મન વિચારો, કરો વ્યર્થ નહિ જન્મારો;
કાંઈ સત્ય બોધ મન ધારોરે, જીવડા શું કરશો ? શું કરશો ?–૨
નીતિ રીતિ પ્રીતિ તજીયા, સત્ય શણગાર અંગનાં સજીયા;
ભાવ કરી ભુધરના ભજીયારે, જીવડા શું કરશો ? શું કરશો ?–૩
લક્ષ્મિથી લક્ષે લલચાયા, નહિ ધર્મના માર્ગે ધાયા;
ગુણ ગોવિંદના નહિ ગાયારે, જીવડા શું કરશો ? શું કરશો ?–૪
મન માયામાં રહ્યું મોહી, ચિત્ત પ્રેમદામાં રહ્યું પ્રોઈ;
નથી પાછું વાળ્યું જોઈરે, જીવડા શું કરશો ? શું કરશો ?–૫
નથી દયાદાન તપ કીધું, સાધુ સંતને માન ના દીધું;
સુકૃત શું કહો કરી લીધુંરે, જીવડા શું કરશો ? શું કરશો ?–૬
મહા વિકટ પંથ છે જાવું, ખરૂં અંતે નથી બાંધ્યું ખાવું;
નથી સંગે લીધું વળાવુંરે, જીવડા શું કરશો ? શું કરશો ?–૭
હરિપ્રસાદ-હું પદ ધરી હૈયે, કરવાનું કીધું ના કંઈયે;
ઝાઝું કહેતાં જીવ લજવૈયેરે, જીવડા શું કરશો ? શું કરશેપ ?–૮.

**મુરખ મનને. ઉપદેશ ગરબી રાગ. ઉપરનો.**

માન્ય માન્ય મનવા મ્હારારે, તુજને મનાવુંરે મનાવું;
છે અનર્થ બહુ બહુ ત્હારારે, તુજને મનાવુંરે મનાવું. ટેક.
તું માયા મોહમાં મોહ્યો, તેં ઘણો ઘણો દેશ જોયો;
આવરદા આયડી ખોયોરે, તુજને મનાવુંરે મનાવું.–૧
બહુ વધો વિષયની વાણી, નથી જુવાની જાળવી જાણી;
ત્હારી વાત શું કહું વખાણીરે, તુજને મનાવુંરે મનાવું.–૨
હજુ શાસ્ત્ર શ્રવણ નથી કરતો, દાન કરવાથી નથી ડરતો;
નિશદિન પાપે પગલાં ભરતોરે, તુજને મનાવુંરે મનાવું.–૩

ફેંકટ ફંદમાં તું ફરતો, ચાડી ચુગલી બહુ કરતો;
નથી ધર્ણીધરનું ધ્યાન ધરતોરે, તુજને મનાવુંરે મનાવું;-૪
તેં ઝેર હળાહળ પીધું, નથી સાધન સાચું કીધું;
પરમાર્થે પગલું ના દીધુંરે, તુજને મનાવુંરે મનાવું.-૫
તું અવરરંગમાં રાચ્યો, વિષયોને વળી વળી જાચ્યો;
નારી નચવે તેમ નાચ્યોરે, તુજને મનાવુંરે મનાવું.-૬
પ્રપંચમાં રાખી બહુ પ્રીતિ, ના ધરી કાળની ભીતિ;
આદરી બેઠો અનીતિરે, તુજને મનાવુંરે મનાવું.-૭
સત્સંગ સેવાયોના કીધી, તેં મોહ મદિરાઓ પીધી;
બાંધી પાપની પોટલી લીધીરે, તુજને મનાવુંરે મનાવું.-૮
નથી જો તો સત્યમાં જાગી, નથી કરતો તૃષ્ણાયો આઘી;
ત્હારા ડહાપણમાં લાહ્ય લાગીરે, તુજને મનાવુંરે મનાવું.-૯
રહ્યું રગે રગે ઝેર જામી, ક્યારે ટળશે તે સૌ ખામી;
હરિપ્રસાદ કહે લુણ હરામીરે, તુજને મનાવુંરે મનાવું.-૧૦

---

**ચતુર થઈ ના ચુકવું. ઉપદેશ. પદ ૧. રાગ સ્તવન મંજરીનો.**

થઇ ચતુર ઘણા કેમ ચુકોરે, છેલ્લી ઘડી;
મોહમદ અભિમાન મુકોરે, છેલ્લી ઘડી. ટેક.
અમરાપરના નથી રહેવાશી, અમ્મર થઇને આવ્યા ?
આશા તૃષ્ણા દુર નથી કરતા, મોત માથે છો લાવ્યા;
આશાને મહાદેવિ જાણી, મોહ પાસે બંધાયારે છે.-૧

ખાનપાનમાં ખૂબ કરી બેસો, રચ્યા પચ્યા રહો નિત્યે;
મોજમઝા મગરૂરી મનમાં, ચતુરા વશી રહી ચિત્તે;
મરવાનો ભય મન નથી જરીયે, વધ્યા વિષયમાં પ્રીતેરે, છે.–૨
શાસ્ત્ર તણાં સિદ્ધાંત સાંભળો, પણ સિદ્ધા ના ચાલો;
સાચી વાણી હૃદયે ધરો ના, અવળી ભરતા ફાળો;
પ્રપંચ પુતળાં પુજો પ્રીતે, સત્યને ના સંભાળોરે, છે.–૩
દોષ ઘો છો કોને કોપી, કૃત્ય કરો છો કુડાં;
પૂજનિક પર પૂજ્ય દૃષ્ટિ ક્યાં છે, ભાવ વિનાનાં ભૂંડાં;
વેશધારીને જોઈ નમો છો, લાજ તજી થાઓ લુંડારે, છે.–૪
રંગરાગ રૂપમાં રહ્યા રાચી, સદ્બોધ નથી સંઘરતા;
રંગ પતંગનો સંગ કરીને, ફોકટ ફેરા ફરતા;
સદ્ગુરૂને પડતા મુકો, ચોખ્ખું કંઈ નથી ચરતારે. છે.–૫
ભવસિંધુ તરવાને માટે, જોઇએ તારણ ત્રાપો;
નાવ પાપણનું પલકે બૂડે, માપ તે મન થી માપો;
નાવ કાષ્ટ તે ચતુર ચલાવન, ચેતી ચિત્તે ચાંપોરે.–૬
સમજીને શિખામણ માનો, બ્રહ્મવેત્તા લ્યો ભાળી;
કોટી કર્મ કપાય કરેલાં, નિર્ગુણ પદલ્યો ન્યાળી;
હરિપ્રસાદ સદ્ગુરૂ સેવી લ્યો, હું પદ નાખો ટાળીરે. છે.–૭

---

**જુઠી જગતની બાજી. ઉપદેશ. પદ ૧.**

**રાગ. હવે મને હરિનામથી નેહ લાગ્યો.**

ઓ જીવ જોને જુઠી જગતની બાજી,
એમાં શું ખેલું અલ્યા થઈ તું રાજીરે. ઓ. જીવ૦ ટેક.

શું કરવા આવ્યોને શું કરવા બેઠો લ્યા, વિચારી જો ભુલ તાજી;
મૂળ વિચારૂં તો મહાપદ પામું, વાર ના લાગે ત્હને ઝાઝીરે.-ઓ. ૧
માયાનાં સુખ અંતે દુઃખ દેનારાં છે, કહેને જીત કોની છાજી;
પ્રવૃતિ તો નાંખે પછાડી બાઇ, નિવૃત્તિમાં નારહેનારાજીરે.-ઓ. ૨
શ્રીહરિ નથી સ્હેલજ મળવા બાઈ, ન્હોય એ મૂળાભાજી,
જગ્તનિયંતા ન્યારા છે ત્રિગુણથી, પ્રેમ ભક્તિમાં થાય રાજીરે-ઓ. ૩
મોહમાયાને મુકય વિસારી બાઇ, હરિ ભજતાંનામરીસલાજી,
સત્ય સમશેર લેઇ થઇજા સુરો, તજ ગૃહગાદી ગજ વાજીરે-ઓ. ૪
હું મ્હારૂં કંઇ સંગ નહિ આવે, સમજ સમજ જીવ પાજી,
હરિપ્રસાદ કહે જોને વિચારી ત્હારા, ઘટમાં રહ્યા હરિવર ગાજીરે-ઓ. ૫

---

## જીવના ખોટા ધંધ વિશે. ઉપદેશ. પદ-૧.

### राग-मन मायाना करनारारे—

જીવ જાણીને ધંધ તું મચાવેરે, હરિ ભજવા ત્હને શું ના ભાવે,
મોહ માયામાં લક્ષ લલચાવેરે, ત્હારૂં આયુષ્ય એળે ગુમાવે. ટેક૦
એળે ગુમાવે સમજણ ના આવે, ગોવિંદ ગુણ ના ગાવે (૨)
અજ્ઞાનાવણે શિદ અથડાય છે, (૨) સમજ સમજ સુખ પાવેરે-હરિ.
ઉર ઉમંગથી આદરૂં ના ભક્તિ, સ્વાર્થમાં સ્નેહ ઉપજાવે, (૨)
ઘેલો થયો મતિ ગતિ તો ગઇ છે (૨) મુખડું શું મલકાવેરે-હરિ.
પ્રભુનાપર પ્રેમ પાકો નથીને, પાપનાં પગલાં ચલાવે, (૨)
માયામોહ પાસના બંધે બંધાણો, (૨) શરમ જરી ના આવેરે-હરિ.
વેદ મર્યાદા વચન વિસારી, વિષય વિષ ભણી ધાવે, (૨)

ખોટા તે સુખમાં મ્હાલી રહ્યો છું, (૨)(પણ)કાળ ત્હારો આયુષ્ય ચાવેરે–હરિ.
એક દિન કોળીયો થઈ જવાનો, શીદ સાકરમાં વિષ ભેળી ખાવે, (૨)
હરિપ્રસાદ કહે ચેતિજા જીવડા (૨) મુડય ભટકવું હાવેરે–હરિ.

---

## પાપી કોણ. ઉપદેશ. પદ–૧.

### રાગ–લાલ મ્હારે ચડીને હેલા આવજો–

એને પાપી પુરૂષ પ્રમાણીયેરે, જેની પ્રીતિ તે પુન્યમાં ના જાણીયેરે–એને ટેક
જપતપ તિરથ નવ આદર્યાં, દયા રાખીને દાન કાંઈ ના કર્યાંરે–એને. ૧
હરિજન જોઈ હૈયાં ના ઠર્યાં, જેણે ધર્મમાં પગલાં ના ભર્યાંરે–એને. ૨
કેહેણી રેહેણી નથી સત્ય જેહમાં, દવ લાગી રહ્યો છે દેહમાંરે–એને. ૩
સુખ પરનું દેખી પીડા પામતો, શાસ્ત્ર નીતિના પંથને વામતોરે–એને. ૪
પરધન હરવા જેનું ચિત્ત છે, નિંદા કુથલી કરવામાં પ્રીત છેરે–એને. ૫
દ્વેષ ક્લેશ હરનિશ મન થાય છે, ખાંડ મુકીને ખોળ તે ખાય છેરે–એને. ૬
નથી જપતો જદુપતિનાથને, નથી માનતો માત તાત ભ્રાતનેરે–એને. ૭
નથી માનતો દેવિ કે કોઇ દેવને, નથી કરતો પંચાયતન શેવનેરે–એને. ૮
જેના મનમાં અતિ ઘણું માન છે, જોવા જતાં શરદનો શ્વાન છેરે–એને. ૯
જેણે તરકટી ટીસાં તાણીયાં, સત્સંગનાં તે સુખ ના માણીયાંરે–એને.૧૦
ઘણું વ્યસનને વળી વટલેલ છે, મન મગરૂરીને બહુ મેલ છેરે–એને.૧૧
બોલે અવળુ ને અવળી ચાલ છે, હરિપ્રસાદ કિશ તો એ વ્યાળ છેરે–એને.૧૨

---

**માયાને માની. उपदेश. पद-१. राग. घिरानो**

માયાને અલ્યા માનીરે, મનવા તારે મરવું નથી ?
જરૂર એ છે જવાનીરે, ત્હેનું ત્હારે કંઇ કરવું નથી ? ટેક૦
શીદને મીથ્યા મત કરી મ્હાલે, અતિકરી અહંકાર,
હું મ્હારૂં કરી બનીયો મોટો, તૃષ્ણા તણો નહિ પાર;
આશાયે કુટાયોરે, અંધ થઈ આંખ્યો છતી–માયા. ૧
માથે મરણને આંકડો નમ્યો નહિ, મદભર્યો મસ્તાન,
ઘડીપળની ખબર ના જાણું, ભુલ્યો ભમું નાદાન;
હૈયાફુટયા હાર્યોરે, જુવાની ના તેં જાણીજતી–માયા. ૨
અક્કલ ત્હારી પડી ગઈ ઉંધી, અવળાં કીધાં કામ,
ઇંદ્રિય ઘોડા મુકયા વેહેતા, પકડી ના રાખી લગામ,
ખાડામાં ખરો પડીયોરે, ખુંખારૂં ખેલું શું મૂઢમતિ–માયા. ૩
રોકાયો ના રોકાઉં જરા તું, ખોટી દીશે ચાલ,
હરિપ્રસાદ કહે મનવા મુર્ખા, કર્યાં તે હાલ બેહાલ;
વહાલ વિઠ્ઠલવર સાથેરે, કરવા ના દીધું તેં રતિ–માયા. ૪



**કાયા પરપોટા જેવી છે. उपदेश पद-२. काफी.**

**राग उपरनो.**

સમજ સમજને પ્રાણીરે, કાયા જળનો પરપોટો,
જગ જુઠું લે જાણીરે, ખેલ ખલકનો છે ખોટો. ટેક૦
આશા તૃષ્ણા દુર કરીને, કર શાંતિ સુધારશ પાન,
મનોરથ સહુ મનના દે મુકી, ભજ ભાવે ભગવાન.
માન્ય કહ્યું હાવે મ્હારૂંરે, નરશાળે જે આવે ટોટો—સમજ. ૧

હું મ્હારૂં અભિમાન તજીને, કર સત્ય વિચાર,
પરીબ્રહ્મને પામવા માટે, સમજી લે સત્ય શણગાર;
સત્સંગનૌકા સ્હાનેરે, ભવસાગર આ છે મોટો—સમજ. ૨
રમાપતિ રિઝવવા તે તું, ના જાણીશ કાંઇ સ્હેલ,
યોગીમુનિ પણ જાય ધુંચવાઇ, માયા તજવી મુસ્કેલ,
ન ફૈલ ફિતુર ફંદ ચાલેરે, ના ચાલે કાંઈ ગડબડગોટો—સમજ. ૩
સિધ્ધે રસ્તે સિદ્ધ થઈ રેહેવું, જવું જગનીપાર,
નજર ચુકે તો પડે પલકમાં, ખેલ એવો ખાંડાધાર;
સ્થિર ઠીક થઇ રેહેવુંરે, જયમ પડાવી લઇયે ફોટો—સમજ. ૪
રામરટણ એમ નિશદિન કરવું, ધરવું સાચું ધ્યાન,
હરિપ્રસાદ હરિ કરવા રાજી, દેઈ સર્વશનું દાન;
જ્ઞાન ઘોડલે બેસીરે, ઝાલનો ભકિતનો સોટો—સમજ. ૫

---

## વિલંબ નહિ કરવા વિશે. ઉપદેશ. પદ-૩. કાફી.

વિલંબ ના કરશોરે, માથે આવી મોત અણી,
ચોર્યાશીમાં ફરશોરે, ચુકયા તો જાણો આવી બણી. ટેક૦
વિઠ્ઠલવર વરવાને માટે, વાયદો નવ સેહાય,
કાલ તણી આશા તે ખોટી, આજ સરસ સધાય;
ઘડીયે ઘુંટ ભરાયેરે, કાળ રહ્યો છે હણુહણી-વિલંબ. ૧
મનના મનોરથ મિથ્યા જાણી, વાળી લેવો વિરામ,
પૂર્ણ પુરૂષોત્તમ ભજવા ભાવે, મુકી સંસારનાં કામ,
શ્વાસોશ્વાસ જાયેરે, તક હરિ ભજવા તણી-વિલંબ. ૨

એકાન્ત વિના ધ્યાન ના થાયે, સ્થિર થાય ના મન,
એકાન્ત સ્થળ પવિત્ર હોય તો, ટળી જાય વિઘ્ન;
વિઘ્ન દુરજ કરવારે, જાવું પવિત્ર સ્થળ ભણી-વિલંબ. ૩
સંત સમાગમ મહાન પુરૂષના, ચર્ણની શેવધી છાંય,
વિશ્રામ ત્યાં વિવેકે કરવો, ગુરૂજીની ગ્રહી બાંહ્ય;
એ સદ્‌ગુરૂજી વિનારે, બતાવે ના કોઈ સાચા ધણી-વિલંબ. ૪
મહાન પુરૂષના ચર્ણતિર્થમાં, સઘળાં પાપ ધોવાય,
જન્મ મરણની ટળે ઉપાધિ, સ્હેજે કૃતાર્થ થવાય;
આવો મ્હારા વિરારે, લ્યોને સાચા શબ્દ શણી-વિલંબ. ૫
અવસર આવો ફરી નહિ આવે, વળી ઉત્તમ મનુષ્ય દેહ,
હરિપ્રસાદ કહે સમજી લેઇને, ખુઓ મનનો સંદેહ;
જ્ઞાની ગુરૂના ગુણનેરે, ગુણવંત લેજો ગણી ગણી-વિલંબ ૬

---

**મન હુંને મુકે નહિ. ઉપદેશ પદ ૪ કાફી રાગ. ઉપરનો.**

બ્રહ્મા ગુરૂ થઇ આવે રે, (પણ) મનવો હુંને મુકે નહિ,
ત્યાંસુધી જે સમજાવે રે, ફોકટ માથાં કુટે સહી. ટેક.
ઉંહુંનું ઓપડ મળે નહિ, મનથી માન્યુ જેહ,
મોહ માયાના ફંદે ફસાયો, નફટ સમજે નહિ તેહ,
વ્હવાયો જીવ વિષયમાંરે, વિષ ત્હેનું ઉતરે ના કંઇ. બ્રહ્મા. ૧
ચિત્તવંન નિશદિન ઉંધું ચાલે, ઉંધું કરતો જાય,
અંતઃકર્ણનું ઢાંકણું ઉંધું, જ્ઞાન નિરના ભરાય,
સત્ગુણ તજી કરે અવગુણરે, ચિત્તને ચાળે ચડે જઈ, બ્રહ્મા. ૨

બુદ્ધિ હિણો બ્હાનાં કાઢે, બલ કરી અપાર.
બેળે બેસાડે શ્રવણ કરવા, સત્યના શુણે લગાર.
મોટાઇના માળે બેશીરે, નાચે નાગો તાથૈ તાથૈ બ્રહ્મા. ૩
હું ખરો હું ખરો એમજ માને, ગણે સર્વેને તુચ્છ.
હરિપ્રસાદ કેહે થઇ હડકાયો, મુરખ મરડે મુચ્છ.
પોતાનું પોતે ના જાણેરે, પાપી મરતો માયા મહી. બ્રહ્મા. ૪

---

**તત્વ તપાસ. उपदेश. पद १.**

**राग. पीलुं. इशतन धनकी कोण बडाइ.**

જોતું તપાસું તત્ત્વ આ તનમાં, પંચ ભૂત આ વિલસે જાય ક્ષણમાં. જોતું ટેક.
ધર્મ મર્યાદા ધરૂં નહિ ધ્યાને, તો પછી શું તું કરૂં જઇ વનમાં–જોતું, ૧
ગોમતિ ગંગા ગાયત્રિ ને ગીતા, સર્વે કરૂં પણ ધ્યાન છે ધનમાં–જોતું. ૨
ટેક ધરી કદી તિર્થે તણાઉં,(પણ) જ્યાં સુધી મન નથી રે મોહનમાં–જોતું. ૩
યોગ યજ્ઞ કરૂં મગ્ન થઇ કહિએ, જશ લેવા ઇચ્છું તેનો તું જનમાં–જોતું. ૪
જોગ લીધો પણ ભોગની ઇચ્છા, ભગવાં કીધાં ભર્માઇ ભજનમાં–જોતું. ૫
આત્મ જ્ઞાન વિણુ તે સૌ મિથ્યા, તત્વ વિચારૂં તો સુખ સદનમાં–જોતું. ૬
તપ તિર્થયોગ ધ્યાન સમાધિ, તે સઉ સધાય સુદ્ધતાથી મનમાં–જોતું. ૭
સત્ય ધરી જો સદ્ગુરૂ સેવું, સકળ પદાર્થ પામું તું ક્ષણમાં–જોતું. ૮
હરિપ્રસાદ તજી અહંતા મમતા, હેત કરી રહે સદા હરિ જનમાં–જોતું. ૯

---

**ભગવાન ના ભજે તો:- उपदेश. पद–१.**

**राग–पातळीया परिश्रम लियो थाने.**

ભાવ કરી ભગવાન ભજે નહિ, તેનો ભૂમાં ભાર–ભૂમાં ભાર છે—
કુડ કપટ અસત્ય તજે ત્હેને, હરિ મળતાં ક્યાં વારરે–ક્યાં વાર છે—

નીતિને જાળવી, પ્રીતિને પાળવી; વૃતિને વાળવી, આ.........
વાલા વિશે, હૈયું હિશે, (૨) ભાવ કરી—૧.
પરધન પરનારી પરહરતાં, જગમાં જયજયકાર જયકાર છે.
ઠીક ઠામે ઠરી, શાંતિ સદા ધરી, ક્ષમા ઉરે કરી, આ.........
રાધાપતિ, રટે અતિ, (૨) ભાવ કરી—૨.
ખલકપતિની ખોજ કરે નહિ, તે જનને ધિક્કારરે ધિક્કાર છે.
નારીથી નાચીને, માયાથી રાચીને, જુઠાને જાચીને, આ.........
થયો સુખી, અંતે દુ:ખી. (૨) ભાવ કરી—૩.
સત્યનું તત્વ જોતાં ત્રિગુણાતિત, જગ આ બ્રહ્માકાર બ્રહ્માકાર છે.
હરિપ્રસાદ કહે, હરિ હ્રદે રહે, લક્ષ એક લહે, આ.........
નર એવાની, શિખ લેવાની, (૨) ભાવ કરી—૪.

**સત્સંગ વિના જીવવું ધિક: છે. उपदेश. पद-१.**

---

### राग—नानकडी नाजुकनार पद १.

છે જીવતરને ધિક્કાર, રે સતસંગ વિના. (૩)
ફોકટ ફાંફાં સો થાય ફના, સો થાય ફના, સો થાય ફના—છે જીવતર૦
સમજી લે જો નામ તેનો તો નાશ છે,
એક દિન જાવુ માથે મરણનો ત્રાસ છે.
આ જાણો મિથ્યા સંસાર, ગુણ ગાઓ હરિ તણા (૩) છે જીવતર.
સતસંગમાં વાયું શાંતિના વાય છે,
જ્ઞાન વૈરાગ્યને ભકિત સુધા પ્રાપ્ત થાય છે.
જડે મોક્ષ તણું ત્યાં દ્વાર, ટળી જાય છે વાસના. (૩) છે જીવતર

ગુરૂ જ્ઞાનથી સ્વસ્વરૂપ સત્ય ત્યાં જાણીયે,
હરિપ્રસાદ કહે સુખ અનહદ પિછાણીયે.
ઉતરીયે આ ભવપાર, કરીયે આળસ ના. (૩) છે જીવતર.

## મનની ઉપજી મિથ્યા માયા. ઉપદેશ. પદ ૧.

### રાગ. પતિ વિના પ્રમદા ના મેનના.

મનની ઉપજી મિથ્યા માયા, અલ્યા જીવ તું જાણ;
મમતાને માળે બેશીને, શિદ કરે ખેંચતાણ–ટેક.
સમજ સમજ જરી જો તું જાગી, (૨) ક્યાંથી આવ્યો ક્યાં
જવાનો અભાગી (૨)
ક્યાં સુધી આમ ફરતો ફરીશ તું, લક્ષ ચોર્યાશી ખાણ;
અરે જીવ, લક્ષ ચોર્યાશી ખાણ–મમતાને. ૧
નામ રૂપ ગુણે પ્રગટે કાયા, (૨) સ્થાવર જંગમ જીવ અંજાયા,
ચિદ્રુપ ને તદ્રુપ કરે માયા, ઢંકાયો બ્રહ્મ ભાણ;
અરે જીવ, ઢંકાયો બ્રહ્મ ભાણ–મમતાને. ૨
તન્માત્રામાં તન્મયતાથી, (૨) ઇંદ્રિયે સુખવશ થયો વાશનાથી (૨)
મૂળ સ્વરૂપ વિસરીયો પોતે, ના રહી નિજ ઓળખાણ;
ત્હને જીવ ના રહી નિજ ઓળખાણ. મમતાને. ૩
કામ, ક્રોધ, મોહ, માયા પાસે, (૨) વિકળ બનીયે. વિશ્વ વિલાસે (૨)
વિદ્યા, ધન, તન, રૂપ, કુળનું, વધ્યું જીવ અભિમાન;
અલ્યા ત્હને, વધ્યું જીવ અભિમાન–મમતાને. ૪
પુત્ર પરિવારમાં ધરી પ્રીતિ, (૨) અજ્ઞાને આદરી અનીતિ (૨)

સગાં સ્નેહી સાથ મળેથી, થયો ઘણો ગુલતાન;
અલ્યા જીવ થયો ઘણો ગુલતાન–મમતાને. ૫
જન્મ મર્ણ જીવ ગતિનું જાણે, (૨) તોપણ ઉરે ગુરૂજ્ઞાન ના આણે (૨)
બંધાયો વિના બંધથીતું, ડુબાવી દેતો વ્હાણ;
અરે જીવ ડુબાવી દેતો વ્હાણ–મમતાને. ૬
મૃગજળ જોઈ શું મનમાં રાચુ(૨) નથીનથી સંસારે સુખ સાચું (૨)
કાચું કલેવર કારમું જાણી, કાળ ચલાવે બાણ;
ત્હારાપર કાળ ચલાવે બાણ–મમતાને. ૭
નથી કાગ તું હંશ સોહાગી, (૨) નથી સત્યસંપત્તિ તુથી આઘી (૨)
તીમિરથી દેખે ના ત્હારૂં, સાચું સ્વરૂપ પ્રમાણ;
અરે ત્હારૂં સાચું સ્વરૂપ પ્રમાણ–મમતાને ૮
સતસંગ શેવન જો કરૂં પ્રાણી. (૨) ભક્તિ સુધારશ પીઉં ભાવ આણી (૨)
લક્ષ લગાવું જો લક્ષ્મિ વરથી, તો પામું સત્ય લ્હાણ;
ભલા જીવ તોપામું સત્ય લ્હાણ–મમતાને. ૯
ઠરી ઠામે બેસું જો મનથી, (૨) તાળી લગાવી દેઉં ત્રીકમથી (૨)
હરિપ્રસાદ હરિ ભજતાં ભાવે, ટળી જાય મ્હોટી હાણ;
અરે જીવ, ટળી જાય મ્હોટી હાણ–મમતાને. ૧૦

---

**એળે તો ગયું ઉપદેશ. પદ ૧. રાગ જુનું તો થયુંરે દેવળ.**

એળે તો ગયું રે જીવન, એળે તો ગયું, હરિના ભજન વિના જીવન. એળે.
બાળપણામાં બહુ વિધવિધ રમીયોરે, જોર જોબનનું નવ જાય કહ્યું–૧.
તન ધન ત્રિયા તણી ધંખના લાગીરે, ચતુરામાં ચિત્ત ત્હારૂં લાગી તો રહ્યું. હરિ–૨.

વૃદ્ધ થયાં પણ તૃષ્ણાના ત્યાગીરે, વિષયના ભોગે ત્હારૂં દિલ તો દહ્યું. હરિ-૩.

ચેત્યો ના ચિત્તમાં પ્રાણી વેળા વહી ચાલીરે, સંતનું કહ્યું જરી ના મનમાં લહ્યું. હરિ-૪.

થર થર કંપતું સ્થિર નથી રેહેતુંરે, કાળ સપાટે પડી પાધર તો થયું.-૫.

સદ્ ગુરૂ શેવ્યાના હરિના સમર્યારે, હરિપ્રસાદ કહે ત્હારૂં જીવતર તો બળ્યું. હરિ-૬.

---

## આવો જોગ ફરી ફરી નહિ મળે. ઉપદેશ પદ ૧.

### राग अमुलक अवसर जाय छे गोविंद गाने.

લ્હાવો લાખેણો આજનો, ગુણ ગાઇ લ્યો,
નહિ મળે આવો ફરી ફરીને જોગ, ગુણ ગાઈ લ્યો—ટેક૦

બેસો સમજી સતસંગમાં, ગુણ, અલ્પ સમયમાં આદરી લ્યો ઉદ્યોગ-ગુ.
આ છે કમાણી કામની, ગુણ૦ અંતવેળા આવશે સાચી કામ. ગુણ.
મહિમાં મળે ના મૂલ્યથી, ગુણ૦ પતિત પાવન પ્રગટ પ્રભુનું નામ-ગુ.
આળસ તજીને અંગથી, ગુણ૦ જ્યાં સુધી છે નરવો આનરદેહ. ગુણ.
કાયા કાચો કુંભ છે, ગુણ૦ છેલ્લી વખતે છેતરી દેશે છેહ-ગુ.
કટી કશીને કોડથી ગુણ૦ જેથી ઝટપટ છૂટે જગ જંજાળ. ગુણ.
હરિપ્રસાદ ઘણા હર્ષથી, ગુણ૦ ગર્વ તજીને ભજી લ્યો શ્રીગોપાળ-ગુ.

---

**કડવાં છે પણ મીઠડાં. ઉપદેશ. પદ-૨. રાગ ઉપરનો.**

કડવાં છે પણ મીઠડાં, વેણુ માની લ્યો.
સમજો તો પરિણામે પામશો સુખ. વેણુ માની લ્યો. ટેક.
વિચારી ઉર ઉતારજો, વેણુ, દુરિજન કોઈ દોષ જોઇના દે દુઃખ. વે.
કુંપદને અળગું કરી, વેણુ, રાખો રાખો રામ ભજનની રીત; વે.
સ્વાર્થ પ્રપંચપરહરો, વેણુ, સત્ય વચનને ગ્રહી રોહો નિત્ય નિત્ય. વે.
સહી રહો સરળતા નમ્રતા, વેણુ, ફોકટ ફંદના છોડી દો ને છંદ; વે.
દુભાવો નહિ કોઈ જીવને, વેણુ, રાખો ઉરમાં આઠે જામ આનંદ. વે.
શિખામણ લ્યો સાંભળી, વેણુ, વડીલ ગુરૂનાં વચન ધરી લ્યો કાન; વે.
હરિપ્રસાદ કહે હેતથી, વેણુ, માઠું ના માનો ભલું કરશે ભગવાન. વે.



**નિચ જીવની નિશાની. ઉપદેશ. પદ ૧.**

**રાગ લાલ મ્હારે ચડીને વહેલા આવજોરે.**

ગણી લઇયે એ જીવ હરામ નારે,
મન મેલુંને કોડે ધરે કામનારે. ગણી ટેક.
પાપ પેટમાં ને ક્રોધ રહ્યા કાળીયોરે, ગાય ગીતડાંને તાણી પાડે
તાળીયોરે. ગણી-૨
બોલે સીધ્ધુ ને અવળી ચાલ છેરે, ધરે શાણું પણું પણ શા
માલ છેરે. ગણી-૧
ડોળ ભક્તિનો દેખે દિલડું ભર્યું રે, કહો એથી શું કામ ત્હેનું
સર્યું રે. ગણી-૪
રટે રામ મુખ દાસ બને દામનારે, ચિન્ત પ્રિત ધરી ધંધા કરે
આમનારે. ગણી-૪

કરે બોધ અને સઉને ઉવેખતારે, દોષ દૃષ્ટિયે દારા મુખ
દેખતારે. ગણી-૫
ધાંટા પાડીને ગર્વથી ગાજતારે, વાદવિવાદ કરીને બહુ
બાઝતારે. ગણી-૬
કુડા કાળજામાં બહુ બહુ કાતિયોરે, ગોવિંદનામ લેને કરે બહુ
ધાતિયોરે. ગણી-૭
કરી જંગ બહુ રંગ જમાવતારે, ભોળી ભામાને ભાવથી
ભમાવતારે. ગણી-૮
કહીયે આડાના અવગુણ કેટલારે, હરિપ્રસાદ ગણાયના
તેટલારે. ગણી-૯

## ઉચ્ચ જીવની નિશાની ઉપદેશ. પદ ૨.

### राग उपरनो.

લાગ્યો સતસંગનો રંગ જાણીયેરે, અનુભવીઉર ત્હેનું પ્રમાણીયેરે.
નિશ્ચે ઓળખીયે તેના નેણવેણથીરે, કથી કથનીયો કહીયે તેની કહેણથીરે.
ઠરે ઠામ અને ચળે નહિ ચિન્તથીરે, ભુલે ભાન પણ રહેના ભયભીતથીરે.
નિર્લેપ નિષ્કામ ને નિવૃત્તિયેરે, જ્ઞાન સમજી ગુરૂની રાખે સ્મૃતિયેરે.
હરિરંગમાં તે અંગ નિજ બોળતારે, પ્રીતે પીતાન સુધાજરી ઢોળતારે.
સદા રહે સજ્જનથી સંપીનેરે, જીવ જોડે જીવણથી જંપીનેરે.
જગત જંજાળથી જીવ એતો જાગીયોરે, ભક્તિ ભાવધરે ઉર બડભાગીયોરે.
પ્રેમ પુરે ભરેલું પીંડપાત્ર છેરે, દિન વાણીને દિન જેનું ગાત્ર છેરે.
જ્ઞાન ગ્રહીરેહે ગુરૂજીની ગોદમાંરે, મન નિર્મળ રાખે નિત્ય મોદમાંરે.
ડાધ લાગવાના ભયે ડરે દિલડુંરે, આનંદરૂપ અવલોકે એકલડુંરે.
રાત દિન રામ રટવા અભ્યાસ છેરે, હરિપ્રસાદ સદા તેનો દાસ છેરે.

## વારે વારે શું કેહેવું. ઉપદેશ. પદ ૧.

## राग. हरि भज्यानुं टाणुं आ छे हरि भज्यानुं टाणु.

વારે વારે શું કહેવું, જીવ તહને, વારે વારે શું કેહેવું.
અલ્યા તહને વારે વારે શું કેહેવુ, સમજણ ના પડેરે. જીવ. ટેક.
જમાન આપીજમને આવ્યો, કયારે પતાવીશ દેવું. મુરખા. (૨)
ઉંધા ઉંધું કામ કરીને, કયાં સુધી છે રેહેવું, સમજણ. ૧
મોહ માયામાં મમતા બાંધી, શિખ્યો લાલચે લેવું. મુરખા. (૨)
કાળ અચાનક આવી પકડશે, નહિ રેહે એવું એવું. સમજણ. ૨
ફાલ્યો ફુલ્યો થઇ ફરે છે, નહિ રેહે જોબન તેવું. મુરખા. (૨)
વાડી એક દિન વિખરાઇ જાશે, વહાવ્યું વા'શે કેવું, સમજણ. ૩
સંત સમાગમ હરિની શેવા, શિખ્યો ના સત્યજ સ્હેવું. મુરખા. (૨)
હરિપ્રસાદ હરિગુરૂ જાણ્યા વિણ, થશે ભગાના ભાઇ જેવું. સમજણ. ૪

---

## લાજ જરી ના આવે. उपदेश. पद २. राग. उपरनो.

લાજ જરીના આવે જીવ તહને, લાજ જરીના આવે.
અલ્યા તહને લાજ જરીના આવે, ઝાઝું શું કહુંરે. જીવ તહને. ટેક.
નવા નવા ધરી નિત્ય પોષાગો, મનને શું મલકાવે. મુરખા. (૨)
કાળ રહ્યો છે શિરપર કોપી, ચોટ તહારી ચુકાવે. ઝાઝું. ૧
જોબન જરનું જોર જણાવી, અંધ શુ ધંધ મચાવે. મુરખા. (૨)
પરદારાને દેખીને દષ્ટે, નેણ શું તહારાં નચાવે. ઝાઝું. ૨
જુઠ પ્રપંચ વિષય વિષ પીને, હૈયું શું હરખાવે. મુરખ. (૨)
કંઇક ફુટાઇ ગયા તુજ જેવા, પત્તા તહેના ના પાવે. ઝાઝું ૩

અનર્થ કરતાં મૂઢ અભાગી, અરે ડર ના આવે. મુરખ (૨)
હરિપ્રસાદ કહે હાથે હણાતો, કોણ ત્હને બચાવે. ઝાઝું ૪

**જરા પાછું વાળી જો. उपदेश. पद ३. राग. उपरनो.**

જો પાછું જરા વાળી, પ્રાણીયા જો પાછું જરા વાળી,
ભુંડા જો પાછું જરા વાળી, સુધરે તાહરૂં રે. પ્રાણીયા ટેક.
દયા કરે દામોદર તુજપર, વંદી લે વનમાળી. પ્રાણીયા. (૨)
સતસંગ ભક્તિ શાંતિ રાખી, દુખડાં દે સહુ ટાળી. સુધરે. ૧
કર્મ જાળ કપાવે તેવા તું. સદ્‌ગુરૂ કરી લે ભાળી. પ્રાણીયા. (૨)
છળ પ્રપંચ પાપને પરહરી, પેટની કહાડી દે પાળી, સુધરે. ૨
મેલ મુકી દે મનના સઘળા, દાનત તજી દે કાળી. પ્રાણીયા (૨)
મોક્ષનો મારગ પૂછ સદ્‌ગુરૂને, આંખે આંસુડાં ઢાળી. સુધરે. ૩
માન ગુમાન દે મર્યાદા મુકી, ભુધર ભજ્ય ભાગ્યશાળી. પ્રાણીયા (૨)
હરિપ્રસાદ સદ્‌ગુરૂની સંગે, લગાવ્ય તનમને તાળી. સુધરે. ૪

**હરિભજનમાં આવવા માટે. उपदेश. पद-४. राग. उपरनो.**

આવો હરિભજનમાં હેતે, આવો હરિભજનમાં.
પ્રીતે આવો હરિભજનમાં, લાજ ના લાવશોરે. હેતે. ટેક.
જન્મ ધર્યાનું સાર્થક સાચું, ટાહાડક થાયે તનમાં. વ્હાલા. (૨)
દશ ઇંદ્રિયોનો તાર લગાવી, ગાઓ પ્રેમ મગનમાં. લાજના. ૧
ગુરૂગમથી લ્યો ગોવિંદ ગોતી, નથી જાવું કાંઇ વનમાં. વહાલા. (૨)
ચિત્તસ્થિર કરી જુઓ જગત્રાતા, શામળિયો છે સદનમાં. લાજના ૨

શાંતિ શ્રદ્ધા સુરતા રાખો, સદ્‌ગુરૂ પદ હરિજનમાં. વહાલા. (૨)
હાથે તાળી મુખે હરિ બોલો, ગરજી રહ્યા ગગનમાં. લાજના. ૩
પૂર્વેનું પુન્ય ઉદે થયું જાણો, આવ્યા તમે શરનમાં. વહાલા (૨)
હરિપ્રસાદ હરિગુરૂની સેવા, કરી લ્યો ભાવે મનમાં. લાજના. ૪

---

**ગમે તેવાં વેણ બોલે. उपदेश. पद-१.**

**राग. जाने गोवालणी जुठी.**

ગમે તેવાં વેણ બોલે, જગતને, ગમે તેવાં વેણ બોલે.
સંત તેને ત્રાસમાં તોળે, જગતને, ગમે તેવાં વેણ બોલે. ટેક.
અણ સમજુ સમજે નહિ સાચું, ગાંડાં ગમેતેમ ધોળે.-જગતને. ૧
મોહમાયા ના તણાય પુરમાં, ના આવે ઉંચી ઓળે-જગતને. ૨
સાધુ ને સંતની ટોળીયો દેખી, પામર પેટ બહુ ચોળે-જગતને. ૩
ખરૂં કેહેતાં ખાર લાગે એ ખરને, સાચો મારગ ના ખોળે-જગતને. ૪
ભક્ત શું જક્તને વેર રહ્યું વ્યાપી, ડાહ્યાં થઈ ડાહાપણ ડોહોળે-જગતને. ૫
સમજાવે તોય મૂઢ સમજે ના સાચું, કેમ ચડે મગપાણી મોળે-જગતને. ૬
કેહેનારા કહો પણ મેં નહિ મુકાયે; દિનોનાથ દેખતે ડોળે-જગતને. ૭
સાચો મારગ મેં સમજીને ઝાલ્યો, હાવે કેમ ચડુ વરઓળે-જગતને. ૮
હરિપ્રસાદ કહે શાંતિથી બેઠો, સાચા શ્રીહરિને ખોળે-જગતને. ૯

---

**ભાવથી ભકિત કરો. उपदेश गरबी-२. राग उपरनो.**

ભાવથી ભકિત આદરવા, આવો સઉ, ભાવથી ભકિત આદરવા;
સરમાવ છો શું કરવા, આવો સઉ, ભાવથી ભકિત આદરવા. ટેક.
હરિ ભજનમાં લાજ શી આપણે,છોડી દયો બીજાની પરવા-આવો. ૧
ગુણ નીધિના ગાવા ગુણ ગાજી, ભવસાગરને ભાવે તરવા-આવો; ૨

મોંઘો મ્હામણિ મનુષ્યા દેહ આ છે, આરો આવ્યો છે ઉગરવા–આવો. ૩
સદ્ગુરૂના ચરણ શરણમાં, ચિત્તડાને દયો જરી ઠરવા–આવો. ૪
લક્ષચોર્યાશી ફેરા જાય છુટી, શાંતિથી શામ સમરવા–આવો. ૫
દશે ઇંદ્રિયોનો તાર એક કરીને, બેસો ધણીનું ધ્યાન ધરવા–આવો. ૬
હાથથી તાળી ને નામ દયો મુખથી, વિઠ્ઠલવરજીને વરવા–આવો. ૭
હરિપ્રસાદ હરિવર રીઝવેથી, ટળશે ફેરા બધા ફરવા–આવો. ૮



**જુઠો વ્યવહાર. ઉપદેશ. ધોળ-૧.**

**राग–राधाकृष्ण राय भजो राधाकृष्णराय.**

જુઠો વ્યવહાર, જગનો, જુઠો વ્યવહાર;
સાચો શાને માની લ્યો છો, ખોટો સંસાર–જગનો. ટેક૦
સુખદુઃખ આવે જાય થાય ભરતીઓટ,
વેળા વીતિ જાય થાય છે લાભ ખોટ;
કોઈ હસે કોઈ રડે પડે આંસું ધાર–જગનો. ૧
મ્હારૂં ત્હારૂં કરી મૂઢ શિદને મલકાય,
હું હું કરી હૈયાફુટયા હાથે હણાય;
માથાપર માયાનો પડે મોગમ માર–જગનો. ૨
શ્વારથે સૌ કોઈ ગાજી ગુણ ગાય,
શ્વાર્થ સર્યા પછી પાણી નવ પાય;
મુખે મીઠું મીઠું બોલે કાળજે કટાર–જગનો. ૩
લોભને પ્રપંચ પાપે પુરૂ કરતા પેટ,
વિશ્વંભર ને વિસારી વ્હોરી ખાલી વેઠ;
ત્રીવિધિ તાપે તપી કરી રહે પોકાર–જગનો. ૪

મિથ્થા મોહ ધરી કરે મનખો ખુવાર,
પાણીના પુર સમ વહિ આયુષ્ય જનાર;
ત્હેનો નથી જરા થતો મનમાં વિચાર-જગનો. ૫

સમજ્યા વિણુ મુરખે મ્હારૂં માની લિધ,
શાંતિના સુખનું સાધન નવ કીધ;
એક ઘડી નિરાંતે બેઠો ના ગુમાર-જગનો. ૬

હડકાયા શ્વાન સમ આમ તેમ ધાય,
વેળા વિતી ગયા પછી હૈયે હાય થાય;
ઘરબારમાં ઘડીયે ના આવ્યો પરવાર-જગનો. ૭

કાંત્યું પિંજ્યું પળમાં કરે છે કપાસ,
ત્હને સૃજ્જનારો ત્હારા તનમાં તપાસ;
હરિપ્રસાદ હરિવર ગણ્ય હૈયાહાર-જગનો. ૮

---

## ફરી ફરી નહિ મળે. ઉપદેશ. ધોળ-૧.

### राग-प्रथम श्री गुरुपद प्रणमुं प्रीते.

ફરીફરી નહિ મળે મનુષ્યા દેહ મોંઘો, સમરણ કરો સીતારામનું રે,
કાયા કલેવર કાચું આ જાણો, પરમાર્થ પ્રીછો કામનું રે-ટેક.

તન ધન જોબન જુઠી આ માયા, છાયા વાદળની જાણવી રે,
સમય આવ્યે વણુશી સૌ જાશે, જ્ઞાનદૃષ્ટિ ઉરે આણવી રે-૧

છતમાં શું છાકોને ભુરૂ ક્યાં તાકો, નાંખો નર્કમાં શું છત્રડો રે,
માન ગુમાન છાર્યા ધરી અદકા, કૂવે પડો લેઇ શું હિંચકો રે-૨

કહ્યું નથી કરતા કાને નથી ધરતા, કેમ કરી બાજી એ સુધરેરે,
શાસ્ત્ર પુરાણ વેદગીતા વિસારી, મોહ મદીરા ના ઉતરેરે-૩
મ્હારૂં ત્હારૂં કરી વધારી મમતા, સત્ય ધર્યું નહિ અંગમાંરે,
હરિપ્રસાદ હરિ દિધા વિસારી, નાહ્યા ના સતસંગ ગંગમાંરે-૪

---

**મમતા મુકી દે. उपदेश. घोळ-२. राग उपरनो.**

હરદમ હરિગુણ ગાને મન ઘેલા, મમતા તે પડતી મુકયનેરે,
સગાં વહાલાં શ્વારથે સઉ મળીયાં, ખોટી પ્રીતિપર થુંકયનેરે-ટેક.
ગરજે ગુણ સૌ સૌના ગાયે, મતલબિયાં માર મારતાંરે;
નિજ શ્વારથના નાંખે છે પાસા, આશાયે ઉરને હારતાંરે-૧
સમય આવ્યે સૌ છોડીને જાસે, નહિ સંભાળે ત્હારી પ્રીતડીરે,
બંધન થયો જીવ માયાના બળથી, તે સમજી જોને રીતડીરે-૨
ચેત ચેત જોને આંખ્ય ઉઘાડી, અચેત થયો શું આળશુરે,
ખિલી છે વાડી કરમાવાને માટે, ફોકટ ત્હેમાં દે ફાળ શું રે-૩
જાણું પણ કેમ જીવ ના ચાલે, છોડી શકું નહિ વાસનારે,
હરિપ્રસાદ કહે કેમ નથી ટળતાં, બંધન એ મોહપાસનારે-૪

---

**મનને વાળી લેવું. उपदेश. घोळ-३. राग उपरनो.**

વાળી લે મનને ને ઝાલી લે જીવને, બેસ જરા એકાન્તમાંરે,
તપાશી જો તું તત્વ એ ત્હારૂં, ભુલી જઉ શું ભ્રાંતમાંરે-ટેક.
હાડમાંશ ચર્મ રૂધિરે ભરીયું, પંચ તત્વ કેરૂં પુતળુંરે,
જળ તેજ વાયુ આકાશને પૃથ્વિ, મોહ ધરી તેમાં શું પળુંરે-૧
સત્વ, રજ, તમ, પ્રકૃતિથી, ત્રિગુણી માયાનો તંત છેરે,

ઉદ્દ્ભવ સ્થિતિ ભીતિ ભરી ભાસે, આખરે અંત તે અંત છેરે-૨
તેપર પરિબ્રહ્મ રહ્યા છે પોતે, જુકિતયે જીવ ત્યાં જોડયનેરે,
બીજી બધી જાણ જુઠી આ માયા, સાચા સંગે તન તોડયનેરે-૩
ગુરૂનું જ્ઞાન લે ઘટમાં ઉતારી, આવાગમ ભય ટાળવારે,
હરિપ્રસાદ હેત કરીને શાંતિથી, હરિને હરદમ સંભાળવારે-૪

---

## કોઈ શું કેહેશે ઉપદેશ. ઘોળ ૪.

### राग. उपरनो.

કોઇ શું કહેશે ને સમજણ દેશે, આપો તે આપ વિચારવુંરે,
જ્ઞાન દૃષ્ટિ કરી ઘટમાં જોઉં, અસત્યને સત્ય ના ધારવુંરે-ટેક.
સદ્દગુરૂ કેહેણીયે રાખવી રેહેણી, ઝીણી દૃષ્ટિયે જીવણ જડેરે,
ફંદનાં ફોકટ ફાંફાં દે છોડી તો, શીડી સત્યની તું ચડેરે-૧
મન મુરખને લે તું મનાવી, વેળા આવી ફરી નહિ મળેરે,
જ્ઞાન સુધારસ ઝીલતાં જોને, ઢંગ વિના ધૂળમાં ઢળેરે-૨
ફરી ફરી નહિ મળે અવસર આવો, ઘડીયે ઘૂંટ ભરાય છેરે,
આજકાલ કરતાં જોને અભાગી, લાખેણી વેળા વહી જાયછેરે-૩
થવાનું ખોટું થશે કોણ જાણે, થયું તે સાચું તું જાણ નેરે,
વિજળીના ઝબકારા જેવું આયુષ્ય, હરિપ્રસાદઉર આણ નેરે.-૪.

---

## રસના રામ રટ. उपदेश. पद १.

### राग द्रुगरस भर मोरे दिल छाई रही.

રટ રસના હરદમ હરિ હરિ, નહિ મળે મનુષ્ય જન્મ ફરી ફરી-ટેક.
ચિત્ર વિચિત્ર જાળ માયાની, દે સમજી સમજી પગ ભરી ભરી-૧.
મ્હારૂં ત્હારૂં તજી અહંતા મમતા, દુર રહે દુરિજનથી ડરી ડરી-૨.

સંત સમાગમ કર શાંતિથી, મન સ્થિર કર ધ્યાન ધરી ધરી–૩.
સદ્‌ગુરૂ શબ્દે સુરતા રાખી, વગર વિલંબે બેસ હરિ વરી–૪.
સત્ય શિયળ પ્રિય વચન વદીલે, શાંત સમાધિ ધર ખરી ખરી–૫.
એક તાર દશ ઇંદ્રિનો કરી લે, હુંપદ હોળી જાય ઠરી ઠરી–૬
ચિનવન કર નિશદિન ચિદ્રુપનું, થાય વિષય વાસના પરી પરી–૭.
તત્વ મસિપર તાર લગાવી, આત્મ જ્યોત જો જરી જરી–૮.
હરિપ્રસાદ કર નિશ્ચય મનથી, જા પછી ભવસિંધુ તરી તરી–૯.

---

## રટી લે રાધે સ્યામ. ઉપદેશ. પદ ૧. રાગ. આશાવરી.

(નર તું હે પશુ સમાન, ભજન વિના નર તું હે પશુ સમાન એ લય.)
રટી લે તું રાધે સ્યામ, જંજાળી જીવ, રટી લે તું રાધે સ્યામ; ટેક.
આ અવસર ફરી નહિ આવે, કાળ નિશદિન ફેરી લગાવે,
આયુષ્ય ત્હારૂં તો વહી જાવે, મુકી દે મન તું મામ–જંજાળી ૧.
"અભિમાને અથડાઉં છું, આ ભવ જળની માંહ્ય—,
અનેકવાર તું આવીયો, વિચાર કરી જો કાંય—"
ક્યાંથી આવ્યો ક્યાં તું જવાનો, કોણ છું જો તું બન્યો દિવાનો,
ક્યાં સુધી અહિં તું છું રેહેવાનો, તપાસી જો તે તમામ–જંજાળી ૨.
" કરી કરારને આવીયો, દેવું પતાવા કાજ—
વચન વિસરી શું ગયો, સજી મોહનો સાજ."
શર્મ શર્મ શું મુખ બતાવે, ફંદે ફસાઇ ગાલ ફુલાવે,
હરિપ્રસાદ તુને સત્ય સમજાવે, અંતના બેલી રામ–જંજાળી ૩.

---

**ગાને ગોવિંદ ગોપાળ. ઉપદેશ. પદ ૨. રાગ. ઉપરનો.**

નિશદિન ગોવિંદ ગોપાળ, ગાને તું, નિશદિન ગોવિંદ ગોપાળ, ટેક.
સમજ સમજ સત્ય તું પ્રાણી, મોહ માયા આ જુઠી લે જાણી,
સંસાર સુખ લે મિથ્યા પ્રમાણી, આ સૌ આળ પંપાળ–ગાને ૧.
"ધરા ધામ ને ધન ઘણું, અંતે અહિં રેહેનાર—
સાથે કાંય નહિ આવશે, ગજ ગાડી ઘરબાર."
ધર્મ ધરી જે દાનજ દીધાં, પુન્ય ભજન પરમાર્થ કીધાં,
સત્સંગે જ્ઞાન ગંગ જળ પીધાં, તે આવશે સંગ અંતકાળ–ગાને ૨.
"દયા ક્ષમા ને દિનતા, સત્ય શાંતિ શ્રદ્ધાય—
સમ, દમ, સંતોષથી સદા, હરિ ભજે ભય જાય"
કટીબદ્ધ થઇને કર એ કમાણી, તજ અહંકાર ટેક મન આણી,
હરિપ્રસાદ હરિ એક લે જાણી, બાંધ્ય પાણી પેહેલાં પાળ–ગાને ૩.

---

**શું કરે તું અભિમાન. પદ–૩. રાગ ઉપરનો.**

શું કરે તું અભિમાન મુરખ મન, શું કરે તું અભિમાન. ટેક૦
વાદળ વિજ સમ ત્હારી જુવાની, ક્ષણ એકમાં હતી ન્હોતી થવાની,
નામ નિશાની ઉડી જવાની, નાદાની કર ના નાદાન–મુરખ. ૧
"મહિ ધારણ જે મહિપતિ, ગયા મહિમાં સમાઇ—
તન ધન ત્રિયા તે તણી, ગયાં પાછળ ના કાંઇ."
ઉદય લહેનો અસ્તજ કાહાવે, ખિલ્યાં તે તો જરૂરી ખર જાવે.
[illegible] શિર [illegible] ગાલ ફુલાવે, [illegible] વરસે તોફાન–મુરખ. ૨

"કાયા સુખને કારણે, કરતો લાંબી આશ—
સમય આવે સામટું, થાશે એક દીન નાશ"
ગર્ભવાસમાં રક્ષો જેણે, પ્રખર પ્રદેશ બતાવ્યો આ તેણે.
હરિપ્રાદ કહે રહે તું રેહેણે, ના થા શ્વાન સમાન-મુરખ. ૩

---

**કર મન ભજ ન વ્યહ પાર. उपदेश. पद ४. राग उपरनो.**

કર મન ભજન વ્યહપાર, આ ભવમાં, કર મન ભજન વ્યહપાર. ટેક.
અવર ધંધો તે ધંધો ના કાહાવે, લાભ ખોટથી દિલ ડોલાવે,
હરિ ભજનમાં હાની ના આવે, સમજ સમજ સત્ય સાર-આ૦ ૧
"અઢળક નાણું નામનું, લેવાય તેટલું લે—
સમ્પત્ત વાધે સત્ ઘણી, વળી બીજાને દે"
ભજ ભજાય રાખી લે રૂદિયે, કૃપણતા ના કરીશ કદીયે,
સ્નાન કરી લે સત્સંગ નદીયે, દે મુકી ખુલ્લો ભંડાર-આ૦ ૨
"અસત્ય આ સંસાર છે, એક સત્ય હરિનું નામ—
સ્વાનંદ સુખને માણવા, રટ રાત દિન રામરામ"
જુઠી જાણી લે જગબાજી, ગોવિંદ ગુણને ગાતું ગાજી,
હરિપ્રસાદ હરિને કર રાજી, થઈ જાય બેડો પાર-આ૦ ૩

---

**રામ રટવા વિશે. उपदेश. पद-१. (मालकोश.)**
**राग. मधुरी प्रीत करी क्यां छुपाइ.**

અરે તું રામ રટને હો ભાઇ, આછે સંસાર દુઃખદાઇ. અરે તું. ટેક
યૌવન તન ધન જાશે એકદિન, શું ગયો ત્હેમાં હરખાઈ. અરે તું. ૧
સુખકર જેછે દુઃખમય તેછે, થશે અંતે ભુંડી ભવાઈ. અરે તું. ૨

સમજ સમજ તજ ખોટી ખટપટ, છળમાં ના જારે છુંદાઈ. અરે તું. ૩
હરિપ્રસાદ ગુરૂજ્ઞાન ગ્રહીને, ગા ગોવિંદને ધાઇ ધાઇ. અરે તું. ૪

---

## સ્ત્રી વિષની વેલી છે. उपदेश. पद-२.

### राग. उपरनो.

પોકારે પ્યારી પ્યારી શું કહીને, ગાજે શું ગોરીના ગુણ ગઇને. પો.
નહિ પ્યારી ત્હારી હિત કરનારી, તૃપ્ત થશે ત્હને ખૂબ ખઇને. પો.
હાડ ચર્મ છે માંસ નરમ એ, રૂધિર પાચપરૂ રહ્યુ તેમાં વહીને પો.
મોજ શું ઉડાવે સમજ ના આવે, મરી જવાનો મૂઢ પસ્તાઇને. પો.
વિષય વાસના વિષની વેલી, હરિપ્રસાદ કહે તજ તું ચહીને. પો.

---

## ભુલીજા. उपदेश. पद ३.

### राग. उपरनो.

ભુલીજા ભોગ વાસના ત્હારી, લે અખંડ આનંદ ઉર ધારી. ભુ. ૧
દૃશ્ય પદારથ અનર્થનુ મૂળ છે, જો તું સર્વે શાસ્ત્ર વિચારી. ભુ. ૧
વ્યવહાર વાત દે ખટપટ છોડી, નાંખ્ય મન મરકટને તું મારી. ભુ. ૨
અભેદ આત્મ સ્વરૂપમાં રમને, દેહાધ્યાસ દે સઘળો વિસારી. ભુ. ૩
હરિપ્રસાદ સદ્‌ગુરૂ સદ્‌બોધે, પામીજા શાંતિ પદ સુખકારી. ભુ. ૪

---

## ભલા મન ગોવિંદ ગા. उपदेश. पद ४.

### राग. उपरनो.

ભલા મન ગોવિંદ ગોવિંદ ગારે, નિત્ય સત્સંગ ગંગમાં ન્હારે. ટેક
હઠ તજી ભજ હરિવરને હેતે, ભવસાગર પાર તરી જારે. ભ. ૧

માન બડાઈ ઈર્ષા દે મુકી, સાચા સદ્‌ગુરૂ શણુ થારે. ભ. ૨
મોહ મદ મત્સર કુંપદ ત્યાગી, દયા દાન દિનતા સ્હારે. ભ. ૩
હરિપ્રસાદ હરનિશ હરિ શેવા, સંત સાધુ પદચિત્ત ન્હારે. ભ. ૪

---

## ગર્વથી હાની છે. ઉપદેશ. પદ ૧.

### राग मोरली वागी मने रामनाम ल्हे लागी.

ગર્વે ગાજી શું રહ્યો માયાને ન્હાજી. ગર્વે૦ ટેક.
મંદ મતિના જીવ એ ઘેલા, છતમાં શું કરૂં ડેલં ડેલા,
પાછુવાળી જો જરી છકેલા, મુકય પતરાજી. શું રહ્યો. ૧
ગયા ગાદીપતિ ખાઇ ગોથાં, પંડિત ચાલ્યા મુકી પોથાં,
ઠાલાં શિદ મારે છે ઓથાં, નથી વાર ઝાઝી શું રહ્યો. ૨
લંપટ લપટાયો મદ લાળે, ચિત્તડું ચડાયું છેકજ ચાળે,
મિથ્યા વિંટાયો મોહજાળે, થઇને રાજી. શું રહ્યો. ૩
ફોકટ ફુલણજી થઇ ફુલ્યો, આશા તૃષ્ણા માંહી ઝુલ્યો,
હરિપ્રસાદ કહે સત્ય ભુલ્યો, હાર્યો પાજી–શું રહ્યો ૪.

---

## સમજી જા. उपदेश. पद २. राग उपरनो.

સમજી મને—તું રામ નામ નિત્ય ગાને, સમજી ટેક.
શમ, દમ, શાંતિ સત્ય આચરને, ધ્યાન સાચા ધણીનું ધરને;
ભંડાર ભક્તિ ભાવનો ભરને, વ્હેલો થાને-તું રામ ૧.
માયા કાયા જાણુને કાચી, રેહેને સંત સમાગમે રાચી;
લેને જગ કર્ત્તાને જાચી, ગુરૂ કર સ્હાને-તું રામ ૨.

રાગ દ્વેષ ને મ્હારૂં ત્હારૂં, છોડી દે ને માયા લ્હારૂં;
શાસ્ત્રનું વચન માની પ્યારૂં, ધરી લે કાને-તું રામ ૩.
ચરી લે ચોખ્ખો સત્યનો ચારો, કરી લે સફળ જન્મ જીવ ત્હારો;
હરિપ્રસાદ હરિરશ પ્યારો, પીને પાને-તું રામ. ૪



**હરિ ગુણ ગાવા उपदेश. पद १ राग जुओ जुओ जगतनी मायाने.**

આવો આવો હરિ ગુણ ગાવાને; આવો. ટેક.
મન ચિત્ત બુદ્ધિ સ્થિર કરી, બેશો સતસંગમાં જરી સ્નેહે કરી;
ધરી વિસુદ્ધ પ્રેમને ઉર, ભાવે ભરપુર, રહોના દુર.-હરિ ૧.
જાણો જગતની બાજી જુઠી છે, ખાલી વાયુની જેમ મુઠી છે;
સત્ય વસ્તુ નિશ્ચય કરી, મનમાં ધરી, રહો આદરી.-હરિ ૨.
સુખ સર્વોત્તમ સત્ય સાધિલ્યો, શુદ્ધ જ્ઞાનની ગાંસડી બાંધી લ્યો;
જેથી જન્મ મર્ણ ભય જાય, નિજાનંદ થાય, હૈયું હરખાય.-હરિ ૩.
સદગુરૂનાં વચનો વહાલાં ગણી, લ્યોલક્ષમાં સાચાં વણી વણી;
કહે હેતે હરિપ્રસાદ, છોડી દયો વાદ, રાખો મન યાદ-હરિ ૪

---

**ભુધર ભજવાનું ભુલવું નહિ. उपदेश. पद २. राग उपरनो.**

ભુલો ભુલો ના ભુધર ભજવાને. ભુલો ટેક.
જઠરામાં જેણે જતન કર્યું, લોહી માંસ ચર્મમાં પય ભર્યું,
તજી ના દયો તે વિશ્વાસ, કરોઅભ્યાસ, રાખો હુલ્લાસ-ભુધર ૧
સંસાર અસાર આ લ્યો જાણી, મોહ માયાની મ્હોટી ધાણી;
મહી પડતાં નિકળે તેલ, વિચારીખેલ, તજી દયો ફેલ-ભુધર ૨

સંત શાસ્ત્ર પોકારો કરી કરી કહે, શાણા સમજીને અલગા રહે;
અજ્ઞાની મહી અથડાય, બહુ કુટાય, ડાહ્યા દુર થાય–ભુધર ૩
નિત્ય નિત્ય ઘડી પળે ગોવિંદ ગાવો, હરિપ્રસાદ કેહે હરદમ લ્યો લ્હાવો;
જાઓ સંસાર સિંધુ તરી, કહો હરિ હરિ, રહો ઠીક ઠરી–ભુધર ૪

---

## પરસ્ત્રીની પ્રીત ના કરવી उपदेश. ठुमरी १

### राग. परमेश्वर पत राखजो मारी.

નવ કરશો કોઈ નરવીર શાણા, પરનારીથી નેડોરે,
કોટે વળગી કોડે કામની, કદી નહિ મુકે કેડેરે. નવ કરશો. ટેક.
દર્શનથી ચિત્ત ચોરે ચપળા, સ્પર્શતાં બહુ બળ જાય રે,
સંભોગથી સુક્રિત સૌ નાશે, રાક્ષસિ રામા ગણાયરે. ન. ૧
મુગ્ધા ભાવે ભૂમિ ઢાળે, મુરખ મન મલકાયરે,
વ્યશન વળગે વિનિતા કેરૂં, વિભુ વેરી સદ્દ થાયરે. ન. ૨
ભારજ ભાગે ભૂમંડળમાં, હાથે હળવું થવાયરે,
બોલાવે નહિ ઘરમાં કોઈ, વિશ્વાસ ઉઠી જાયરે. ન. ૩
હામ દામને ચામ ચુંથાયે, ઠામ મળે નહિ ઠરવારે.
કાચું રસાયણ કામિની સાચું, બળીયા પડતા મરવારે. ન. ૪
ભામિની ભોળી નાંખે રોળી, ભુપાળ ને ભૂપાતીરે,
અબળા નહિ પણ પ્રબળા જાણો, ધાર્યું કરી ધરાતીરે. ન. ૫
ફંદી ફરેલી ખાયે ફોલી, જાુઠા બોલી જાણોરે,
સ્વછંદી મન મેલી ગંદી, તાતી ધાર પ્રમાણોરે. ન. ૬
કાળી કટારી નારી નઠારી, વ્હાલ ધરી વિખ પાતીરે,
માત ભ્રાત સુત સ્વામી સંહારી, શત્રુ સન્મુખ જતીરે. ન. ૭

દગલબાજ દુરાચરણી એ, દીલ બે દીલથી ફરતીરે,
મુખમાં અમૃત ઉરમાં હળાહળ, છળે છાતી ઉછળતીરે. ન. ૮
સતિનારી સ્હામું નવ જુવે, ભૂંડણ બધે ભચકાતીરે,
વિશ્વાસ કરશો નહિ કોઈ વિરો, ગુણહિણ જાણો ઘાતીરે. ન. ૯
લાખ ટકાની લાજ લુંટાવે, અંતે નરકે પડવુંરે.
પરનારી પરભવની પીડયા, સ્વપ્ને પણ ના અડવુંરે. ન. ૧૦
શાસ્ત્ર વચન નહિ માનો તો, વપુ વિત્ત વકકર ખોશોરે.
હરિપ્રસાદ કહે મરદ ગરદ થઈ, અંતરે દરદથી રોશોરે. ન. ૧૧

---

**આળશ તજીદે. उपदेश पद १.**

**राग. कोइ मने कृष्ण देखाडोरे, मधुवनमां.**

જરા આળસ તજ અભાગીરે, જોને જાગી.
માથે કાળની નોબત વાગીરે, જોને જાગી.
આશા તૃષ્ણા લોભ લાલચ કેરી, લુંડા ત્હને લાલ્ય લાગીરે. જોને. ૧
આયુષ્ય દોરીનો આવી રહ્યો છેડો, માયા મમતા નવ ત્યાગીરે. જોને ૨
હું પદ હોળી ના થાય હૈયે ભડકા, વિષયનો તું રાગીરે. જોને ૩
હરિપ્રસાદ કહે હીરો હારી બેઠો, હાથે દુઃખ લીધું માગીરે. જોને ૪

---

**ગોવિંદ ગુણ ગાવા. उपदेश. पद २. राग उपरनो.**

અલ્યા ગોવિંદ ગુણ ગા ગાજીરે. થઇ રાજી.
છોડી દેને બધી પતરાજીરે. થઈ રાજી. ટેક.
અનેક યોનિમાં ધર્યા જન્મ ઝાઝા, કેહેતાં મરું હુંતો લાજીરે થઈ. ૧
રાય રંક કીટ પતંગ થઈને, મુઓ ત્રિ તાપે દાઝીરે, થઇ. ૨
ફુલ્યો શું જોઈ તું ફોકટ ફંદે, સ્વછંદે પીડાતો પાજીરે. થઈ. ૩
હરિપ્રસાદ હરિ ભજી લે ભુંડાં, મૂંડી કરી લે તાજીરે. થઈ. ૪

**ભગવાનને ભાવે ભજવા. उपदेश. पद १.**

**राग-हरि भजन थकी छोटा होय ते सउथी मोटा थाय.**

ભજ ભુધરજી (૨) ભાવ કરીને ભજતાં ભવસાગર તરૂં,
શ્રી હરીવરજી (૨) નેહ કરીને નિરખું તો નિશ્ચે ઉગરૂં, ટેક.
જો ઉગરવાની હોય મરજી, કરીલે રાજી કમળા વરજી,
સ્વિકારી ત્હારી એલે અરજી, ભજ. ૧
તું અરજી આપજે હેતધરી, લખતાં કરજે બહુ કારીગરી,
કોટી કોટી વાર પ્રણામ કરી. ભજ. ૨
માગજે મન મુકીને મ્હાવો, કરી ભકિત લેજે તું લ્હાવો,
સદ્ગુરૂનો રાખજે પુરાવો. ભજ. ૩
તજી દેજે અનીતિની બાજી, સ્વધર્મમાં રહેજે તું રાજી,
હરિપ્રસાદ શિખ શું દે ઝાઝી. ભજ. ૪

---

**ગયો વખત નહિ આવે. उपदेश. पद १.**

**राग. नही चीज कोइ गळी. (कलिंगडो.)**

ગયો વખત નહિ આવે, મુસાફિર ગયો વખત નહિ આવે. ટેક.
માયા વર્ણના મિથ્યા મનમાં, શિદને ઉભરા લાવે.
સમય સમયની છાંય છે જુદી, સુખ દુઃખ આવે જાવે. મુસાફિર ૧
કીમિયાગર સદ્ગુરૂ લે સોધી, પડળ દુર કરાવે.
સુફળ સફર થઈ જાય સંસારની, પૂરણ પદ તું પાવે. મુસાફિર. ૨
બીજ જેવું વાવે છે પ્રાણી, ફળ તેવું તે કાહાવે.
હરિપ્રસાદ ધરી શાંતિ મનમાં, ભજ ભુધરને ભાવે. મુસાફિર. ૩

## ભજ મન તુહી તુહી રામ નામ. ઉપદેશ. પદ ૧. રાગ ભૈરવી.

ભજમન તુહી તુહી રામ નામ, તુહી તુહી રામ નામ. ભજમન. ટેક
રામ નામ નિરંતર રટને, તજી તૃષ્ણાયો તમામ. ભજમન ૧
આતસબાજી ખેલ ખલકનો, સમજી શેવ્ય સુખધામ. ભજમન ૨
આત્મ ચિત્વંન કર ચિત્તલાઇ, અંતર ધરી આરામ; ભજમન ૩
હરિપ્રસાદ ભજ હરિ હરનિશતું. વાલો વિપત્તનો વિસરામ. ભજમન ૪

---

## વારે વારે ત્હને શું કેહેવું રે, ઉપદેશ. પદ ૧. રાગ. મ્હારે માથે કોપી રહ્યો કાળરે.

વારે વારે ત્હને શું કેહેવું રે, જીવડા બહુ ભુલ્યો.
કંઇ શિખ્યોના શાણપદ રહેવુ રે, ફોકટ બહુ ફુલ્યો. ટેક.
નથી ચેતતો સદ્ગ્નાન બોધેરે, જી. કરી મમતા મુઓ અવરોધેરે. ફો.
જાણું પણ જીવ ત્હારો ના ચાલેરે; જી.મોહમદિરા પાન કરી મ્હાલેરે. ફો.
જરા દેહાધ્યાસ નથી ઘટતોરે, જી. પંચ વિષયનો પાસ નથી મટતોરે. ફો.
બહુ બહુ સમજાવ્યો સાનેરે; જી. બધુ બાળી બેઠો બેભાનેરે. ફો.
સતસંગમાં બેશી ઉઠયોરે, જી. પછી કર્મ કુટાળો કુટયોરે. ફો.
રહ્યો ગાંગડું મગના જેવોરે; જી. નથી મુકતો મૂળની ટેવોરે. ફો.
શિખવાનું કંઈ ના શિખ્યોરે, જી. નવા નવા રંગોમાં રીઝ્યોરે. ફો.
ડાહ્યો થઇને દાટ બહુ વાળ્યોરે, જી. બધો જન્મ ધિંગાણામાં ગાળ્યોરે. ફો.
બ્રહસ્પતિ જેવા બોલ બોલુ રે, જી. ત્હારા અંતરની ફળીયો ના ફોલુંરે. ફો.
કર્યા કર્મ વિચિત્ર વગોયલાંરે, જી. ખરાં ખોટાં કુટયાં તે છોયલાંરે. ફો.

માયા જાળમાં મન રહ્યું ભટકીરે, જી. સત્ય લાગી ના ચિત્તમાંચટકીરે. ફો.
ઘેલો થઇને કરતો ગુલામીરે, જી. હરિપ્રસાદ કહે અલ્યા હરામીરે. ફો.

---

## ત્હારા બોલવામાં ઢંગ ના ધારૂંરે. उपदेश. पद २.
### राग. उपरनो.

ત્હારા બોલવામાં ઢંગ ના ધારૂંરે, જીવડા જો જાગી,
નથી જોતો કંઈ સારૂં નઠારૂંરે, અલ્યા હિણુભાગી—ટેક.
બહુ બહુ તણાઉં છું તોરમાંરે જીવ૦ ઝેર વેર કરતો બહુ જોરમાં—અ૦
મ્હારૂં મ્હારૂં કરીને માથું કુટ્યુંરે. જીવ. હડકાયા હૈયું ત્હારૂં ફુટ્યુંરે—અ.
મન માને તેવો ધર્મ કીધોરે, જીવ. ઉલટો પાપનો પોટલો લીધોરે—અ.
કહ્યું શાસ્ત્રનું ના માન્યું કાનેરે, જીવ. ચડયો આશા તૃષ્ણા તોફાનેરે—અ.
તજી અમૃત ને વિખડું પીધુંરે, જીવ. ખરૂં સુખ તેં ખર ખોઇ દીધુંરે—અ.
મીચી આંખ્યો તેં ના કરી ઉંચીરે જીવ. ના જાણી તેં જ્ઞાનની કુંચીરે—અ.
સિધ્ધો મારગ હાથે કરી ચુકયોરે, જીવ. પ્રપંચપમાંર્થે પુરો મુકયોરે—અ.
ગુરૂજ્ઞાનની વાત નથી ગમતીરે, જીવ. ત્હારી રસના રસમાં રમતીરે—અ.
ત્હારી મનોવૃત્તિ વિષયમાં મ્હાલેરે, જીવ ઝડપાં મારીને કંઈ કંઈ ઝાલેરે—અ.
મન માને ત્યાં માયા જોડીરે. જીવ. સ્વકર્તવ્યની ફર્જ નાંખી તોડીરે—અ.
મદજાળમાં મૂઢ લલચાયોરે, જીવ. ઢોંગ કરીને ધર્મી કેહેવાયોરે—અ.
જરા જોઈ વિચારીને ચાલ્યરે, જીવ. બળી બુદ્ધિ બોલ્યું ત્હારૂં બાળ્યરે—અ.
ખર ખળીજા જતાં ખોટી વાટેરે, જીવ. કહે હરિપ્રસાદ ત્હારે માટેરે—અ.

---

## દોડાદોડ છોડી દયો. उपदेश. पद १.
### राग-सार आ संसारमां ना जोयो—

ગાફલ ગુમાની ગોથાં ખાવ છો, દોડાદોડ કરી શિદ તમે ગાફલ–ટેક.
વેદાન્તના વૃત્તાંતને ના જોતા, જાણ્યા વિના સત્ય વસ્તુને ખોતા,
ખરૂં તિર્થ તજી ખાળમાં શિદ ન્હાવ છો, દોડાદોડ કરી શિદ તમે–ગા. ૧
મનને મનાવા માથાકુટ કરતા, ભરેલું ઠાલું કરીને શું ભરતા,
નિજ સ્વરૂપ ભુલીને અથડાવ છો, દોડાદોડ કરી શિદ તમે–ગા. ૨
બ્રહ્મની શકિત મનમાયાને જાણો, પ્રતિબિંબ બ્રહ્મનું જીવને પ્રમાણો,
જાણી તે વિસરી કયાં જાવ છો, દોડાદોડ કરી શિદ તમે–ગા. ૩
તજી ઉપાધિ જુઓ નિજ નામને, હરિપ્રસાદ જરૂર પામો પૂર્ણ ધામને,
તમે ગુરૂગમ વિના ગુંચવાવછો, દોડાદોડ કરી શિદ તમે–ગા. ૪

---

## મમતને ત્યાગો. उपदेश. पद २. राग उपरनो.

મતિલાઓ મમતાને ત્યાગો, સભર ભર્યો બ્રહ્મ એ છે. મતિલા–ટેક.
મળ વિક્ષેપ આવર્ણ ઉપાધિ, તેહ ટળતાં થાય સ્હેજ સમાધિ,
માયા ઇંદ્રિજાળમાંથી જરા જાગો, સભર ભર્યો બ્રહ્મ એ છે–મ. ૧
સતસંગત કરો સદ્‌ગુરૂ સેવના, ભકિતભાવે ગુણ ગાઓ ઇષ્ટદેવના,
ખોટું મમત્વ તજી માફ માગો. સભર ભર્યો બ્રહ્મ એ છે–મ. ૨
જાણુવાની વસ્તુ જુક્તિ કરી જાણો, સત્‌ચિત્ત આનંદથી મોજ માણો,
વિષય વાસનાથી વહાલા દુર ભાગો, સભર ભર્યો બ્રહ્મ એ છે–મ. ૩
જગજાળ દુર થાય પ્રેમરસ વાધે, હરિપ્રસાદ હરિ હીરો હાથ લાધે.
જગાડે સદ્‌ગુરૂ (જ્યોત) ઝટ લૈ જાગો, સભર ભર્યો બ્રહ્મ એ છે–મ. ૪

---

**કાયારૂપી હોડી ઉપર. उपदेश. पद १.**

**राग-गाने गाने गोवालिया तुं वांसलडीमां गीत.**

આ હંશલા ત્હારૂં હોડીયું જો, હાલક ડોલક થાય,
હાલક ડોલક થાયરે, કાંઇ દરીયે ગોથાં ખાયરે. ઓ હંશલા-ટેક
વિષયી વા ક્વાયો ઝાઝો, જીવરાજ મુંઝાય,
ઢીંમ્મર મન ધુતારૂં દિશે. ઉત્તર ના દે કાંયરે. ઓ હંશલા-૧
જુનાં પાટીયાં ભાંગે ભડાભડ, ભિત્તર પાણી ભરાય,
ઉલેચતાં નવ પારજ આવે, હૈયું હારી જાયરે. ઓ હંશલા. ૨
સ્નેહી ત્હારા સાથિડા જો, કરી રહ્યા હાય હાય,
હરિપ્રસાદ કહે ચેતી જાને, કરી લે હજુ ઉપાયરે. ઓ હંશલા. ૩

**સજ્જનનો સાથ. उपदेश. पद २. राग उपरनो.**

અલ્યા સજ્જન કરી લે સાથિડા, તું દુરિજન સંગત છોડય,
તું દુરિજન સંગત છોડયરે, ના ખોટું માથું ફોડયરે. અ. ટેક
હું મ્હારૂં મમતાળા મનની, મુકી દેને મરોડ,
પડયો પ્યાલો સુધાનો પાસે, શિદ કરે દોડાદોડયરે. અ. ૧
સદ્‌ગુરૂ શબ્દ સાચા ગણી લે, ચિત્ત ત્હારૂં ત્યાં ચ્હોડય,
પ્રગટ પુરૂષના પાય ઉપાસી, તન મન ત્હારૂં તોડયરે. અ. ૨
ભલો થવા શું ભાર વહે છે, માયામાં ધરી કોડ,
કહે હરિપ્રસાદ સતસંગ રંગમાં, જીવ નિત્ય નિત્ય તું જોડયરે. અ. ૩

**અવસર જાય છે. उपदेश. गरबी १. राग-अबरो काळ झपाटोरे.**

અવસર જાય છેરે, ચિત્તમાં ચેતીને સઉ ચાલો, ટેક૦
કાળની નોબત શિરપર વાગે, ફક્કડ થઈ શું ફરતા;

મોહમાયાના મદમાં ઝુલી, વિચાર કાંઈ નથી કરતા—અવસર. ૧
જોબન તનધન ત્રિયા ને વળી, આબરૂમાં અથડાતા,
ગંદી દેહનો ગર્વ કરીને, મન ઘણું મલકાતા—અવસર. ૨
પ્રપંચ પ્રેમમાં સુરાપુરા, હડકાયા થઇ હાલો;
મદ ઝરતા હાથીની પેઠે, મન માને તેમ મ્હાલો—અવસર. ૩
દીનદીન દોડી કરી કલ્પના, હરિવરને વિસાર્યા,
જંપ વાળી ના જુગદિશ જપીયા, ખોટા ગપોટા માર્યા—અવસર. ૪
કાયા જુઠી માયા જુઠી, જુઠી જગની બાજી,
ખેલ ખેલો છો શું ખુંખારી, નથી કરતા પ્રભુ રાજી—અવસર. ૫
ધર્મ કર્મ સત્ય મુકયું ઢાંકી, જોયું ના અંતર ઝાંખી,
હરિપ્રસાદ કહે તજી શાંતિ ને, રીત રૂડી ના રાખી—અવસર. ૬

---

**અરે આ શું કર્યું? उपदेश. गरबी २. राग उपरनो.**

અરે આ શું કર્યું રે, જરા જોને આંખ્ય ઉઘાડી, ટેક
લક્ષ ચોર્યાશી ભોગવી આવ્યો, જનુની બારે મારી,
ગર્ભવાસમાં કોલ કર્યો તે, મુકયો કેમ વિસારી—અરે આ. ૧
પાહિ પાહિમાં તેં પોકાર્યા, જઠરામાં જીવણજી,
જઠરાજ્વાળે જ્યારે બળતો તો, કોણે ઉગાર્યો એવણજી—અરે આ. ૨
વાયું વિના ત્યાં મન મુંઝાઈ, ગળગળો થઈ ગુણ ગાયા,
તે વેળા એક ધરણી ધરજી, ધશમશીને ધાયા—અરે આ. ૩
મુક્તદ્વાર કર્યો મોહનજીયે, દયા દિલમાં આણી,
માયા ફંદમાં આવી ફસાયો, ના ગોવિંદની ગત જાણી—અરે આ. ૪
જરજોબન જુવતિની સંગે, મોજ માણી શું મ્હાલો,

પંથ તજી કુપંથે પ્રાણી, જાણી જોઇશું ચાલો-અરે આ. ૫
ખોટાને ખરૂં લીધું માની, જોયું ના અમૃત ચાખી,
હરિપ્રસાદ કહે તજી શાંતિને, રીત રૂડી ના રાખી-અરે આ. ૬

---

**માનોને મ્હાયરૂ રે. ઉપદેશ. ગરબી-૩. રાગ ઉપરનો.**

માનોને મ્હાયરૂરે, હું તો વળી વળી મનાવું. ટેક.
આયુષ્ય એળે જાતું રહેશે, ધન જોબન લુંટાશે,
કમળ કળી સમ કાયા આ તો, રાખ માંહી રોળાશે-માનો. ૧
નયન નચાવી ચાલો હસ્યામાં, પોયણ પગની પાની,
વરણાગીમાં વાટ ઉકશે, ઉડી જાશે વાની-માનો. ૨
પ્રૌઢ પરિવાર સગાં સંબંધી, છત સઘળી છંડાશે,
કુપદમાં પડી જશો હેઠા, માંકણુ મોટી મંડાશે-માનો. ૩
રંગ પતંગ જાવાનો ઉડી, નહિ રેહે નામ નિશાની,
ખોળ્યા નહિ જડો ખલકમાંહી, મટી જશે મસ્તાની-માનો. ૪
હાથી હોદ્દા નોકર ચાકર, ખમ્મા ખમ્મા પોકારે;
સમય આવે સહુ દુર થવાનું, મરશો કાળ ફટકારે-માનો. ૫
આંખ્યો મીંચી અનર્થ કરતાં. ઉમ્મર ચાલી આખી,
હરિપ્રસાદ કહે તજી શાંતિને, રીત રૂડી ના રાખી-માનો. ૬

---

**કેહેવું કેટલુંરે. ઉપદેશ. ગરબી ૪. રાગ ઉપરનો.**

કેહેવું કેટલુંરે, સમજી થોડામાં સઉ લેવું ટેક.
ચપળાના ચમકારા જેવુ, આયુષ્ય આ લ્યો જાણી;
પલની પલકમાં જાશે પલટી, થાશે સઉ ધૂળધાણી-કેહેવું. ૧
ઉંઘ અહાર ભય મૈથુનમાં તો, જન્મ ઘણા ગુમાયા;

વારંવાર વિષયો સાથે, વળગી વળગી આવ્યા-કેહેવું ૨.
કાયાનું થયું જન્મ મર્ણ બહુ, પણ એની એ માયા;
માયાપતિને જોયા ના પરખી, ડાહ્યા ધૂળે નાહ્યા-કેહેવું ૩.
સુખ દુઃખના ડુંગર માંહી, દિલ રહ્યું છે ડોલી;
ધર્મ કર્મનો મર્મ ના જાણ્યો, બક બક કરો શું બોલી-કેહેવું ૪.
વિષ જેવા લ્યો વિષયો જાણી, તોડો વાસના વેલી;
ઇંદ્રિજાળ છે આ માયાની, સમજી લ્યો તે પેહેલી-કેહેવું ૫.
ગુરૂજ્ઞાનથી સમજી લ્યોને, દયા દિનના દાખી;
હરિપ્રસાદ કહે શાંતિ ધરીને: ચાલો રીત ઠીક રાખી-કેહેવું ૬.

---

## છતી આંખે અંધ. उपदेश. गरबी १.

### राग गोकुलिये लेइ चालोरे, ओधवराय.

છતી આંખે શું થયો અંધરે, જીવ તું જાગીને જોને-ટેક.
શાસ્ત્ર શુણે શુણે જ્ઞાનની વાતો, તોય કેમ નથી જતી ગંધરે-જી. ૧
લક્ષ ચોર્યાશી તું અથડાઈ આવ્યો, તજ્યો ના સ્વાર્થ સંબંધરે-જી. ૨
ખોટાને ખરૂં માની શું ખેલે, ધરણિમાં મચાવી ધંધરે-જી. ૩
આશા તૃષ્ણાને પુરે તણાયો, મ્હારાં કરી બધાં બંધરે-જી. ૪
તુથી અધિક (હતો) હુંપદનો ભરીયો, દબાઈ ગયો દશકંધરે-જી. ૫
હરિપ્રસાદ હારી ગયા હઠિલા, છતના છુટી ગયા છંદરે-જી. ૬

---

## ઠગણી ઠગીને જાશે. उपदेश. गरबी. राग मुखडानी माया लागीरे.

ઠગણી ઠગીને જાશેરે, ઠગારી એતો;
વિશ્વાસે વિખ પાસેરે, ચતુર ચેતો—ટેક.

હાવભાવે કરી માયા, ભ્રષ્ટ કરતી આ કાયા;
દાઢે બહુ બહુ દબાયારે, ચતુર ચેતો—૧.
મુખે મીઠું મીઠું બોલી, ફરંદીએ ખાય ફોલી;
રંકરાયને નાંખે રોળીરે, ચતુર ચેતો—૨.
બતાવીને પ્રીત પેહેલી, ખંખેરી લે ખોટું ખેલી;
અધવચ મેલે ઠેલીરે, ચતુર ચેતો—૩.
શ્વારથ સાધવાને ધારે, પ્રેમ બહુ બતાવે ત્યારે;
પાળી પેટમાં તો બારેરે, ચતુર ચેતો—૪.
સાધ્વીનો ડોળ દેખાડે, ગગનના તારા પાડે,
ઢાળી દે એ ધોળે દહાડેરે, ચતુર ચેતો—૫.
કરી સ્નેહ વિષ પાય, શત્રુ સન્મુખ જાય;
મુવા પર બેઠી ખાયરે, ચતુર ચેતો—૬.
વંઠેલી વ્હાલાને મારે, સુત સ્વામીને સંહારે;
કરે મન જે એ ધારેરે, ચતુર ચેતો—૭.
યોગિને યોગથી પડાવે, સતિને સ્હામી અડાવે;
આળ અન્યને ચડાવેરે, ચતુર ચેતો—૮.
નકટીને નમી જઈયે, જબરીને જવા દૈયે;
હરિપ્રસાદ હારી રહીયેરે, ચતુર ચેતો—૯.

---

**જીવન સુધારી લે. ઉપદેશ પદ ૧.**

**राग. बटवा गुंथन देरे मीजाजवा. ब.**

જીવન સુધારી લેરે, જીવડલા, જીવન સુધારી લે;
મરમાળી માયામાં, જીવડલા, જીવન સુધારી લે. ટેક.

છળ કપટ પ્રપંચ તજીને; ભજી ભુધરને રેહે;
કામ ક્રોધ લોભ મોહમદ મત્સર, માન ગુમાન મુકી દે–માન. મર. ૧
સ્વાર્થી સંસાર સંબંધ ખોટો, જુઠાને સાચુ શું કહે;
સમજી સમજી પગ દે પૃથ્વિપર, માથે છે જમનોભે–માથે. મર. ૨
પ્રાણ પડ્યા પછી પસ્તાઇશ પાકો, સવેળા સમજી લે;
શઠતા તજીને જો જરી જાગી, વિચારી ભાર શિર વેહે–વિચારી. મર. ૩
સદ્ગુરૂ શબ્દે સુરતા લગાવી, જન્મ સફળ કરીદે;
જાણવા જેવું જાણી લે સાચું, આતમ તણું સુખ જે–આતમ. મર. ૪
માન મુકીને માન્ય જરી મ્હારૂં, મુસ્તક નમાવી લે;
ફોકટ ફંદનાં છોડી દે ફાંફાં, લક્ષ લગાવીદે–લક્ષ. મર. ૫
માનતો નથી તું મન મગરૂરીથી, બળશે મસાણે મ્હે;
રાખમાં રોળાઈ એકદી જવાનો, નામ નિશાન નહિ રેહે–નામ. મર. ૬
તન ત્રિયા ધન જોડે નહિ આવે, આવશે પુન્યપાપ બે;
હુંપદ મુકી જરી બેસને હેઠો, સ્વરૂપ વિચારી લે–સ્વરૂપ. મર. ૭
ક્યાંથી તું આવ્યો ક્યાં છું જવાનો, કોણ અલ્યા તું છે;
વિવેકથી વિચાર કરી જો, સતસંગ સોધિ લે–સત. મર. ૮
ગુરૂ કૃપાયે નિજ પદ પામવા, કર વાસનાનો ક્ષે;
હરિપ્રસાદ સત્યવ્રતને શેવતાં, થાય બધે જે જે–થાય. મર. ૯

---

**અંતર ધ્વનિ. ઉપદેશ ગઝલના રાગમાં પણ ગવાય છે.**

સત્ય શબ્દો જાણજો સૌ, શાણા જન મુજ મુખના;
હૃદયથી કદી નહિ ડગું, ભલે દિન હોયે દુઃખના;
સંકલ્પ મ્હારો સિદ્ધ છે, તે કોટી કલ્પે નહિ ફરે;

ટેક હરિ મુજ રાખશેએ, શાંતિયે સુખ આખરે.
દેહવાદીયો ને દાઝય છે તો, મ્હારે પણ સત્ય આજ છે;
અલખ જગાવીશ એકલો, મ્હારી લક્ષ્મિ વરને લાજ છે;
જગે જન્મ જેણે આપીયો, તેણે માપ મ્હારો માપીયો;
સ્થિર કરીને સ્થાપીયો, શું જાણે તેને જગ પાપીયો;
જુવે જીવણથી જુદુ જે, જગ જીવોની તે ભૂલ છે.
કેહેર કરીને લ્હેર કરવી, આખર ધૂળની ધૂળ છે;
અન્યાયનાં પગલાં ભરી, જાવું જમના દ્વારમાં;
આત્મ સ્વરૂપ જાણ્યું નહિ, ધિક: પડ્યો અવતારમાં;
અવતાર સફળ હું કરૂં તો, જીવ્યું મારૂં જાણજો.
દેહના દેવને મેળવું તો, પાકો મને પ્રમાણ જો;
રશિક રાધે સ્યામ જ્યારે, રાધા રમણ રૂદિયે રમે;
શોક સઉ મુંજ મન તણા, સમય આવે ત્યારે સમે;
શાંતિના સુખમાં પછી, આનંદ સાગર ઉછળે;
હરિપ્રસાદ જીવને જાણજો, થયો નિજાનંદ તે પળે.

---

**અજર અમર જીવનથી મરતો. उपदेश. पद १.**

**राग. जेणेरे गोविंदराम तमने विसार्या.**

નથી મરવાનો, જીવ નથી મરવાનો,
અજર અમર જીવ નથી મરવાનો–ટેક.
કર્યાં કર્મ ભોગવવા, ચોર્યાશી ફરવાનો;
પંચ ભૂત પડે તેનો, સોચ શું કરવાનો–નથી મરવાનો ૧
પાપાચર્ણ થકી ભાઈ, ભય તો ધરવાનો;

સત્ય નીતિના પંથે, અર્થ સરવાનો-નથી મરવાનો ૨
સમ દૃષ્ટિવાન તે તો, નથી ડરવાનો;
ખોટા ખેલ ખેલે તે તો, જરૂર ખરવાનો-નથી મરવાનો ૩
તજી વાસના મુક્ત થયો, તે તો ઠરવાનો;
તૃષ્ણાયો ત્યાગી તો, સ્હેજ તરવાનો-નથી મરવાનો ૪
હું મ્હારૂં કરી પાપે, પેટ જે ભરવાનો;
ઘોર નર્કવાસ પામી, તાપે બળવાનો-નથી મરવાનો ૫
સત્ય જ્ઞાન નીતિ ભક્તિ, જે ઉરમાં ધરવાનો;
હરિપ્રસાદ સર્વોત્તમ, સુખ વરવાનો-નથી મરવાનો ૬

---

**શિખામણ. ઉપદેશ. ગરબી ૧. राग सांभळने तुं सजनी मारी.**

સત્ય કહુ છું શુણો સરવે, શિખામણ સુખકારીજી,
જન્મ ધરી શું સાધન કીધું, લેજો હૃદયે વિચારી;
જીવિને શું કર્યું રે. ટેક.
દાન દયા તપ કીધાં ના ભાવે, આચર્યાં ના સુભાચરણજી;
સંત સાધુની શેવા ના કીધી, લીધું ના સદ્ગુરૂ શરણ જી. ૧
દેવ દર્શનનો નિયમ ના રાખ્યો, ચાખ્યો ના હરિરસજી;
વૈખરી વાણીયે વિલાસ કીધો, વિષયોમાં થયા વશ જી. ૨
શાંતિ ધરી ના શાંત થયાને, સંતોષ્યા ના દીન જનજી,
હૈયે હોદ્દાનું કુંપદ ધરીને, દુભવ્યાં પરનાં મન જી. ૩
સ્હામા થાતા ક્રોધે ધાતા, મિત્રતા નહિ કોઇ સંગજી,
કલ્યાણનો માર્ગ જરીના સાહ્યો, ઈર્ષા ધરીને અંગ જી. ૪
કાયર કીધા કોટી જનને, ના જાણ્યો નિજ ધર્મજી,

અધર્મ અવિદ્યા અનીતિનાં, કીધાં કોટીકકર્મ જી. ૫
સાહશ કરીને જીવ સતાવ્યા, દયા દિલે ના દાખીજી,
સંત મહાત્મા ગૌબ્રાહ્મણ પર, દ્વેષ બુદ્ધિ રાખી. જી. ૬
કરવાનું નવ કીધું કાંઇ, અનર્થ અદકો ધાર્યોજી,
માર માર કરી માર્યા બહુને, કામ ક્રોધ ના માર્યો. જી. ૭
મોક્ષની બાજી બગાડી નાંખીને, ચિત્તને ચાળે ચડીયાજી,
હરિપ્રસાદ કહે ધિક જીવતરને, પત્થર થઇ શેના પડીયા. જી. ૮

**ભજન કરતાં વાંધો શો. ઉપદેશ. ગરબી ૨. રાગ. ઉપરનો.**

કહો ભાઈ શો વાંધો તમારે, રાધાકૃષ્ણ કેહેતાંજી,
તાળી પાડતાં શું શરમાઓ, લાજે ના બેશી રેહેતાં
ઝાઝું શું કેહેવુ રે. ટેક૦
લવરી કરતાં લાજ ના આવે, ઝાઝા ધાંટા તાણોજી,
રામ નામ ગાજીને બોલતાં, આળસ અંગે આણો-ઝાઝું. ૧
સદ્ગુરૂ કે દેવને પુજતાં, આધા ખસીને જાવોજી,
પુત્ર પેટની પુજા કરતાં, આળસ અંગે ના લાવો-ઝાઝું. ૨
હરિ ભક્તને હાથે શેવતાં, હૈયે પામો છો હાણજી,
લાડ લડાવો પુત્ર પ્રેમદાને, ઝાઝું માનો તેમાં લ્હાણ-ઝાઝું. ૩
ગુરૂજ્ઞાન ના ગમે સાંભળવું, કાન દાબી રહો દુરજી,
શાસ્ત્ર વચનમાં શ્રદ્ધા ન ધારો, મોહમાયામાં ચકચુર-ઝાઝું. ૪
સાદા રાય જાદામાં રમતાં, જરા મન નવ રાચોજી,
તાલ તાનમાં કરો તડાકો, નારીના નચવ્યા નાચો-ઝાઝું. ૫
હરિ ભજનમાં હેત ના આવે, ભજનથી દુર ભાગોજી,
ભાંડ ભવૈયા નાચ નાટકમાં, આખી રાતજ જાગો-ઝાઝું. ૬

સત્ય વચન ના સાંખી જાણો, અસત્યમાં આનંદ કરતાજી,
દુઃખના મૂળને દેખો ના નજરે, ભ્રષ્ટ પદાર્થ ભરતા–ઝાઝું. ૭
સ્વજન સેવા કે સ્વદેશ ભક્તિ, સ્વસુખ શું દયો ત્યાગીજી;
હરિપ્રસાદ કહે સમજો તો સારૂ; લાહ્ય ચોપાસે લાગી–ઝાઝું. ૮

**ભકિત સાદાની. उपदेश. गरबी ३. राग उपरनो.**

અંગ રંગનો ભપકો ભાળી, ભગવંત કદી ના હરખેજી,
તાલ તાન કે રંગ રાગને, પ્રભુજી કદી ના પરખે.
ભકિત સાદાનીરે—ટેક.

રંગ રાગે જો રામજી રીઝે તો, નિત્ય નાયકા નાચેજી,
પટકુળથી જો પ્રીતમ રીઝે તો, ભવૈયા શું કામ જાચે–ભ. ૧
તાલ તાનમાં ભાન ભુલાવે, પ્રભુ શું રીઝી જાયજી,
લક્ષ્મિ વર જો એમ મળે તો, નિત્ય ગાંધ્રવો ગાય–ભ. ૨
માળા તિલક કફની પેહેરે, કે મુડાવે જો મુંડજી,
વન વન ફરતાં વાલો રીઝે તો, ઘણાં ભટકતાં ભુંડ–ભ. ૩
પાખંડથી કે ઢોંગ કરેથી, કાંઇ સરે ના કામજી,
અંતર સુધ્ધિ નથી જ્યાં સુધી, ના રીઝે એમ રામ–ભ. ૪
ખાન પાન ને માન માટે સહુ, મહત્તા મમતા કરતાજી,
અહં ને ના ઓળખી કાહાડયું, વળી વળી જન્મી મરતા–ભ. ૫
કૃષ્ણ કૃપાળુ સઘળુ જાણે, સમજે તે પામે પારજી,
કાશીવાસીને છે ચોર્યાસી, સમજ્યા નહિ જે સાર–ભ. ૬
સમ દૃષ્ટિથી સઘળે જુએ, હોય દયા દિનતા દાનજી,
આત્મ તત્વ ઓળખી લે એ જે, ગુરૂનું ગ્રહી લે જ્ઞાન–ભ. ૭
આત્મા એ પરમાત્મા પોતે, જળ સ્થળ વ્યાપક જાણેજી,

સત્ય શિયળ શાંતિ શ્રદ્ધાએ, બ્રહ્માનંદ સુખ માણે-ભ. ૮
પરધન પર નારી પરહરીને, વ્યાપમાં આપજ દેખેજી,
હરિપ્રસાદ કહે મનને જીતે તે, આત્મ મય જગ લેખે-ભ. ૯

## જોને જીવડલા જાગી. ઉપદેશ. પદ ૧.

### राग. नांखली प्रेमनी दोरीरे.

જોને જીવડલા જાગીરે, અભાગી અલ્યા. જોને જીવડલા જાગી—ટેક.
કાળની નોબત ત્હારા શિરપર વાગેરે, તોય તૃષ્ણા તેં ના ત્યાગી–અ. ૧
અમુલ્ય આયુષ્ય એળે ગુમાવેરે, નિંદયા કરીને નિત્ય નાગી–અ. ૨
સંત સાધુ સદ્‌ગુરૂજીને શેવતાંરે, શરિર શું જાય ત્હારૂં ભાગી–અ. ૩
જમકીંકરના કરની જંજીરો પડશેરે, સંકટ કેમ સેહેવાશે સોહાગી–અ. ૪
અક્કડ રહી અલ્યા ફક્કડ થઈ ફરતોરે, ધિક પડી તુજ વરણાગી–અ. ૫
હરિપ્રસાદ કહે સત્ય ના સમજ્યોરે, (ત્હારા) ડાહાપણમાં લ્હાય લાગી–અ. ૬

## પ્રભુ કૃપા વિના— पद १. उपदेश.

### राग-पति विना प्रेमदाना मनना पुराय क्यांथी कोड.

પ્રભુ કૃપા વિણ પામર જીવનું જગમાં શું ચાલે જોર,
કહો ભાઈ જગમાં શું ચાલે જોર.
જગકર્તાએ જગની ખૂબી જરૂર બનાવી ઓર–ટેક.
રાયરંક રંકરાય બનાવે (૨) અવસર આ પલ પલ પલટાવે (૨)
ધાર્યું કરવા ધાય ધરણીમાં, કાહાવે કર્મ કઠોર—જુઓ ૧.
રંગ માણીગર રઝળે રણમાં (૨) પગ રજ શિરપર શોભે ક્ષણમાં (૨)
શિર મુકુટ ઉતારી ફરતા, ઉદાશી આડે પોહોર—જુઓ ૨.
મહિમા સમજે છે કોણુ મહિમાં (૨) ઘણા તણાયા માયા લહીમાં,

જ્ઞાન ગુરૂ મન ગોત્યા વિના, ગોથાં ખાય નઠોર—જુઓ ૩
હું મારૂં કરી મમતે મરતા (૨) એક ઘડી ઠામે નહિ ઠરતા (૨)
હરિપ્રસાદ સત્ય શાંતિ વિના, હૃદય અંધારૂં ઘોર—જુઓ ૪

---

## पवित्रता विषे. उपदेश. गरबी १.

## राग. मारी सजनी, तुं क्यां रमियावी रजनी–

મારા મિત્ર? તું તજ મોહ મમતા વિચિત્ર, પવિત્રતા પાળ્ય, પાળ્ય, પાળ્ય;
લે સમજી ? તું શાને ચિત્ત ચળાવે, સત્યને ભાળ્ય, ભાળ્ય, ભાળ્ય.

મોહમદ લોભ ક્રોધ તજી દે, આળસથી થાય હાની;
શબ્દ, સ્પર્સ, રૂપ, રસ, ગંધના, વિષયો વિષ લે જાણી–પ. ૧

સત્ય વ્રત સ્વધર્મને પાળી, સ્વદેશ સેવા કરી લે;
અહિંસા વ્રત સત્ય વપુમાં ધારી, શાંતિયે સ્વરાજ વરીલે–પ. ૨

દીનજનોપર દયા દાખીને, ખાન પાનાદિ દેને;
ના મળે તે વસ્તુ વિના તું, સદા ચલાવી લેને–પ. ૩

ચાહા દારૂને ખાંડ તમાકું, ફેસન સઉ મુક પડતી;
સંયમ નિયમ બ્રહ્મચર્ય પાળીને, કરી લે સંગત ચડતી–પ. ૪

દુર્વ્યશનથી દુર રહે ભાઈ, સરળતા ધરી અંતરમાં;
વિંધે જા નર વિર મહાત્માના, મધુરા મુર્લિ સ્વરમાં–પ. ૫

પવિત્ર વસ્ત્રો પ્હેરવા માટે, રહે રમ્ય રેંટીયે રાચી;
સ્વચ્છ સુતર સુતરજ કરશે, સ્વતંત્રતા સદ્ સાચી–પ. ૬

એબનો ઢાંકણ એ ચલએલો, *સુદર્શન સત્ય કહાવે,
મન ગમતી નિજ મઢુલી માંહી, અક્ષય સુખ ઉપજાવે–પ. ૭

સ્નેહ સંપને શ્રદ્ધાથી તું, આત્મધ્વનિ ઉચ્ચર જે;
અસત્ય અનીતિ અવિદ્યાને, ×ઝટ લઈ અળગી કરજે–પ. ૮

---

* સુદર્શન–સારૂં દર્શન × સુદર્શનચક્ર.

માનસ સરોવરના રાજ હંસલા, તત્ત્વ વિચારી જા તારૂં;
પશુવત્ પ્રાણી સમજે ના વાણી, કરે જીવન અકારૂં-પ. ૯
ખરી વાતને ખણી લઇને, કર સત્વર તૈયારી;
ખટક રાખીને પટક પ્રાણ તું, અટક એક દિલ ધારી-પ. ૧૦
આ લોક પરલોક વિજય સારૂં, સત્ય ધર્મ લે પાળી;
દેહ ગેહ જવાનાં એકદી, નાંખશે જનકો બાળી-પ. ૧૧
ઉઠ ભાઈ હુશિયાર થઇજા, નથી જન્મનું મરવું;
હરિપ્રસાદ કહે સત્ય શાંતિમાં, યાહોમ્ નિશ્ચે છે કરવું-પ. ૧૨

**મોહ મદિરા પીધી. ઉપદેશ. પદ-૧. કાળીંગડો.**
**રાગ-નહિ ચીજ કોઇગળી ગરજસમ. નહિ ચીજ કોઇ ગળી.**

મોહ મદિરા પીધી, જગમાંજેણે મોહ મદિરા પીધી;
તેને સીડી જડેના સીધી, જગમાંજેણે, મોહ મદિરા પીધી. ટેક.
કુટીલને બ્રહ્મા શીખ આપે, ભલે દીધી તે ના દીધી;
અમુલ્ય શાંતિ સુખની એણે, (કે) કીંમત કીધી ના કીધી-જગમાં. ૧
વર્ણશંકર ભલે વેદ ભણે પણ, જાણે ના નિષેધ વિધી;
આશા તૃષ્ણા સ્વારથ અંગે, પાપથી મતિ ના બીધિ-જગમાં. ૨
લોભ લાલચે સત્ય ના સુજે, રહે એ જિદ્દિનો જિદ્દિ;
ચિન્તામણીની દુઃખહર ડબ્બી, શું થયું ચીધિના ચીધિ-જગમાં. ૩
શ્વાન સુખમાં બની હડકાયો, ખૂએ સબળ સત્ય સીદ્ધિ;
મહાત્માની વચનામૃતબુટ્ટી, મુરખે લીધી તે ના લીધી-જગમાં. ૪
અધમ માયાવી બળે અંજાયો, તજી નીતિ રૂપ નીધી;
હરિપ્રસાદ કહે નાશવંત સુખમાં, કરે કીટ કીટધા કીટધી-જગમાં. ૫

મ્હારા પ્રિય વાંચક બન્ધુ ? ? ? આપણે વિવેકાનંદ અને ત્હેની મહાન્ સતિ વિજ્ઞાનધારાના સંવાદને પડતો મુકી ભજનાનંદ તરફ લક્ષ વાળવા દોરાયા અને ઉપદેશશ્રેણી ઉપર ચડયા. આત્મોન્નતિ માટે સદ્પદેશની ખાસ જરૂર છે. અને તે પદ્ધતિ પરંપરાથી ચાલતી આવી છે. સદુપદેશ કર્મમાર્ગને સ્વિકારી ઉપાસના માર્ગમાં લેઈ જઈ મુકે છે. તે ઉપાસના મૂર્તિમાં સદ્ભાવના પ્રકટાવી પોતાનું અભેદ સ્વરૂપ અખંડિત નિશ્ચય કરવા પ્રેરે છે ને અભેદજ્ઞાન માટે વેદ પ્રતિપાદિન ચાર મહાવાક્યના સંસ્કાર સુદ્રઢ બનાવા સદ્ગુરૂ કે જે શ્રોતિય બ્રહ્મનિષ્ટ અભેદવાદી અનુભવાનંદ પ્રકટાવી સ્વયં આપા સ્વરૂપ દર્શાવે છે. ત્હેને માટે મૂર્તિમાં પોતાની અભેદ ભાવના સ્થાપવા અને પ્રેમનો શ્રદ્ધાયુકત સર્વોપરી સ્વાનંદ લેવા અહિંયાં ઉપદેશના પદથી વિરમી ઈષ્ટ પ્રાર્થનામાં પ્રવેશ કરવા પ્રેરણા કીધી છે. પ્રિય મ્હારા વ્હાલા આત્મિક વાંચક બન્ધુઓ? ઉપદેશનાં પદ રસાત્મક અને અસરકારકનો ઘણો સગ્રહ હોવાથી ગ્રંથનો ભાગ વધી જાય માટે બીજા ભાગમાં આપણી વાર્તાના સ્વાનંદ પછી પાછો મુકીશું કે જેમાં વિશેષ નૂતન આનંદ મળશે. અહિંયાં ત્હેને અપૂર્ણ સ્થિતિનું સ્થાન આપી ઈષ્ટ પ્રાર્થના અને ઈષ્ટ સાથેના પ્રેમની તારતમ્યાતાનો ચિતાર બતાવા ઈષ્ટિકૃપાયે પ્રેરાવવું થાય છે. તો ભૂલચૂક ક્ષમ્યત્વ કરી પોતાની સૂક્ષ્મ દૃષ્ટિથી મ્હારા અલ્પજ્ઞ પણાના દોષોને નહિ જોતાં આપના સન્મતિ યોગને સ્વિકારી લેવા આપને મ્હારા આત્મસ્વરૂપો જાણી વિનવી રહ્યો છું. સર્વજ્ઞ તો એક શ્રીહરિ છે. નિર્દોષ નારાયણ સિવાય બીજુ કોણ હોઈ શકે ? આપણે તો આપણા "બુદ્ધિકર્મણાનુસારણી" કર્મ પ્રમાણે બુદ્ધિનો ઉપયોગ કરી રહ્યા છીએ, છતાં કોઈ યોગ્ય સંસ્કાર પ્રાપ્ત થાય તે પ્રમાણે સત્પુરૂષોની

સંગત વડે જરાતરા આગળ વધીયે છીએ. છતાં મોહ માયાના પ્રબળ સપાટાથી પડતાં પડતાં પ્રભુ બચાવી લે તોજ આપણું સાર્થક બની શકે ? એટલા માટે પ્રભુ પ્રાર્થના તરફ વળવા ઉત્સુક બનું છું. તો આપજ મ્હને પુષ્ટી આપી વધારે સતેજ બનાવશો, આપ જીજ્ઞાસુ બન્ધુઓ નિર્દોષ દ્દષ્ટિવાન છો એમ સમજવા મ્હારા હાથમાં એકજ વસ્તુ સમજુ છું ને તે એ છે કે આપ પ્રભુની વિભુતિરૂપ હોવાથી પ્રભુરૂપજ છો. માટે પ્રભુના ગુણાનુંવાદ એ આપનાજ ગુણાનુંવાદ ગાઉં છું ને વારંવાર મ્હારા પ્રભુની ક્ષમા ચ્હાઉં તેવી આપની ક્ષમા ચ્હાઉં છું અને તેથીજ કૃતકૃત્યતા માની સાફલ્યતા ઈચ્છું છું. પ્રભુમયતાના ગુણ આપનામાં ઝળકી ઉઠો ને પૂર્ણ આનંદ થાઓ.

અપૂર્ણ.



॥ ૐ ॥

## श्री राधिका रमणाष्टक.

### राग-श्रीरामचंद्र कृपाळु भजमन.

શ્રી ગોપિનાથં શેષશયનં, જગજ્જન સુખદાયકમ્,
શ્રુતિસરસ સારં સમરસં, ભવજલધિ પારં પરગુણમ્,
જય સચ્ચિદાનંદં, ગુરૂં, વ્રજ વન વિહારં હરનુતમ્,
મુનિજન નિદાનં સુખકરં, શ્રી રાધિકારમણં ભજે. ૧
જય વિશ્વ વન્દ્યં રૂતુપતિં, ત્રિભુવન વરિષ્ઠં ગુરૂવરમ્,
ભવ ભય કૃતાન્તં નગધરં, વૈકુણ્ઠ ભુવનં મોક્ષદમ્,
શ્રી કમળ નયનં લક્ષ્મિકાન્તં, રમાકાન્તં ભુવનપમ્,
મુનિજન નિદાનં સુખકરં, શ્રી રાધિકારમણં ભજે. ૨
તનુકુટિલકેશં જનસુખેશં, હરિવિભાતં કલિહરમ્,
ખગનાગ ભુવનેશં ભજે, વૃંદાવનાધિપતિં વ્રજમ્,
કમલાનનં કમલા પતિં, કમલાસનં ઘન સુંદરમ્,
મુનિજનનિદાનં સુખકરં, શ્રી રાધિકા રમણં ભજે. ૩
શ્રી નલિન ચક્ર ગદાધરં, પીતાંબરં વરદં શુભમ્,
મૃતિ જન્મ નાશકરં વિભુ, શરણા ગતા ભયદં પ્રભુમ્,
ભવબંધ નાશ હરં સુ સુખદં, શ્રેયદં સુખ સાધનમ્,
મુનિજન નિદાનં સુખકરં, શ્રીરાધિકા રમણં ભજે. ૪
શ્રીયાદવા ધિપતિં કૃપાળું, શ્યામ સુંદર નેત્રકમ્,
પ્રભુ મઘ બકાસુર કેશી ધેનુક પ્રાણ નાશ કરં પરમ્,
વ્રજ ગોપ ગોપી પતિ મહેશં, દેવકી તનયં હરિમ્,
મુનિ જન નિદાનં સુખકરં, શ્રી રાધિકા રમણં ભજે. ૫

નિર્ગત વિકારં નરવરં, નારાયણં નરકાન્તકમ્,
પરમેશ્વરં દામોદરં, ચાણુર મલ્લ વિ મર્દનમ્.
કૌમોદકીધર ભજં વિષ્ણું, દેવતાર્ચન મુત્તમમ્,
મુનિ જન નિદાનં સુખકરં, શ્રી રાધિકારમણું ભજે. ૬
લક્ષ્મિધરં લક્ષ્મિપતિં, બલભદ્ર ભદ્ર કરં વરમ્,
શ્રી વત્સ ચિહ્ન ધરં મુરારિ, કામદં યદુ નાય કમ્,
હનુમત્પતિં સિતાપતિ, લક્ષ્મિપતિં ત્રિદશેશ્વરમ્,
મુનિજન નિદાનં સુખકર, શ્રી રાધિકા રમણું ભજે. ૭
શ્રી રાધિકા રમણાષ્ટકં. મનુજ સ્ત્રિ કાલ મિદ પઠ-
નઘ નાશકં ચારોગ્ય દં, વિષમ જ્વરાદિ વિદારણમ્,
ધન ધાન્ય પુત્ર પશૂ લ્લભેત. રમેશ્વર સ્યાનુ ગ્રહાન્,
મુનિજન નિદાનં સુખકરં શ્રી રાધિકા રમણાં ભજે. ૮
શ્રી બાલ મુકુન્દ શુકગુરૂ, શ્રી હરિ પ્રસાદ કૈ-
ર્નીતં મયા પ્રસિદ્ધકં, શ્રી શુકદેવ કૃપાળુભિઃ
લોકોપકાર કૃતેન તેન, સુકર્મણા જગતામિતિ,
તુષ્ય ત્વયં મમમાનસે, કૃત પાદ્દ માદ યતો હરિ. ૯
( ક૦ મ૦ પ્ર૦ )

---

**प्रार्थना. पद १. धनाश्री. सउनुं करो कल्याण-राग.**

રાખશો તેમ રહીશ, દયાળુ પ્રભુ. રાખશો તેમ રહીશ-ટેક.
ગોકુળચંદ્ર ગુણ તમારા, ગવડાવશો તેવા ગાઇશ—દયાળુ. ૧
શ્યામ તમારૂં સમરણ કરતાં, સંકટ સઘળાં સહીશ—દયાળુ. ૨
શિતકે ઉષ્ણુ નિરે નાથજી, ન્હવડાવશો તેવું ન્હાઇશ—દયાળુ. ૩

પય પકવાન કે લૂખી ભાજી, ખવડાવશો તે હું ખાઇશ—દયાળુ. ૪
અલબેલા આબરૂમાં મુજને, કરશો તેવો થઇશ—દયાળુ. ૫
મધુસુદન મારગ મુજને, બતાવશો ત્યાં જઈશ—દયાળુ. ૬
કૃષ્ણચંદ્ર કરૂણાનીધિ કેશવ. કેહેવડાવશો તેવું કહીશ—દયાળુ. ૭
લક્ષ્મિપતિ લાડે કોડે, નામ તહમારૂં લઇશ—દયાળુ. ૮
શાંતિની સાથે શરણે તહમારે, ભવસાગર તરીશ—દયાળુ. ૯
હરિપ્રસાદ હરિ હરિ કેહેતાં, હરિ ચરણ ચિત્ત ચહીશ—દયાળુ. ૧૦

---

**प्रार्थना. पद १. राग—विषय वात मम मात तजीने.**

આનંદ કંદ ઇશ અવનીપતિ છો, અવિનાશી અક્ષરધામી,
મધુ મર્દન મુર મર્દન મોહન, મુકુન્દ માધવ બહુનામી;...ટેક.
ધરણીધર બન્સીધર ભુધર, શ્રીધર ગિરિધર નગ ધરતા;
નરહરિ નટવર નાથ નિરંજન, નર કાન્તક નયને ઠરતા. આનંદ ૧
કૃષ્ણચંદ્ર કરૂણાનીધિ કેશવ, કમળ નયન છો કંસ હારી,
ખલક પતિ ખર દુષણ માર્યા, ખડગ ધરીને ખગ ધારી; આનંદ ૨
ગુણાતિત ગુણનીધિ ગુણવંતા, ગોવર્ધન ગુરૂ ગિરધારી;
ચાણુર્નર ચક્ર ધરીને ચીર્યો; ચપળ નયન જય ચિત્તહારી. આનંદ ૩
છળબળ કળબળ કરો છબિલા, છેલ છટક છો છોગાળા;
જનાર્દન જગજીવન જીવન. જ્યોતિ સ્વરૂપ છો જગપાળા. આનંદ ૪
તરણ તારણ ત્રિભોવન ત્રિકમ, તન મન તલપે તમનેરે;
પૂર્ણાનંદ પૂરૂષોત્તમ પોતે, પ્રણમું પરિબ્રહ્મ પ્રિતમનેરે. આનંદ ૫
બહુનામી બળવંતા બળ વિર, બાળ બચાવા દયો બારી;
ભુધર ભવં ભય ભંજન ભાણુ, ભ્રાતા ભવ રચના ભારી. આનંદ ૬

રમ્ય હૃદયમાં રમાપતિ રમતા, રાધા રમણ લાલ રંગ રશિયા;
વિશ્વપતિ વ્રજવાશી વિઠ્ઠલ, વિશ્વ સકળમાં છો વશીયા. આનંદ ૭
સર્વેશ્વર સત્ય સાક્ષિ સ્વયંભૂ, શરણાગત છો સુખકારી;
શ્રીપતિ સીતા પતિ શાંતિપતિ, સ્વરૂપાનંદ જય બલિહારી. આનંદ ૮
લાલ લટકાળા કામણગાળા, કાળજડું લ્યો છો કોરી;
નિગનનંદ સુખકંદ શ્રી હરિવર, હરિપ્રસાદ જીવન દોરી. આનંદ ૯

---

**प्रार्थना. भुजंगी छंद. १ बीजा सर्व बेठा पछी आप बेशो.**

કૃપાનાથ મ્હારું મહા દુઃખધારી, કરો કરૂણા કૃષ્ણ હરે મુરારિ,
દયાળુ દયા દિલ માંહેજ ધારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૧
પડયો હું ખડયો નિકટે નાથ મ્હારા, ઘડયો ઘાટ છાનો છડયો છેક પ્યારા
ફસાયો ખરે ફંદમાં જન્મ મ્હારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૨
નથી એક બારી હતું કયાં હ[illegible]તો, કરો સ્હાય ત્યારે બચું આ ભવે તો;
નથી અન્ય આધાર હું છું નોધારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૩
અતિ [illegible]માં જોડ જંજાળ [illegible], મહા મોહ માયા અનિશે ઉપાધિ;
ચ[illegible] હું ગયો છું મને સર્જનારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૪
[illegible] મ્હારૂં અનુપ હતું જે, ગયો વિસરી હું હવે શું કરૂં તે;
મટી કેસરિ હું થયો છું બિચારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૫
બહુ પાપના બાપજી રાફ ટાળો, ખરી અંતથી રંકના સ્હામું ભાળો;
તજી કર્મ કોટી ગ્રહો પાણિ મ્હારો, દયાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૬
સદા સુમતિ મુજને આપો સ્વામી, સદા ભાવભકિત દયો ખોઇ ખામી;
વિસારૂં તમોને તમે ના વિસારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૭

કદી આપનું છોરૂં કછોરૂં થાયે, કરી ક્રોધ તજી કદી ના દેવાયે;
દયાળુ પ્રભુજી દિલે તો વિચારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૮
તમ ભક્તિ માટે રચ્યા છંદ આઠે, શિખે ને સુણે જે કરે નિત્ય પાઠે;
હરિપ્રસાદ કે' પ્રભુ ત્હેને તારો, કૃપાળુ મહા કષ્ટ મ્હારાં નિવારો. ૯

---

## प्रार्थना. गरबी १ राग. तमे मात पिता बन्धु छोडयां–

ત્હમે લટકાળા લટકે આવો. મુંજ મંદિરીયે લેવા લ્હાવો. ટેક
તન મન ધન આ છે તમ માટે, સેવું ચર્ણ કમળ હું શિશ સાટે ૧
તમ વાયદે વાહાણુલીયું વ્હાશે, નહિ આવો તો જીવ જરૂર જાશે ૨
પ્રીતમ પ્રીત વિસરે નહિ વાલા, ઠગશો નહિ ઠાગો કરી ઠાલા. ૩
તલશે છે તનડું આ તાજું, જીવન શું મુખથી કહું ઝાઝું, ૪
હૈયાહાર હરિવર છો મ્હારા, પાતળીયા પ્રાણજીવન પ્યારા; ૫
વ્હાલા વિશ્વાસે હું વળગી, અલબેલા ન કરશો અળગી. ૬
હરિપ્રસાદ હરિવર હું જાચું, દિન દિન લિન્ન થઇ મન હું રાચું. ૭

---

## प्रार्थना. गरबी २. राग उपरनो.

કેમ રાજ રીશાયા છો આજે, બોલો નહિ મુખથી શા કાજે–ટેક.
અમ અધમના દોષ ના ઉર આણો, દિન દાસીની દિલે દયા આણો–૧
છિએ શરણ ત્હમારે નંદલાલા, કરીયે અમે કોટી કાલાવાલા–૨
તમથી લાગી પ્રીત નવ તુટે, છળબળથી છબિલા ના છુટે–૩
પડી પ્રેમની ગાંઠ ઘણી ધાડી, ત્હમે આવો યાદ દહાડી દહાડી–૪
મુખડાં જોયા વિન અન્ન નવ ભાવે, સુતાં નિદ્રામાં સ્વપ્નાં આવે–૫

ક્ષણું દુર નવ થાશો રંગ રશિયા, બાહ્યતંર વહાલા છો વશીયા-૬
બોલો બોલો હશી હરિવર અમથી, હરિપ્રસાદ કહે જુદાઈ નથી તમથી-૭

---

## प्रार्थना. गरबी १. राग मोहरमनो.

આજ આજરે નહિરે જાવા દેઉ તમને—
નહિરે જાવા દેઉ તમને, સત્ય કહું છું ખાઈ સમનેરે-આજ ટેક.

ઘણા દહાડે ગોવિંદ ઘેર આવ્યા (૨) મ્હારા મનગમતા મને ભાવ્યા (૨)
હાવે જાવતો પાડુ મ્હારી કાયારે-આજ આજરે ૧.

પ્રાણ પ્યારા શું પ્રેમ મુજ થોડો, (૨) શાને સ્નેહ કરીને તરછોડો (૨)
તન તલસાવી પ્રીત કેમ તોડોરે-આજ આજરે ૨.

ઝાલું છબિલા છોગુના છેડો (૨) જ્યાં જાવ ત્યાં મુજને તેડો (૨)
મરતા સુધી ના મુકુ નાથ કેડોરે-આજ આજરે ૩.

મનગમતા લગાડી મને માયા (૨) હાવે ક્યાં જાવ જસોદાના જાયા (૨)
હરિપ્રસાદ કહે જદુ રાયારે-આજ આજરે ૪.

---

## प्रार्थना. गरबी २ राग उपरनो.

આજ આજરે આંગણે શ્રી નાથજી પધાર્યા,
આંગણે શ્રી નાથજી પધાર્યા, મ્હારા મનડાના હપ વધાર્યારે-આજ ટેક.

અલબેલાની વાટ બહુ જોઈ (૨) રૂડી રજની કાહાડી મેં રોઈ (૨)
આવ્યા ઓચિંતા મન ગયું મો[illegible]રે-આજ આજરે ૧.

પ્રીત પૂર્વની પ્રાની જાણી (૨) મ્હારી દયા ઉરમાં બહુ આણી (૨)

સાચું સુખ લેઉ હરિથી માણીરે–આજ આજરે ૨.
કર્યું કામણ લાગી મને પ્રીત (૨) ભુલી ભાન રશિયાની જોઇ રીત (૨)
મેં તો સમર્પ્યું તન મન ચિત્તરે–આજ આજરે ૩.
પ્રેમ પાસથી બાંધી મ્હને દીધી (૨) વાત કરતામાં વશ કરી લીધી (૨)
હરિપ્રસાદ હરિયે ગાંડી કીધીરે–આજ આજરે ૪.

---

**પ્રેમોદ્‌ગાર. गरबी १. राग. रघुपति राम रुदेमां रहेजोरे.**

બોલો મારા રાજ મ્હારી સંગે બોલોરે,
મનમાન્યા મનના પડદા ખોલો. બોલો. ટેક.
મુખ ચઢાવી હરિ કયમ ફરતારે, કાહાના કાને કેહેણ નથી ધરતારે,
કામણગાળા કાળજુ કોતરતા. બોલો. ૧
શાને આવડું મનમાં આણ્યુંરે, મ્હારા જીવણ જુદું શું જાણ્યુંરે,
થઈ પોતાના પરાયું પ્રમાણ્યું. બોલો. ૨
તમો વિના શૂન્ય સૌ દેખુંરે, પ્રાણ પ્યારા પ્રાણ તમને પેખુંરે,
લાલ લટકાળા લક્ષમાં લેખું, બોલો. ૩
દિન બન્ધુ દર્શનની હું પ્યાશીરે, હું તો આપ ચરણની દાસીરે,
હરિ પ્રસાદની ટાળી ઉદાસી. બોલો. ૪

---

**પ્રેમોદ્‌ગાર. गरबी १. राग. गाडी आवी गुजरात.**

નંદ જસોદાનો લાલ, મ્હારે મન વશી રહ્યો વાલો.
પ્રણત જન પ્રતિપાળ, પાયો મ્હને પ્રેમનો પ્યાલો. ટેક.
અખિલ ભુવનનો ઇશ છે, અલૌકિક અનુપજ રૂપ,
અજરામર એ આતમા, જોઇ જોઈ થઉં તદ્રુપ. મ્હારે. ૧

નહિ મરકટ એ તરકટી, નહિ ચોર નહિ શાહ,
નહિ નાદાન સાદાન છે, એ હરિવરની જોઉં રાહ. મ્હારે. ૨
નિષ્કંચન નિષ્કલંક છે, નિરગુણ ને નિરાકાર,
શ્યામવર્ણ એ શ્રીહરિ, મ્હારે માટે થયો સાકાર. મ્હારે. ૩
કરૂણાજનક એ કૃષ્ણજી, કારણમય અવતાર,
હરિપ્રસાદ એ શામળો, મ્હારા પ્રાણ તણો આધાર. મ્હારે. ૪

---

**પ્રેમોદ્ગાર. गरबी १. राग धन्य डाकोर रुडु गाम.**

આવો આવો સલુણા સ્યામ, રશના રંગીરે,
કેમ વિસાર્યું ગોકુળ ગામ, થઇ ઉમંગીરે. ટેક.

ગયા મથુરાંમાં મોહન, પાછા ના આવ્યારે,
વશ કરીને વિઠ્ઠલમન, તન તલસાવ્યાંરે ૧
નવ ગોકુળમાં રહેવાય, જીવડો ભટકેરે,
પ્રેમ પાવક અંગની માંય, ખરેખરો ખટકેરે. ૨

વિશ્વાસે વહાલા વિખ, દીધું ત્હમે અમનેરે
ધરણીધર હમ્ને ધિક્કધિક્ક, શું કહીયે ત્હમનેરે. ૩
મીઠા બોલા બોલી બોલ, અમને વાર્યાંરે;
ત્રીકમના કીધો તોલ, હમે તો હાર્યાંરે-૪
કોને જઇને કહીયે કાંય, છાની ઉઘાડીરે;
ઉતારીને કુવા માંહ્ય, વાલા વર્ત વા'ડીરે-*
અમો નીરાધારના આધાર, સ્નેહ બહુ સાલેરે;
નથી કળ વરતી કિરતાર, ભોકામાં ભાલેરે-૬

શુણે કોણ બૂમને બ્હાર, ચાકે ચડીયાંરે;
હરિપ્રસાદ હરિ હૈયાહાર, આભથી પડીયાંરે–૭

---

પ્રેમોદ્‌ગાર. गरबी २. राग उपरनो.

જાવો જાવો જાદવરાય, ના ઘટે તમનેરે;
આમ તરછોડી ના જવાય, વળગેલાં અમનેરે—ટેક.
જુઠાં જુઠડા બોલ્યા બોલ, એ અમે જાણ્યાંરે,
ગોવિંદ ઘટાડો શું તોલ, મન નવ આણ્યાંરે—૧
રોઈ રાતાં થયાં લોચન, નેત્રે નિર ખુટયાંરે;
વિશ્વાસે તેડી વન, લાલજી લુટયાંરે—૨
ભુધર ભરૂંસે શું રહેવાય, જુઓ વિચારીરે;
ચોરે ચકલે ચુંટી ખાય, લોક મ્હેણાં મારીરે—૩
અન્નોદક વિના આમ, લાલ લેવાયાંરે;
હાવે શું કરીયે ઘરગામ, લોકે કર્યાં કાયાંરે—૪
આજ દેહ કરત દહન, શું કામ આવ્યારે;
જીવ્યું થાત અમારૂં ધન્ય, સ્યામ શરમાયારે—૫
હજુ દેવાં છે શું દુઃખ, મુખ બતાવીરે;
સાચાં આપવાં હોય જો સુખ, દયા દિલ લાવીરે—૬
તો તો પ્રમાણુ પ્રાણાધાર, પ્રાણુ બચાવ્યારે;
હરિપ્રાદ હરિ આ વાર, ભલે ભલે આવ્યારે—૭

---

**પ્રાર્થના. ગરબી ૧. રાગ–ગોકુળિયું રુડું ગામડીયું—**

અલબેલા તહમે છેલા, વ્હારે વ્હેલા આવો આમ–વ્હારે. ટેક.
લાલ લટકાળા, કામણગાળારે (૨)
મ્હારા વાલા રશિયાજી બલિહારી સુંદિરસ્યામ–અલબેલા. ૧
શામળી સુરત, મધુરી છે મુરતરે. (૨)
પ્યારી બંશી બજાવી તમે ઘેલી કરી ઘનસ્યામ–અલબેલા. ૨
પ્રીત તમારી, વિસરે ના વિસારીરે. (૨)
મુજ હૃદયે વશેલા, મ્હારી વાતો તણા વિશ્રામ–અલબેલા. ૩
વાટડી જોતી, નિસદિન રોતીરે. (૨)
ગોતી ઘેલા હું થાકી નથી બાકી રાખ્યું એકધામ–અલબેલા. ૫
અન્ન ના ભાવે, નિંદ્રા ના આવેરે. (૨)
હાંવે હરિપ્રસાદ હરિ હદ થઇ આપો હેવે હામ–અલબેલા. ૬

---

**પ્રાથના. ગરબી ૨. રાગ. ઉપરનો.**

શામળીયા મ્હને સતાવે છે સંસારીયા સૌ જન–સંસારી. ટેક.
દુઃખની મારી, છું દેવમોરારીરે, (૨)
મહિયેરીયાને સાસરીયામાં નથી ઠરવાનું એકદ ન–શામળીયા. ૧
ચોટયું ચિત્ત ચરણે, રાખો તમ શરણેરે; (૨)
મર્ણે નહિ મુકું પ્રીતે સોંપ્યું, તન મન ને ધન–શામળીયા. ૨
બેઠી સૌ ત્યાગી, લગની લાગીરે, (૨)
જીવણ જાગી મેં તો જોયું મ્હારૂં સાંચેલું સાચું ધન–શામળીયા. ૩
વ્રજના વાશી, સ્યામ સુખરાશીરે; (૨)
છું દાસી હરિપ્રસાદ હરિ વહાલું છે તમ દર્શન–શામળીયા ૪

**પ્રાર્થના. પદ ૧. राग-शिरपर गागर धरकर गजगामनी.**

સુખકર શ્રીધર શ્રી નટવર દિન દાસને ઉગારી લેજો—
દિનદાસને રાખી પાસને—પુરી આસને—ઉગારી લેજો—ટેક.
નમી નમી નિત્યનિત્ય પાય લાગું, બેઉ કરજોડી હરિવર માગું;
ભુધર ભવજળ ભયને ત્યાગુ, દિન દાસને ઉગારી લેજો.
નગધર શ્રીધર ધરી ઉરપર હુલ્લાસને, ઉગારી લેજો-સુખ. ૧
ચરણ શરણ સુખ દેવા અમને, પાતળીયાજી લ્યો પરિશ્રમને;
શ્રીપતિ શું રીઝવીયે તમને! દિનદાસને ઉગારી લેજો.
એ બંશીધર ભુધર ભયહર હરિ હરિદાસને ઉગારી લેજો-સુખ. ૨
પ્રાણજીવન છો પ્રાણથી પ્યારા. નાથ નિજાનંદ નેણના તારા;
હરિપ્રાદ હરિ જીવન મ્હારા. દિનદાસને ઉગારી લેજો.
જય ધરણીધર મનહર શ્રીધર, શ્રી મનડાસ્યને, ઉગારી લેજો-સુખ. ૩



**પ્રાર્થના. ધોળ १. राग पंहलो कागळ, पहलो कागळ.**

જીવનહાર, જીવનહાર. વિનવું હું તો આપનેરે,
પામર પ્રાણી, પામર પ્રાણી, હું શું કરૂં અરજ-જીવનહાર વિનવું. ટેક.
મહાપાપી, છું અદ્યાપિ, ઉગારો અલબેલડારે;
વિનતિ મ્હારી, ઉરધારી, સ્વિકારોને ફરજ-જીવનહાર. ૧.
શું શું કરૂં, રંક ઠરૂં, ઠામ ક્રિયે જાહરે;
દવ ના લાગે, ભૂખ ભાગે, થાય સુદ્ધ મન-જીવનહાર.
અંત સુધી, સદ્‌બુદ્ધિયે, શેવું સંતનેરે;
ગ્રાન પાન, અવસાન, સુધી તમ દર્શન-જીવનહાર ૨.

ત્રણે તાપ. ટળે બાપ, સ્થાન એવું આપજોરે;
ભક્તિ મુક્તિ, આશક્તિ, રહે તમ પાસ-જીવનહાર.
વારંવાર, પોકાર, પ્રાણાધાર માહ્યરેરે;
હૃદયે રેહેજો, અંતે દેજો, વાલા કાશી વાસ-જીવનહાર. ૩.
રાખી શર્ણ, માયા વર્ણ, ટાળજો પ્રીતથીરે;
સતસંગ, અભંગ, દેજો બ્રહ્માનંદ-જીવનહાર.
ટળે ભ્રાંતિ, શ્રદ્ધા શાંતિ, જ્ઞાનદાન આપજોરે;
સાચા સદ્દગુરૂ કૃપાયે ટળે ભવ ફંદ-જીવનહાર. ૪.
કરજો સ્હાય, સદાય, શ્રી રાધારમણ લાલજીરે;
ગુણ ગાતાં, ચિત્ત ન્હાતાં, કદિ ના પામું હાર-જીવનહાર.
નિજ દાસ, ની આશ, પુરજો પ્રભુ મ્હાયરારે;
કરીયાદ. હરિપ્રસાદ, પ્રણમે વારંવાર-જીવનહાર. ૫.

---

**स्तुति. पद १. राग. चाकर राखोजीरे अमने चाकर राखोजी.**

કઠણ ના થાશોજી રે, પ્રભુજી, કઠણ ના થાશોજી.
કઠોર હૃદયનો કિંકર જાણી, કઠણ ના થાશોજી—
ભુલી ના જાશોજીરે, પ્રભુજી, ભુલીના જાશોજી.
દયાના સાગર દયા દિલ આણી, કઠણ ના થાશોજી. ટેક.
અવિદ્યાનો હું અતિ ભરીયો, મોહ માયામાં મોહ્યો,
છળકપટ મદ ગર્વ કરી મેં, આયુષ્ય એળે ખોયો. પ્રભુજી. ૧
ના કરવાનાં કામ બધાં તે, આંખ્યો મીચી કરીયાં,
હૃદય ખોલી હું શુંરે બતાવું, અધર્મે ચિત્તડાં ઠરીયાં પ્રભુજી. ૨
ધર્મ ધુંસરી ધરી ના અંગે. તજ્યાં સત્ય સ્વધર્મ,
કર્મ કોકડાં ગયાં ઘુંચવાઇ, કહેતાં આવે છે શર્મ. પ્રભુજી. ૩

નથી સુજતો મારગ એકે, નથી રૂઝતો ઘાય,
દયાના સાગર તમને ભુલ્યો, કરો કૃપાળુ સ્હાય. પ્રભુજી. ૪
અતિ અધમ હું અલબેલા હું, (તમે) પતિતપાવન પ્યારા,
વ્હારે ધાજ્યો અંતસમે હરિ, અવગુણ જોશોના મ્હારા. પ્રભુજી. ૫
વિસારી ના દેશો વાલા, કરણી સામું તમે જોઇ,
હરિપ્રસાદ હરિ કર મુજ સ્હાજો, પાપ તાપ સૌ ખોઇ. પ્રભુજી. ૬

---

## સ્તુતિ. पद २. राग उपरनो.

દર્શન દેજો જીરે, પ્રભુજી તમે, દર્શન દેજોજી,
અલબેલા અંતકાળ સમે મને, દર્શન દેજોજી.
રૂદિયે રેહેજોજીરે પ્રભુ મ્હારા, રૂદિયે રેહેજોજી,
અવગુણ મ્હારા સઘળા તજી તમે, દર્શન દેજોજી. ટેક.
પતિત પાવન અધમ ઓધરણ, અવિનાશી અલબેલા,
કષ્ટ ના દેશો ઉગારી લેશો, અવસરે આવીને વ્હેલા. પ્રભુજી. ૧
અંતકાળની વસમી વેળાયે, જીવ મ્હારો ગુંચવાશે,
આપ વિના તે વેળા મુજને, સ્હાય બીજુ કોણ થાશે. પ્રભુજી. ૨
ચર્ણ કમળમાં ચિત્તડું મ્હારૂં, દેજો ચત્રભુજ હારી,
આપ વિના અન્ય દેખુંના કાંઇ, રેહે સુરતા તમમાં મ્હારી. પ્રભુજી. ૩
આગળ પાછળ સંતની ટોળી, ગાજી ગુણલાગાઉં,
સન્મુખ મ્હારી રેહેજો શામળીયા, વાલા વારી જાઉં. પ્રભુજી. ૪
લક્ષ એક થાય અલક્ષ જ્યોતિ, દર્શ ભાવના નાશે,
જ્યાંહાં જ્યાંહાં દ્રષ્ટિ થાયે મ્હારી, ત્હયાં તમસ્વરૂપજ ભાસે. પ્રભુજી. ૫

દયા કરી એમ લેજો ઉગારી, પ્રણતજન પ્રતિપાળા,
દોષ ના જોશો નિભાવી લેશો, છેલ્લી ઘડીયે છોગાળા; પ્રભુજી. ૬
સેવા સમરણ સંત સમાગમ, હરઘડી રહેજો સાથે,
હરિપ્રસાદ હરિ હારી ના જાઉં, પડતાં પકડજો હાથે. પ્રભુજી. ૭

---

## વૃત્તિયો નીરેહ વેદના. पद १. स्तुति.

### राग मोहन त्हारी मोरलिरे, व्रजनारने वरण थइ.

વાલા ત્હારી વાટડીરે, નિત્ય નિત્ય જોઇ જોઇ રહી,
નિત્ય નિત્ય જોઇજોઇ રહી હુંતો રોજરોજ જોઇ જોઇ રહી. વાલા. ટેક
વાયદો કરી મને મૂકી વિસારી, ફરી તે આવ્યા નહિ. વાલા. ૧
આવડા નમેરા કયમ થયા ત્હમે, દયાદિલની ક્યાં ગઇ. વાલા. ૨
સંગે રહી મને રંગે રમાડી, વિસારી પોતાની કહી. વાલા. ૩
કાળજડાનાં કૂડ ના જાણ્યાં, વિશ્વાસે મુકી વહી. વાલા. ૪
તનડું તપાવી શિદ આમ રિબાવો, દયા કરી આવો અહિં. વાલા. ૫
- હરિપ્રસાદ હરિ છેક ગઇ હારી, હવે તો બહુ હદ થઇ. વાલા. ૬

---

## स्तुति. पद २. राग. उपरनो.

રાધા રમણ ત્હારા રંગમાંરે, મ્હારી વૃત્તિયો રંગાઇ ગઇ.
વૃત્તિયો રંગાઇ ગઇરે, મ્હારી વૃત્તિયો રંગાઇ ગઇ. રાધા. ટેક
કામકાજ મ્હને ગમતું નથીને, ઘેલી ગાંડી ઘણી થઇ. રાધા. ૧
વશીકરણ મ્હને આશું કીધું વાલા, મ્હારી સુદ્ધ સાન ના રહી. રાધા. ૨
ત્હારી પૂઠેપૂઠે મન મુજ ભમતું, (તેં) મોહબાણ માર્યાં સહી. રાધા. ૩

નાચી રહ્યો તું નેણમાં મ્હારા, વિસાર્યો વિસરાય નહિ. રાધા. ૪
પ્રીત કરી આમ પજવે તું હવે, છોડીશું દે હાથ ગ્રહી. રાધા. ૫
હરિપ્રસાદ હરિ બેઠી હું ભેટી, સઉની લાજ તજી દઇ. રાધા. ૬

**સ્તુતિ. पद ३. राग. उपरनो.**

વાલમ મ્હને છેતરીરે, છેહ દેઈ છોડી ના દઈશ.
છેહ દેઈ છોડી ના દઈશ, વાલામારા છેહ દેઈ છોડી ના દેઇશ. વા. ટેક
વિશ્વાસે ત્હારે રહી હું વળગી, નગેરો ના તું થઈશ. વાલમ. ૧
ધાર ધણી એક તું મ્હારો સાચો, ના મ્હને વિસરી જઇશ. વાલમ. ૨
અવગુણ મ્હારા દેજે વિસારી, હું તો કહ્યાં ત્હારાં કરીશ. વાલમ. ૩
મીઠડાં ત્હારા મુખનાં વેણાં, સ્નેહથી સાંભળી રહીશ. વાલમ. ૪
મનગમતા મ્હારા મનમાં રેહેજે, ગુણલા ત્હારા ગાઇશ. વાલમ. ૫
હરિપ્રસાદ હરિ હરનિશ મ્હારી, તું સંભાળ સાચી લઇશ. વાલમ. ૬

**સ્વરૂપમાં તલ્લિનતા. पद ४. राग उपरनो.**

શ્રીહરિ ત્હારી મૂર્તિરે, મ્હારા મનમાં મ્હાલી રહી,
મનમાં મ્હાલી રહીરે, પ્રભુ મ્હારા મનમાં મ્હાલી રહી–શ્રીહરિ ટેક
સાચા સગા મ્હારા મળ્યા તમે, મ્હારી જીંદગી સફળ થઇ–શ્રીહરિ. ૧
સગાં સંબંધી સ્નેહીયોનો સાથ, હાવે મ્હને ગમે નહિ–શ્રીહરિ. ૨
મનહર સુખકર શાંત શિતળ મૃદુ, સ્વરૂપે સુરતા લહી–શ્રીહરિ. ૩
વેણુ નેણુ સુખદેણ રસાળાં, તે જોઇ ભાન ભુલી ગઇ–શ્રીહરિ. ૪
વીણાના સ્વરે હું વિંધાણી વાલા, મળવા આવી સહી–શ્રીહરિ. ૫
હરિપ્રસાદ હરિ ત્હારા માટે હું તો, ક્રેડે વેરાગણ થઈ–શ્રીહરિ. ૬

**સુરતા સ્વરૂપમાં તદાકાર. પદ ૫. राग उपरनो.**

પ્રિયતમ (મ્હારા) પાતળારે, હરિવર હૈયાના હાર,
હરિવર હૈયાના હાર, મ્હારા શરીરના સણુગાર–પ્રિય. ટેક
આવો અલબેલા લાડકવેલા, રંગ તણા રેલનાર–પ્રિય. ૧
રંગ ભિના રંગીલા રશિલા; વિનવું વારંવાર–પ્રિય. ૨
પાવન પગલાં આપનાં પુજું, પ્રિયતમ પાલનહાર–પ્રિય. ૩
આપ પરણ્યા મ્હારા છો પ્યારા, પ્રેમ ઝોલે ઝુલનાર–પ્રિય. ૪
બુદ્ધિ બાજઠે બેસાડું બળવિર, હૃદયકુંજ મોઝાર–પ્રિય. ૫
હરિપ્રસાદ હરિ નહિ દેઉં જાવા, અંતરના આધાર–પ્રિય. ૬



**પ્રભુ પ્રસન્નતા મેળવવા. પદ ૧.**

**राग. मा मने खादीनी टोपी अपाव.**

આવો મારા છબિલા છોગાળા છેલ.
છબિલા છોગાળા છેલ, વારી જઉં, રંગભિના રંગીલા છેલ–આવો ટેક
છબીપર વારી જઉં બલિહારી, વહાલા વિહારી અલબેલ–આવો. ૧
વગાડી વાંસળી ભેદી મ્હારી પાંસળી, થઇ ગઇ અંગે રંગરેલ–આવો. ૨
સુદ્ધસાન વિસરી જોવાને નિસરી, મુકીને મનડાનો મેલ–આવો. ૩
જશોમતિ જાયા, વ્હાલા વ્રજરાયા, ખાંતિલા ખરો ત્હારો ખેલ–આવો. ૪
નથી રેહેવાતું ને નથી સ્હેવાતું, દાહાડલા કાઢવું મુસ્કેલ–આવો. ૫
હરિપ્રસાદ હરિ સ્નેહે બંધન કરી, શિદને સતાવો કરી ફેલ–આવો. ૬

**સ્વરૂપથી અજાણુ છું માટે. પદ ૨. રાગ ઉપરનો.**

રશિયા રાખું રાજી થાવ તેમ—

રાખું રાજી થાવ તેમ; હું તો કરૂં રાજી થાવ તેમ-રશિયા. ટેક.
પુરૂષ પુરાણી હું છું અજાણી. રિતભાત ત્હમારી કેમ. રશિયા. ૧
હશી હરિ આવો મુજને બનાવો, શો છે ત્હમારો કહો નેમ. રશિયા. ૨
કહો તેમ કરૂં હું મનમાં ધરૂં હું વ્હાલા તજી બચ્ચોન્હેમ. રશિયા. ૩
પ્રાણાધાર છો હૈયાના હાર છો, રાખો રાખો રૂદે રેહેમ. રશિયા, ૪
બાકી ના રાખું ઓવારી નાખું, કરોને ત્હમે ગમે જેમ. રશિયા. ૫
હરિપ્રસાદ હરિ આવોને નેહ ધરી, ભેટો પૂર્ણ કરી પ્રેમ. રશિયા. ૬

---

**પ્રાર્થના. ઘોળ ૧. રાગ-જીરે સંત થયા કેમ જાણીયે.**

મ્હારા નાથ બેલી નહિ કો મ્હાયરૂં—

મ્હારે આપ તણો આધાર, વિસારી ના દયો મુજને. ટેક.
મ્હારાં માનેલાં મુજને પીડતાં, એતો મળીહળી મારે માર-વિસારી. ૧
કોને કહું ને કયાં જઇને રહું, નથી પડતી મ્હને કંઇ ગમ-વિસારી.
નથી સ્થિર થાતું મન માહરૂં, ત્હેનો પાડો ઉકેલ પરિશ્રમ-વિસારી. ૨
દયાસાગર દયાદિલ કિજીયે, લીજીયે શ્રી હરિગુરૂ સંભાળ-વિસારી.
મ્હારૂં તન મન ધન ત્હમે શામળા. અંતકાળના બેલી દયાળ-વિસારી. ૩
મતિ પ્રેરક પ્રાણપતિ ત્હમે, બુદ્ધિદાતા ત્હમે બળવીર-વિસારી.
સ્વામી સુધારો જીવન માહરૂં, આવી આપો મને ધારણધીર-વિસારી. ૪
સાચાં સુકિત કરાવો સ્નેહથી, કાપો દુકિતના મુંજ કોટ-વિસારી.
જ્યાં જ્યાં જોઉં ત્યાં દેખું આપને, મ્હારા ચિત્તમાં લાગે તમ ચોટ-વિસારી. ૫

દ્વૈત ભાવ ટાળી નાંખો માહ્યરો, અદ્વૈત નિરખું અખંડાનંદ-વિસારી.
મ્હારા દોષ દિનાનાથ દુર કરો, વ્હાલા વિનંતિ સુણો વ્રજચંદ-વિસારી. ૬
જેવોતેવો તોય હું તો તમતણો, હાવે નચવો ના માયાના નાચ-વિસારી.
લાડ લડાવી હાડ ના ભાંગશો, દયોને દર્શન દયાળુ સાચ-વિસારી. ૭
આપ વિના અવર નથી માહ્યરે, સાચા મનથી કહું દિનાનાથ-વિસારી.
હરિપ્રસાદ હરિ હું હારી જઉં પાછો પડતાં પકડો હાથ-વિસારી. ૮

**પ્રર્થના. ગરબી ૧. રાગ-ગોકુલ વેહેલા પધારજોરે.**

રાંધા રમણુ રંગીલા લાલજીરે, રાતદિન રમતા રૂદે મોઝાર હો લાલ-રા. ટેક
અનુપમ રૂપ રઢિયાળુ આપનુંરે, મ્હારા અંતરના આધાર હો લાલ-૧
આંખડી અણિયારી અલબેડીરે, મલકતું મંદમંદ મધુરૂં મુખ. હો લાલ.
પ્રવાલ દાડમકળી સમ દંત છેરે, અધરામૃત ઉત્તમ દે છે સુખ હો લાલ-૨
મુસ્તક મુકુટ કિરિટ કોડામણોરે, મકરાકૃત કુન્ડળ બેઉ કાન હો લાલ.
તિલક કેસરી છે લાલભાલમાંરે, ચૂંબક ચમકે વિસરે ભાન હો લાલ-૩
ખિંટલિયાળા કાળા કેશ છેરે. લટકે લટકાળા ચિત્ત ચોર્યું હો લાલ.
વરણાગી વાંસલડીયે માહ્યરૂંરે, કાળજું કોડિલાવર કોર્યું હો લાલ-૪
પીળો પટકો પ્રાણજીવન ધર્યોરે, કંઠે કુસુમ કમળના હાર હો લાલ.
વાઘો પચરંગી પ્રભુ પ્હેરીયોરે, છબિલા છે છબિ છટાદાર હો લાલ-૫
ચારૂ ચાખડીયે ચઢી આવતારે. ઝીણી ઝીણી ઝાંઝરીનો ઝમકાર હો લાલ.
વાંકા વિહારી વરણાગીયારે, તમે મારા હૃદયના રમનાર હો લાલ-૬
અખંડાનંદ આનંદ કંદ છોરે, નિરખી નયણાં નિત્ય નિત્ય ઠારૂં હો લાલ.
આઠે પોહોર આનંદ મને આપતારે' જેથી કાજ સરે સૌ મ્હારૂં હો લાલ-૭
મ્હારૂં તન મન ધન સૌ આપ છોરે, મ્હારૂં સર્વોત્તમ તમે સુખ હો લાલ.
હરિપ્રસાદ હરિ હેતે મળ્યારે, હું તો જોઇ જીવું તમ મુખ હો લાલ-૮

## ઘડીયે નથી વિસરતા. પ્રાર્થના. ગરબી ૧.

### રાગ-જામે ગોવાલણી જુઠી—

ઘડીયે નથી વિસરતા, વાલાજી મ્હારા, ઘડીયે નથી વિસરતા. ટેક.
પલકેને પલકે ગુણનીધિ ઘટમાં. આવીને ફુંદકી ફરતા-વાલાજી. ૧
ઉઘાડી આંખે અલબેલા દેખું, મીચું તો મહીં આવી ઠરતા-વાલાજી. ૨
વિષયોમાં પણ આપ પાતળીયા, ભાવ કરી ભેળા ભરતા-વાલાજી. ૩
આપ વિના અન્ય કાંઇ નથ ભાસે, વિશ્વ બધામાં લહરતા-વાલાજી. ૪
કૃપાળુ કૃપા એવી રંકપર કીધી, શુભ શૂકને આવી મળતા-વાલાજી. ૫
દિન પ્રતિદિન દિલના દયાળુ, આનંદના ઓઘ તમે ભરતા-વાલાજી. ૬
હરિપ્રસાદ હરિ હૈયાના હાર મ્હારા, સમાવી દીધી મ્હારી બળતા-વાલાજી. ૭

---

## લગની લાગી. પ્રાર્થના. ગરબી ૨. રાગ. ઉપરનો.

લગની રહી છે લાલ લાગી, તમારી મને લગની રહી છે લાલ લાગી-ટેક.
કનૈયાલાલ મ્હારી હૃદય કુંજમાં, વિચિત્ર વાંસળી વાગી-ત. ૧
ઘેલી કરી છે મ્હારી મતિ મોહનજી, વિશ્વ વસ્તુ દીધી ત્યાગી-ત. ૨
અજ્ઞાન ઉંઘમાં ઉંઘી બહુ દાહાડા, હાવે તો જોયું મેં જાગી-ત. ૩
નથી ગમતું મને ડાહાપણ દુનિયાનું, આપ કૃપાયે અનુરાગી-ત. ૪
સંસારી સુખ તજી ભજુ હું તમને, ભાવઠ મ્હારી સૌ ભાગી-ત. ૫
ભલે ઘરગામના ગાંડી મને ગણુતાં, નહિ રહુ તમથી આઘી-ત. ૬
પાર ઉતારજો પ્રીત કરી પાતળા, લેઉં મુખે હું એ માગી-ત. ૭
હરિપ્રસાદ હરિ હરદમ હૈયામાં, રેહેજો તમે શામળા સોહાગી-ત. ૮

---

**માયાથી ઉગારો. પ્રાર્થના. પદ ૧.**

**રાગ. વાલા વેગે આવોરે દયા દિલે લાવોરે.**

મોહનજી ત્હારી માયારે, (ખૂબ) ખેલી રહી જદુરાયારે—
પાર ના પામું તેહનો હોજી, જાળવું પણ મુંજથી ના જળવાય-મો. ટેક.
"કૃપા કરો તો કેશવા, નિકળે કિંકર બહાર—"
" તમો વિના નહિ અન્ય કો, એકે મુંજ આધાર "
" જાવું કયાં જગ છોડીને, કરૂં કયાં જઇ પોકાર "
પ્રણુત જન પ્રતિપાળારે; દિન બન્ધુ દયાળારે.

હું અભ્યાસી દેહનો હોજી, શામળીયાના સાધન કાંઈ સધાય-મોહન. ૧
" હિણા કર્મનો હું હરિ, અરે બન્યો મોહદાસ,"
" અંતર મુજ ઉઘડે નહિ, મંદમતિ હું ખાસ."
" વખત વહી ચાલ્યો બધો, ઉર ના થાય હુલ્લાસ "
સમી સંધ્યા થઇ મ્હારીરે, હું તો હરિ જઉ હારીરે.

ત્રાસ થાય તનમાં હોજી, બળવંતા આવી ઝાલો મુંજ બાંહ્ય-મોહન. ૨
"ધર્મવ્રત નિયમ કદી, નથી કીધાં પુન્યદાન,"
" જપ, તપ, શમ, દમ, યોગ વિણુ, ભ્રષ્ટ થયો ભગવાન."
" નામ લેઉં જીભથી કદી, એજ મળે એંધાણ,"
બ્હાનું બીજું કાંઇરે, નથી ધર્યું જગ માંહીરે.

વાલાજી સંભાળજોહોજી, પાતળીયાજી કરજો અંતે સ્હાય-મોહન. ૩
" અનેક અધમ ઉદ્ધારીયા. નામ તણો પ્રતાપ,"
" ભાવે કભાવે કરગરૂં, મનમાં ધ્યો માબાપ."
" કષ્ટ હરી કરૂણા કરી, ખોળે લેજો આપ."

હરીપ્રસાદ હાથ ઝાલીરે, લેજો વાલા વનમાળીરે;
અવસરે આવી હે વિભુ હોજી. મોહમાયા તો મુજથી નહિ
ઝીતાય–મોહન. ૪

---

પ્રભુ વિશે વિશ્વાસ. प्रार्थना. पद १.

**राग. वालीडा चडजो ह्वारेरे.**

વિશ્વાસ મને તમારોરે, હરિવર હું નહિ હારૂં,
મને ચરણ કમળમાં ઠારોરે, મન મનાવો મારૂં. ટેક.
બાપજી મ્હાને માટે, તમે જાગો પ્રહર આઠે;
સંભાળના વાટે ઘાટેરે. હરિવર—૧
જંગલમાં મંગળ કરતા, દિન જાણી દુઃખડાં હરતા;
મ્હારા હૃદય કમળમા ઠરતારે. હરીવર—૨
લેઈ જાવો ત્યાં હું જાવું, ખવડાવો તેવું ખાવું;
ગવડાવો તેવા ગુણ ગાવુંરે. હરિવર—૩
સુખ સંસારનાં તજીને. હું એક તમને સજીને,
વણીભાવે કભાવે ભજુંરે. હરીવર—૪
હું લોકનાં મ્હેણું સ્હેતો, થઈ વાલા તમારો રેહેતો,
નવ છોડી દેશો હવેતોરે. હરિવર—૫
નટવરજી નંદલાલા મ્હારી લાજ રાખજો વાલા,
ના જવા દેશો દયાળારે. હરિવર—૬
ભલે ભુંએ ભોંય સુવાડો, બલતામાંથી બ્હાર કાઢાડો,
કરો જાહેર કે સંતાડોરે, હરિવર—૭

હું તનમન તમપર વારૂં. મેં દ્રઢ કર્યું મનડું મ્હારૂં,
પામું સુખ શાંતિથી સારૂંરે. હરિવર—૮
નાથજી નેણાં આગે, રેહો સુંદરવર સોહાગે,
પછી શત્રુઓ નહિ જાગેરે. હરિવર—૯
તમે સમર્થ શિરપર સ્વામી, તોપછી મારે શી ખામી,
હરિપ્રસાદ રહ્યો શિર નામીરે. હરિવર—૧૦

**નહિ છાજે એ છેલા. प्रार्थना. पद २. राग. उपरनो.**

મ્હારો કદી દેશો મુકીરે, નહિ છાજે એ છેલા.
ચિત્ત ચોરી જાશો ચુકીરે, ગોવિંદ ગણાશો ઘેલા.—ટેક.
દેખા દેખી રંગે. હું વળગ્યો છું ઉમંગે.
જો નહિ રહો મુજ સંગેરે. નહિ છાજે. ૧
જીવણજી શું કહું ઝાઝું, મુખે કેહેતાં હું લાજું.
જુઓ તમારા બલથી ગાજુંરે. નહિ છાજે ૨
સમય સંભાળો સ્વામી, ખાંતિલા ખુએ ખામી,
હું રહિશ જો નિચગામીરે, નહિ છાજે. ૩
કરણી જોતાં હાવે, નહિ પાર પ્રભુજી આવે,
દિન દાસને હરિવર તાર્યેરે. નહિ છાજે. ૪
કૃપા કરી કરૂણાળુ, હવે ખોલો તનનું તાળું,
મ્હારા કર્મનું જોતાં કાળુંરે. નહિ છાજે. ૫
છે આશા એક તમારી, ત્રીકમજી લ્યોને તારી,
જો વિનતિ નહિ શુણો મ્હારીરે. નહિ છાજે. ૬
તમે જો રહેશો રોષે, તો લોક તમાસા જોશે,
હું મરીશ એમ અપસોશેરે. નહિ છાજે, ૭

મ્હારી આંખનાં લ્હોજો આંસુ, જો જો જન્મ ના થાયે ફાંસુ,
વ્હલા જો હું વિમાસુંરે. નહિ છાજે. ૮
મ્હારી ભુલચુક વિસારી, ક્ષમા કરજો દેવ મોરારી,
જો કષ્ટ પડશે મ્હને ભારીરે. નહિ છાજે. ૯
હરિપ્રસાદને હરજી, દેજોશાંતિ સુખ શ્રીવરજી,
આ આખરની છે અરજીરે. નહિ છાજે. ૧૦

---

**સુરત અશ્વનીકુમાર ઉપર. ગરબી.** સં. ૧૯૭૧ના વૈશાખ સુ. ૭
**राग. धन्य गोकुळ धन्य गामडांरे धन्य धन्य वृंदावन.**

વેગે વેહેલા વાલમારે, આવી કરજો વ્હાર. વાલા વિનવીયેરે.
આપ કૃપાયે શામળારે, કરીયે પારાયણ સાર. વાલા. ટેક.
તુલશી કૃત રામાયણેરે, કરવા રામનું ગાન. વાલા.
અધિક માસે અધિકું અમેરે, મુકી કદીયે માન. વાલા. ૧
ધન્ય તાપી ધન્ય દેવતારે, ધન્ય ધન્ય ધરતી ધામ. વાલા.
ધન્ય હરિજન સૌ મંડળીરે, ધન્ય ધન્ય સીતાશ્રીરામ. વાલા. ૨
અધિકારીજન આપનારે, આવ્યાં આપને શર્ણ. વાલા.
જ્ઞાન ભક્તિ વૈરાગ્યથીરે, ઠારો અંતઃકરણ. વાલા. ૩
ભક્તિરશ દેઇ ભુધરારે, કરાવો આજ કલોલ. વાલા.
વિશ્વપતિ હરો વિઘ્નનેરે, આવ્યો છે આજ થોલ. વાલા. ૪
શ્રદ્ધા સત્સંગ આપજોરે, આનંદ આનંદ થાય. વાલા.
નરનારી બહુ નેહથીરે, ગાજી ગુણલા ગાય. વાલા. ૫
પાર ઉતારજો પ્રેમથીરે, પ્રીતે પધારો આપ. વાલા.
જોઇયે તે સાધન લાવજોરે, મુરારી રાખજો માપ. વાલા. ૬

નથી ગજુ કાંઈ માહરૂં રે, આપ બળે કુદાય. વાલા.
દોષ હરજો સૌ દાસનારે, દેજો સતસંગ સદાય. વાલા. ૭
વૈસાખ સુકલ સપ્તમીરે, ચંદ્રવારે ચિત્ત ચ્હાય. વાલા.
રાધારમણ રૂદિયે રહોરે, જન્મ મરણ દુઃખ જાય. વાલા. ૮
સતસંગરંગ જમાવજોરે, અભંગ આનંદ થાય. વાલા.
શાંતિ નિજાનંદ આપજોરે, હરિપ્રસાદ હરખાય. વાલા. ૯

---

**સં. ૧૯૭૮ના વૈ. સુ. ૧૫. ગરબી ૨. રાગ. ઉપરનો.**

ધન્ય દિવસ ધન્ય આ ઘડીરે, ધન્ય ધરણી ધન્ય ધામ;
આનંદ અતિ ઘણોરે—ટેક.
સાચું કે સ્વપ્નું આ હશેરે, નથી કળાતું શ્યામ—આનંદ. ૧.
સૂર્યપુર શોહામણુંરે, પવિત્ર તાપી તીર; આનંદ;
અશ્વનીકુમાર આગળેરે, ભકતની ભાંગી ભીડ—આનંદ. ૨.
ભાવિક ભકતો આવીયારે, સુખડીયા સમસ્ત; આનંદ;
બીજી વૈશ્નવની મંડળીરે, બાઇ ભાઇ સૌ આશકત—આનંદ. ૩.
નૃસિંહજીની વાડીમાંરે, વહાલા કર્યો મુકામ; આનંદ;
ગૌલોક દિશે આ ભુમિકારે, પધાર્યા શ્રી રામ—આનંદ. ૪.
નવાંહ પ્રયોગ નવ દિનનોરે, કર્યો નિષ્કામ સુખ કાજ;આનંદ;
પાર ઉતાર્યો પ્રીતથીરે, લાલજી રાખી લાજ—આનંદ. ૫.
ન્હાંના માટે બાપજીરે, તેવડ કીધી તમામ; આનંદ;
વિશ્વાસે વળગી રહ્યારે, શોભ્યા સુંદિર શ્યામ—આનંદ. ૭.
જંગલમાં મંગળ કર્યુંરે, જીવણ જાળવ્યો જોગ; આનંદ;
નહિ મુકું હરિ નામનેરે, ટાળજો ભવ ભય રોગ—આનંદ. ૬.

સત્સંગ ભકિત આપજોરે, નિત્ય નિત્ય નવલા રંગ; આનંદ;
ભાવિક ભકતની ભીડમાંરે, ભકિત દેજો અભંગ-આનંદ ૮.
ના ગમે સુખ સંસારનાંરે, વહાલા વૈશ્નવજન; આનંદ;
શાંતિ સ્વરૂપાનંદમાંરે, રમતુ રેહે નિત્ય મન-આનંદ-૯.
કાલાવાલા એ માહારારે, સઉને લડાવજો લાડ; આનંદ;
હરિપ્રસાદ હરિ હેતથીરે, પ્રીતે માનીશ (તમ) પાડ-આનંદ. ૧૦

---

**प्रार्थना. पद १. राग. नखराळी जोबन वाळी.**

ગૌલોક પતિ ગીરધારી-જય જય સચ્ચિદાનંદ સ્વામી-
વિઠ્ઠલવર વ્રજ વિહારી-જય રાધા પતિ રહુ નામી-ટેક.
વિશ્વપતિ વિશ્વંભર વાલા, વિશ્વ સકળ ના કરતા-
મદ હરતા મધુસુદન મુરારિ, ભુધરજી ભય હરતા-જય. ૧
સર્વેશ્વર સત્ય સાક્ષિ કાહાવો, સર્વના અંતર જામી-
શબ્દાતિત ગુણાતિત ગુરૂજી, બળવંતા બહુ નામી-જય. ૨
ચર્ણ શર્ણ રહી તમપદ શેવું, દયાકર દયાળુ દેવા-
હરિપ્રસાદ હરિ હરનિશ યાચું, શાંતિ સુખના મેવા-જય. ૩

---

**प्रार्थना. गरबी १ राग. तुतो हरि भजतां विलंब ना कररे.**

હાવે હરિવર થઇ છે હદરે, રદય મ્હારૂં શાંતિ પમાડો;
માનું માયિક સુખ સૌ રદરે, મુડયો બ્હાર મ્હને કાહાડો-ટેક.
મોહ મમતા માયામાં લુટાયો, કારમાં કર્મ કરીને કુટાયો;
પાપે પીડ પીડાય ખદબદરે-રદય. ૧

બ્હાર તેની પ્રભુ બૂમ પડે છે, મ્હારાં માનેલાં મુજને નડે છે;
માયા લાળની મુકાવો લબદરે-રદય. ૨
કયાં જઇને કહું કથની મ્હારી, આપ વિના અન્ય નહિ કો મુરારિ;
કોણ ટાળે મ્હારી વિપદરે-રદય. ૩
કર્તું અકર્તું છો અંતર્યામી; બાળ બચાવી લ્યો બહુનામી;
ત્હમે વિચારો વાલા બિરદરે-રદય, ૪
હું પામર બહુ પાપનો ભરીયો, બ્હાનું ત્હમારૂં હું વગોવી ફરીયો;
અલબેલા તે ઉતાર્યો મદરે-રદય. ૫
રશિયા ત્હમારા રાચ્યું હું રંગે, હરિપ્રસાદને હરખી ઉમંગે;
દયા કરી દયો હાવે નિજ પદરે-રદય ૬

---

**પ્રાર્થના. गरबी २. राग. उपरनो.**

મ્હને નિભાવો મ્હારા નાથરે, મુકો નહિરે વિસારી
મ્હારી બાજી ત્હમારે હાથરે, મનગમતા મુરારિ-ટેક.
સરવે તજે પણ આપ સંભાળો, પતિત હુંછું પણ પ્રભુજી પાળો;
આપ પતિત પાવન પ્રાણનાથરે-મુકો નહિરે ૧
અધમ જન બહુ તાર્યા અલબેલ, મુજને તારવો નથી મુસ્કેલ;
મ્હારી શુણો શામળીયા વાતરે-મુકો નહિરે ૨
હું થઉં એવા ના થાશોરે હરજી, કર ઝાલીલ્યો કોડે કમળાવરજી;
મ્હને મેળવો સતસંગ સાથરે-મુકો નહિરે ૩
મન માને તેમ મ્હારો કહી રાખો, દયાળુ દેવ દિલમાં દયા દાખો;
નથી ખમાતી માયાની લાતરે-મુકો નહિરે ૪

ગમ પાડો મ્હને ગરિબના બેલી,વ્હાર કરો વાલમ ત્હમે વેહેલી;
હાવે જાળવી લ્યો જગ તાતરે–મુકો નહિરે ૫
સાચું સુખ સ્વામી દયોને બતાવી,હરિપ્રસાદ હરિ ઉગારો આવી;
ભવ ભિરૂ ભીડાવીને બાથરે–મુકો નહિરે ૬

---

**પ્રાથના. ઘોળ ૧. राग. आज साहेली में तो हरिरस पीधो.**

(રાજ) રદય નિવાશી મ્હારા, રૂદિયામાં રેહેજ્યે;
સંકટ સમે મ્હારી સંભાળ લેજ્યો–રાજ રદય. ટેક.
સર્વ તજીને ભજુ તમને હું ભાવે, કોઈ નથી મ્હારૂં નિશ્રે
કીધો મેં હાવે–રાજ રદય. ૧
તન મન ધન મ્હારા હરિવર ધારૂં, તમ વિના અવર નહિ
નામ ઉચ્ચારૂં–રાજ રદય. ૨
ડગમગતું મન મ્હારૂં ચડેરે ચકડોળે, કૃપા કરો તો પછી
જરીયે ના ડોલે–રાજ રદય. ૩
હૈયાના હિંદોળે હરિ આવી ઝુલો, અંતની વેળાયે વાલા
મ્હને ના ભુલો–રાજ રદય. ૪
સાચા સગા છો મ્હારા શ્રી ઇષ્ટ દેવા, રાધા રમણરૂપની
નિત્ય કરૂં શેવા–રાજ રદય. ૫
મનહર છબી મ્હારા મનડામાં મ્હાલે, શાંતિના સાગર તમો
વિના ના ચાલે–રાજ રદય. ૬
લાલચુ લોચન મ્હારાં આપને નિરખે, મલપતું મુખડું જોઈ
હૈયું મુજ હરખે–રાજ રદય. ૭
આવોને આવો મ્હારા અલબેલા આવો, હરિપ્રસાદ હરિ કર
મુજ સ્હાવો–રાજ રદય. ૮

**પ્રાર્થના. गरबी १. राग म्हारा मनमां जाणेके मरवुं नथीरे.**

ગાઉં ગાઉં તે ગુણ એક આપનારે લોલ;
નથી મ્હને જરાયે ભાન, ઓ ભગવાન—ગાઉં ટેક.
ભુલ પડે તે મારી સુધારજોરે લોલ;
મારૂં મુકી કહુંછું અભિમાન, ઓ ભગવાન—ગાઉં ૧.
રાધારમણ રંગ તમ લાગિયોરે લોલ;
કીધું કીધું છે મેં પ્રીતિપાન; ઓ ભગવાન—ગાઉં ૨.
વશીકરણ વાલા ત્હારી વાંસળીરે લોલ;
તે તો શુણીને ગઇ સુદ્ધ સાન, ઓ ભગવાન—ગાઉં ૩.
હરિપ્રસાદના હરિ હૈયાહાર છોરે લોલ;
મારૂં સાચવજો આવી અવસાન, ઓ ભગવાન—ગાઉં ૪.

---

**प्रार्थना. गरबी २. राग उपरनो.**

લેઉં લેઉં હું વારણાં બહુ વહાલથીરે લોલ;
ત્હમે નોધારાના આધાર, હૈયાહાર—લેઉં લેઉં ટેક.
પાકો ભરૂષો મને છે આપનોરે લોલ;
થયો નિશ્ચિંત હું નિરધાર હૈયાહાર—લેઉં લેઉં ૧.
મારા પ્રાણના તે પ્રાણ પ્રભુ આપ છોરે લોલ;
મારા મુકુટમણિ સરદાર, હૈયાહાર—લેઉં લેઉં ૨.
મ્હારા ક્રિયા જનમના પુન્યથીરે લોલ,
આપ પધાર્યા મ્હારે દ્વાર, હૈયાહાર. લેઉ લેઉ. ૩
હરિપ્રસાદ કહે કૃપા બહુ કરીરે લોલ.
મ્હારો સુફળ કર્યો અવતાર, હૈયાહાર. લેઉ લેઉ. ૪

**प्रार्थना. गरबी ३. राग. उपरनो.**

ધણી ખમ્મા તમોને મ્હારા લાલાજીરે લોલ.
મ્હારા સાચા તે સંગી શ્યામ, પૂર્ણ કામ. ધણી. ટેક.
ભાગો વિયોગની ભૂખ ભુધરારે લોલ.
મ્હારા રૂદિયે કરોને વિશ્રામ, પૂર્ણ કામ. ધણી. ૧
હું તો પ્રેમે પૂજુ તમ પાવલારે લોલ.
તમો ગરિબના બેલી ઘન શ્યામ, પૂર્ણ કામ. ધણી. ૨
મ્હારાં જુનાં તે સગપણ સોધિયાંરે લોલ.
ન્હોતી આજ સુધી રહી મ્હને ફામ. પૂર્ણ કામ. ધણી. ૩
હરિપ્રસાદ હરિ હેત આવડુરે લોલ.
ન્હોતું જાણ્યું ત્હમે છો સુખધામ, પૂર્ણ કામ. ધણી. ૪

**प्रार्थना. गरबी ४. राग. उपरनो.**

છોડુ છોડુ ના છેલ હવે છેડલોરે લોલ.
તજી લાજ ઝાલું હાથ, મ્હારા નાથ. છોડુ છોડુ ના. ટેક
કોટી કલ્પની ભાગી મ્હારી કલ્પનારે લોલ.
થાય આનંદ ઉરમાં અગાથ, મ્હારા નાથ. છોડુ છોડુ ના. ૧
વિષય વિલાસી લોક કહી વિશ્વનારે લોલ.
ભલે કરે ગમે તેવી મ્હારી વાત, મ્હારા નાથ. છોડુ છોડુ ના. ૨
ગુરૂ ગોવિંદ ત્હમે મ્હારા ઇષ્ટ છોરે લોલ.
રહીશ હળીમળી હરિજન સાથ. મ્હારા નાથ. છોડુ છોડુ ના. ૩
હરિપ્રસાદ હરિ હેતે મળ્યારે લોલ.
ભાવે ભીડાવિ રાખીશ બાથ, મ્હારા નાથ. છોડુ છોડુ ના. ૪

**પ્રાર્થના. પદ ૧. राग. नाथ कैसे गजको बंध छोडायो.**

કૃપાળુ ત્હારી કળના ના કળી શકાય,
ગુણ ગાનારા કેઇ પેર ગાય, કૃપાળુ ત્હારી. ટેક.
અજાણ્યા કહુ તો અસુર કુળને, હણ્યું કેમ જદુરાય,
જાણીતા કહુતો સાંદિપ્ય પાસે, શિખ્યા સાથી વિદ્યાય. કૃપાળુ. ૧
સત્ય વાદી કહુંતો સતિવૃંદાને, શી રીતે તમથી છળાય,
અસત્ય વાદી હોતો ત્હમે કેમ રાખી, દ્રુપદિનીરે લજ્જાય. કૃપાળુ. ૨
શાંત કહુંતો શિશુપાળ માર્યો, રાજસ્યું યજ્ઞની માંય,
ક્રોધી કહુતો ભૃગુ પ્રહારને, ખમ્યા કેમ વૈકુંઠરાય, કૃપાળુ. ૩
સંહારક કહુતો કેમ કરી કીધી, ઉતરા ગર્ભેરક્ષાય,
પાળક કહુતો ભાણેજ મરાયો, સુભદ્રા સુત રણમાંય કૃપાળુ ૪
તસ્કર કહુતો સત્ય ભામાને, મણી આપ્યો કરમાંહ્ય,
સહુકાર કહુતો ચોરી કેમ ખાધાં, મહી માખણ વ્રજરાય, કૃપાળુ ૫
અવચની કહુતો દડોલાવી આપ્યો. નાગનાથી કીધો ન્યાય.
વચની કહુતો ભિસ્મના સ્હામા, આયુદ્ધ કેમ ધરાય. કૃપાળુ ૬
વ્યભિચારી કહુતો કેમ કરી દીધો, માર્ગ માહારાણી માય,
બ્રહ્મચારી કહુતો વ્રજનારી સાથે, કીધી વિહારી લિલાય, કૃપાળુ ૭
નિષ્કપટી હોતો કપટ કરી કેમ, માર્યો ત્હમે ×કપિરાય,
કપટી હોતો કેમ કરી કીધી, અર્જુન સખાની સ્હાય; કૃપાળુ ૮
દાતાર કહુતો જઈ કેમ જાચ્યા, બળી તણા યજ્ઞ માંય,
કૃપણ કહુતો ત્હમારે હાથે કેમ, સુદામાજી ન્હાલ થાય, કૃપાળુ ૯
નિગુર્ણ કહુતો નાથજી મ્હારા, નભનગ કેમ દશાય,
સગુણ કહુંતો સ્વામીજી મ્હારા, નાચૈતન્ય ચોક્કસ જણાય, કૃપાળુ ૧૦

---

×કપિરાય=વાળી.

અભેદ કહુતો અવિનાશી કેમ. વર્ણાશ્રમ ધરાય,
ભેદ વાંળો કહું તો નિચ ઉચથી, બ્રહ્મમાં કેમ ભળાય, કૃપાળુ ૧૧
જેવા છો તેવા દિશો છો, સામાં, ભાવના સત્ય ભણાય,
હરિપ્રસાદ હરિકળના ત્હમારી, કળતાં થાકી જવાય, કૃપાળુ ૧૨

---

**પ્રાર્થના. ગરબી ૧. राग. कंसारायनं केहवा थो म्हाना.**

પ્રાણથી મ્હને પ્યારારે પ્યારા, હૈયાનો હાર જાણું હરિ મ્હારા—પ્રાણ. ટેક
ચકોરીને વ્હાલો લાગે જેવો ચંદ, કામીને કામનીથી થાય આનંદ;
તેવારે મ્હને વ્હાલા લાગો વ્રજચંદ—પ્રાણથી. ૧
મેઘને જોઈ ટોકે મધુરા મોર, પર ધન જોઈ હરખે જેમ ચોર;
એમ હું હરખું જોઇ નંદકીશોર—પ્રાણથી ૨
મણીધરને મણીપર જેવો પ્રેમ, બાળકપર માનું વ્હાલ હોય જેમ,
વ્હાલા મને લાગો વિશ્વપતિ તેમ—પ્રાણથી. ૩
જળ વિના જીવે નહિ જેમ મિન. ધન જોઇ હરખે પ્રાણી જેમ દિન;
લક્ષ્મિવર જોઇને થાઉં હું લિન્ન—પ્રાણથી. ૪
સતિને વહાલો જેવો ભરથાર, વેશ્યાને વ્હાલો જેવો સણગાર;
એવા મ્હને વ્હાલા છો નંદકુમાર—પ્રાણથી. ૫
કમળમાં ભ્રમર કરે જેમ ભ્રમણ, સ્નેહે જેમ સંકટ કરે છે સહન;
તેવા મ્હને વ્હાલા શ્રી રાધારમણ—પ્રાણથી. ૬
પાપીને પાપ કરવાની જેવી ટેવ, જારણી કરે જારી તણી જેમ શેવ,
એવા મ્હને વહાલા ગુરૂ શુકદેવ—પ્રાણથી. ૭

---

× વાળી.

વનચરને વ્હાલું હોય જેવું વન, લોભીને વ્હાલું લાગે જેવું ધન;
એવા મ્હને વહાલા લાગે હરિજન—પ્રાણથી. ૮
પતંગને પાવક પર જેવી પ્રીત, નાદ ના સ્વાદે મૃગમરે જેમ ખચિત,
લાગ્યું હરિપ્રસાદનું હરિમાં એમ ચિત્ત—પ્રાણથી. ૯

---

**प्रार्थना. गरबी १. राग. बलीहारी रशिया गीरधारी.**

વારી જઉં, રશિયા, બલિહારી, મારા લાલ હો મનગમતા.
મુજ હ્રદય નિવાસી, વેહેલા આવજો હોજી—ટેક૦
ચોદિશ જોઉં વહાલા વાટડી પ્રીતથીરે;
રૂદિયે રમે છે છબી ત્હારી, મારા લાલહો ૧
ન્હાવું ને ખાવું વાલા, કાંય નથી ગમતુંરે;
વ્યાપ્યો વિયોગ વન્હી ભારી મારા લાલહો ૨
વાત કરતામાં વાલા, યાદ બહુ આવોરે;
પ્રેમની પીડયા કહું કયાં પોકારી, મારા લાલહો ૩
શ્યામ સલુણા વાલા, કાંઈ નથી સુજતુંરે;
મુખડુ બતાવો આનંદકારી. મ્હારા લાલહો. ૪
વિશ્વાસે શિદને વાલા, વિખડું પાઓછોરે.
દયા લાવો દિલે જરી મ્હારી. મ્હારા લાલહો. ૫
રંગે રમાડી વ્હાલા, જોડે જમાડીરે.
માયા લગાડી દયો શું વિસારી. મ્હારા લાલહો. ૬
તન મન ધન વાલા, સોપ્યું મ્હેં ત્હમનેરે.
સાચા ધણી લીધા મેં ધારી. મારા લાલહો. ૭

ઉંચે ચડુને વાલા નિચે હું ઉતરૂં રે.
દેખું નહિ નાથજી ગીરધારી મારા લાલહો. ૮
હદ થઈ હાવે વાલા, શાંતિ મન ના રેહેરે.
હરિપ્રસાદ હરિ જઉ હારી. મારા લાલહો. ૯

---

**પ્રાર્થના. ઘોળ ૧. રાગ બાણાસુરની નગરીમાં—**

મન્દિર મ્હારે આવો, ભુધરજી મુજને ભાવોરે;
લ્હાવો લેવો છે મ્હારે લાલજીરે.
વાલમ વાટડી જોઇ રહી છું, ગાંડી ઘેલી હું તો થઇ છું;
સુદ્ધ બુદ્ધ વિસરી ગઈ છું? પ્રણત પાળજીરે-૧.
તરીયા તોરણુ બાંધું, કાંઈ કુસુમથી સાંધું રે;
હરજી હું આરાધુ ત્હમને પ્રીતથીરે;
કેશર કુમકુમ ગાર ઘલાવું. મોતીડે હું ચોક પુરાવું;
પાતળીયા પધરાવું બાજઠે રિતથીરે-૨.
કુમકુમ કેશર ચરચું ભાલ, અર્પું અક્ષત અબિલ ગુલાલ;
હેતના હાર હરિવર તમ કંઠે ધરૂંરે;
પાય પખાળી પાયે લાગું, એઉ કર જોડી હરિવર માગું;
દુઃખ વિયોગનું ભાગું, હું માલારૂંરે-૩
ચર્ણામૃતનું પાન કરી હરિ, નિવેદ ધરી કરૂં આરતિ ખરી;
પ્રક્રમા ફરિ ફરીને સુવાડુ શામળારે;
પ્રેમ પુષ્પની સેજ બિછાવી, ચરણુ સેવા કરૂં પ્રીત લગાવી;
મુકો મનથી દયા લાવી આમળારે-૪

ટહાડી મીઠી વાત કરીને, વ્હાલા બેસું હામ કરીને;
નિરખું નયન ભરીને નાથ નિભાવજોરે;
નિત્ય નિત્ય નાથજી શેવા દેજો, રૂદય કમળમાં વાલા રેહેજો;
પ્રેમ કરીને પ્રભુજી રોજ રોજ આવજોરે-૫
પ્રાણપતિ છો મુજને પ્યારા, નાથ ગણું હું નયનના તારા;
દોષ ના જોશો મ્હારા, દયા લાવજોરે
શાંતિ સુધારસ દેજો ચખાડી, દર્શન દેજો દહાડી દહાડી;
હરિપ્રસાદ હરિ હેત હૈયાનું બતાવજોરે-૬.

---

**પ્રભુ દર્શન થતાં. पद १. राग चाल्य चाल्य ओ अलबेली.**

લાવ્ય સખી લાવ્ય ફુલહારને, પેહેરાવિયે પ્રીતે પ્રભુ પ્રાણાધારને;
મોગરાની માળા મોરારને, સારી શોભે મોગરાની માળા મોરારને.
કોડે ધરૂં કંઠે કોડીલા કિરતારને, લાવ્ય સખી લાવ્ય-૧.
મ્હારા હરિવરને હૈયે સ્થાપું, ચતુર વરને ચિત્તમાં ચાંપું;
ચાંપુ પ્રીતે...સોંપું નિત્યે, હેત કરીને હાર. હાવે લાવ્ય;
લાવીયે છીએ......................લાવ્ય સખી લાવ્ય-૨.

---

**પ્રાર્થના. प्रभात १. राग झुलणा छंदनी चाल.**

રાધિકા રમણ મન ભ્રમણ મ્હારૂં કરી, નિદ્રાને નાથ શું ચોરી લીધી;
રટણ ત્હારૂં કરૂં, ધ્યાન રૂદિયે ધરૂં, બાવરી કયાં મ્હને કંથ કીધી-ટેક.
જાગતી મ્હને કરી, જાવ છો પરહરિ, દયા દિલે ન ધરી કેમ દેવા
બેલી કોણ છે કહો, લાલ લક્ષમાં લહો, શિદનેઆમ દહો દયોને શેવા-૧

ગાંડી મુને ગણી કહો હું કોણ તણી, હૈયું મ્હારૂં હણી હાથે લ્યોછો;
સ્નેહની સાંકળે બાંધી લીધી બળે, ચડાવીચાકળે દગો દ્યોછો-રા. ૨
દોષ જો હોય તો દુર કરો માહારા, સ્વામી સંભારી લ્યો ભુલ મ્હારી;
કુલિન થઇ કંથજી પાળો કુભારજા, ચર્ણ કમળમાં દ્યોને ઠારી-રા. ૩
પતિત છું નાથજી હાથ મ્હારો ગ્રહો, અનાથના નાથ કયાં બીજે જાવું;
દિન બન્ધુ તહમે ભેટિયા આશમે, હાવે નવ નમેરા ઘટે થાવું-રા. ૪
ચિત્ત આ ચરચરે કાળજું ફડફડે, હૃદય મુજ થરથરે આપ વિના;
અક્કલની આગળી બની એબાકળી, તમ વિનાલળી કહું કયાં બીના-રા. ૫
રાજ રૂદિયે રહો ખુંદણાં મુજ સહો, ભાર મ્હારો વહો હરિ હાથે;
હરિપ્રસાદની દાદ દિલે ધરો, યાદ લાવી મ્હને રાખો સાથે-રા. ૬

---

## प्रार्थना. प्रभात २. राग उपरनो.

લાલચું લાલજી શાને તહમે થયા, ઘેરો ઘેર જૈને જીવણ જમતા;
આપના ધામમાં સ્મૃદ્ધિયો શું નથી, ઓછી જાણીને કયાં બીજે ભમતા-ટેક.
ચતુર તમ ચર્ણમાં લક્ષ્મિ આદિ રહ્યાં, આપથી થઈ સૌ વિશ્વ રચના;
કોટી બ્રહ્માંડ તો આપ રોમે રહ્યાં, અનંત કોટી કરી ગુણે ઘટના-૧
સૂર્ય ને ચંદ્ર આ તારાઓ તગતગે, પાવક પાણી બન્યું તેજ તહારૂં;
ક્ષિતિ વાયું વળી આકાશ આ દિશે, અજબ એ નાથજી ગજબ ધારૂં-૨
સુતાંને ઉડતાં અસંખ્ય અવનિ વિશે, જન્મ મરણરૂપી ધારા છુટે;
વિભુતિ આપની વિકસે વિલશે, મોહ માયા વણે તોય ના તુટે-૩
લિલાયે લાલજી હાલતી ભ્રૂકુટીએ, ભવ્ય બ્રહ્માંડોને નાંખો ભાગી;
કર્તું અકર્તું અન્ય થા કર્તુ છો, આપની દૃષ્ટિયે ઉઠે જાગી-૪

કોણ સમ્રથ પ્રભુ આપથી અન્ય છે, મોટાઈ માવજી દયોછો પરને;
હરિપ્રસાદ હરિ ભક્તાધિન ભાવથી, વિસારી મુકતા તેથી ધરને-૫

## પ્રાર્થના. પ્રભાત ૩. રાગ ઉપરનો.

જનણીયું જીવણુમેં આપનું બિરદતે, બિદં પાલક પ્રભુ બ્હાર ફરતા,
કોટી જન તારવા ભક્ત ઉદ્ધારવા, દુષ્ટ સંહારવા ડગ ભરતા-ટેક.
સકળ સૃષ્ટિ વિશે દૃષ્ટિ દિનપર દિશે, હેયું શ્રીહરિ હિશે ભક્ત કામે;
ભજે ત્હેને ભાવથી ભેટો ભાવે જઇ, સ્થાપી દયો છો ત્હેને નિજ ઠામે-૧
પ્રિય પદાર્થ તે પ્રિયજન પામતા, વામતા વેદના વિશ્વ કેરી;
નામની ધૂન્યમાં ધ્યાન લાગી ગયું, સફળ સૌ ત્હેની કરતા ફેરી-૨
શાસ્ત્ર સદ્‌ગુરૂ તણા સત્ય જે શબ્દથી, જાગતા જન તે આવે પાસે;
રાજી થઈ તેહના રૂદયમાં રામજી, અષ્ટ પ્રહર રહો તીમીર નાશે-૩
ધન્ય તુજ ધ્યાનને ધન્ય તુજ નામને, ધન્ય છે ધન્ય છે ધન્ય દેવા;
ધન્ય તુજ કામને ધન્ય તુજ હામને, ધન્ય જે ભાવથી કરે શેવા-૪
ધન્ય ધરણી ધરા ધન્ય વિશ્વંભરા, ધન્ય લક્ષ્મિ વરા ધન્ય તુજને;
હરિપ્રસાદ હરિ ધન્ય જીવતર કરી, ઇષ્ટ મિષ્ટ દૃષ્ટિયે તાર મુજને-૫

## પ્રાર્થના. પ્રભાત ૪. રાગ ઉપરનો.

શ્રીરાધિકા રમણ ઓ ઇષ્ટ કૃપા કરો, હદ થઈ હરજી જાઉં હારી
વારોને વિઠુલા શૈન્ય માયા તણું, દુર દશા કરે હાય મ્હારી-ટેક.
ઠારો મુજ ચિત્તને પ્રીત પ્રીતમ કરી, હિત હૈયા વિશે મુજ ધારો;
આપનું ધ્યાન ને ગાન આપનું કરૂં, તાનમાં તરવરે તમ વિચારો-૧
મથુરાની વાટથી, જુમનાં ઘાટથી, સંતના હાથથી આવી મળીયા;
પ્રીત પાકી કરી રિઝીયા શ્રીહરિ, ભાવ અદકો ધરી અઢળક ઢળીયા-૨

ઉઠતાં નિત્ય પ્રભાતમાં નાથજી, પાડ શિખવો હાવે ભક્તિ કેરો;
સુદ્ધ એક ચિત્તથી સદા ચરણે રહુ, ભવ તણો નાંખોને ભાગી ફેરો-૩
અષ્ટ પ્રહર દિન રજની આપનું, સ્મરણ સત્સંગને આપો શેવા;
શાંતિ દયા ક્ષમા શ્રદ્ધા સુરતા રહે, કરો અચળ ભક્તિ ભાવ દેવા-૪
શરણ સદ્ગુરૂ તણું ચરણ શેવું સદા, આપમાં વ્યાપ સૌ વ્હાલા દેખું;
હરિપ્રસાદ હરિ માગું એ કરગરી, ફરી ફરી તમપદ પ્યારા પેખું-૫;

---

**પ્રાર્થના. प्रभात १. राग जुवानीने दहाडेरे.**

ગુણવંતા ગીરધારીરે, હું તો તમ ગાવડીરે;
આપ વિના અન્ય નથી આધાર;
અનીહો-શરણે તમારેરે; આવી હું તો શામળારે;
વ્રજ વહાલા કરજો મ્હારી વ્હાર; અનીહો-ગુણ. ટેક ૧
અનીહો-સુંદિરવર સંભાળોરે, પાળો પોષો પ્રેમથીરે;
વ્હાલા નવ વિખુટી મુકો લગાર;
અનીહો-ચારોને ચરાવોરે, નાથ નિજ હાથથીરે;
રાખો રાખો પ્રીતમ અદકો પ્યાર; અનીહો-ગુણ ૨
અનીહો-રખડતી ના મુકોરે, રશિયા મુને રાનમાંરે;
પકડી મ્હને કસાઈ મારસે માર;
અનીહો-ભય તો બહુ લાગેરે, કાપે મુસ્તક માથુરૂંરે;
આપ વિના ; કોણ શુણે પોકાર; અનીહો-ગુણ ૩
અનીહો-શરણાગત કહાવોરે, દયા લાવો દિલથીરે;
જોશો નહિ અવગુણ મુંજ અપાર;

અનીહો-હરિપ્રસાદ હરિરે, જાણું હુંતો આપને;
હરિવર મ્હારા હૈયા કેરા હાર; અનીહો-ગુણ ૪

प्रार्थना. प्रभात १. राग-नारायणनुं नामज लेतां.

રાધારમણ રઢ લાગી મ્હને ત્હારી, બીજુ નથી હાવે ગમતુરે;
મુખડું જોયા વિના ઘડી નવ ચાલે, મન મ્હારૂં તમ પૂઠે ભમતુરે-ટેક.
હરતાં ફરતાં હૈયામાં હરદમ, જાપ જપું નિત્ય ત્હારોરે;
પ્રીત લગાડી પાતળિયા પ્રભુજી, મને હાવે નવ વિસારોરે-રાધા. ૧
હું થઇ ફરૂં છું શ્યામ ત્હમારો, હરિજન એવું જાણેરે;
ત્હમો વિના બીજું કોણ છે મ્હારે, મ્હારી અરે ઉર કોણ આણેરે-રાધા, ૨
પાળો કે પીલો દાસ હું વિહિલો, બ્હાને ત્હમારે હું ગાજુંરે;
અવગુણ મ્હારા મન નવ લેશો, ઝાઝું કેહેતાં પ્રભુ લાજુંરે-રાધા. ૩
ઇષ્ટ છો મ્હારા આપ દયાળુ, દોષ ના કોષ ના જોશોરે;
હરિપ્રસાદ કેહે પરહરી પાપો, ભવદુઃખ મ્હારૂં ખોશોરે-રાધા. ૪

प्रार्थना. गरबी १. राग-तारे माथे कोपी रह्यो काळरे.

જયજય રાધારમણ ઇષ્ટરે, કેડલો નહિ મેલું;
લાગ્યો સંગ ત્હમારો મિષ્ટરે, ખરી ખંતે ખેલું—ટેક૦
મ્હારૂં તન મન ધન છો આપરે. કે. મ્હારાં ટાળી નાંખ્યા સૌ પાપરે-૧
ત્હમે નોધારાના છો આધારરે, કે. ત્હમે પ્યારા છો પાલનહારરે-૨
મ્હને લાલજી લગાડયો રંગરે, કે. આઠે પોહોર ધરૂં હું ઉમંગરે-૩
લાગે મોહન ત્હમારૂં મુખ મીઠુંરે, કે. સાચું સુખ તમ શર્ણે દીઠુંરે-૪
મ્હારા ચિત્તમાં ચેટક લાગ્યુંરે, કે. મ્હારૂં ભવનું દુઃખ હરિ ભાગ્યુંરે-૫

મ્હને સંસારી જાણે ઘેલીરે, કે. તમને પુંજું સૌ પ્હેલીરે-૬
મ્હારી લોકડીયા ભલે કરે હાંશીરે, કે. થઈ આપ ચરણની દાસીરે-૭
ભલે કહે લોકડીયા ગાંડીરે, કે. આપ નામની દુકાન માંડીરે-૮
ભલે લોકડીયાં દોષ મ્હને આપેરે, કે. મ્હનો વ્હાલ વધુ તમપર વ્યાપેરે-૯
હરિપ્રસાદ હરિવર મ્હારારે, કે. મ્હને નિભાવજો પ્રાણના પ્યારારે-૧૦

---

**प्रार्थना. पद-१. राग. लेता जइयो शामळीया बीडी.**

રાધારમણ રટવાની મને ટેવ પડી;
ટેવ પડીરે મ્હને ટેવ પડી-રાધારમણ. ટેક.

વ્યશન વળગ્યું છે વાલમ કેરૂં (૨) ખુમારી રેહે છે મ્હને ચડીરે ચડી-૧
સાનસુદ્ધને ભાન ભુલી ગઈ, (૨) (મ્હારા) હરિને દેખી કાહાડું હડીરે હડી-૨
મોર મુકુટને મોરલી ધારી, (૨) સ્મિત કરે વાલો ઘડીયે ઘડી-૩
પીત પીતાંબર પાયે નેપુર વાગે, (૨) કટીવંકપર મેખરા અડીરે અડી-૪
રાધારમણ પ્રભુ હૃદય નિવાસી, (૨) અજરામર બુટ્ટી મ્હને જડીરે જડી-૫
નંદકીશોર ચિત્તચોર વિના હું, (૨) બીજા કોની સંગ કરૂં વાતલડી-૬
પ્રાણ છે મ્હારો એ પ્રીતમ પ્યારો, (૨) મથુરાંપતિને રાખું પ્રીતે પકડી-૭
ન્યારો થાયતો નેણેનીર ભરી આવે, (૨) રાતદિન મરૂં હું તો રડીરે રડી-૮
હરિપ્રસાદ હરિ સંગે રહી લાગી. (૨) હાવે ના છોડી છુટે પ્રીતલડી-૯

---

**प्रार्थना. गरबी १. राग. गीरधारीरे वात कहुं छुं विचारो.**

શું કહીનેરે રીઝવું મ્હારા સ્વામી, છો ગરિબ નિવાજ ગુણગ્રામી
હું લાગ્યુંરે, બાળક લૂણહરામી, ખૂઓ ખલકપતિ મુજ ખામી—ટેક.

ખૂબો ખામી પૂર્ણ કૃપાળુરે, પરિબ્રહ્મ પરમ પદ ન્યાળુરે;
મનગમતા મળ્યા માયાળુરે, દયાળુરે અનામી છતાં થયા નામી–છો. ૧
શું અરપી રશિક કરૂં રાજીરે, મ્હારૂં કેહેતાં મરૂં છું હું તો લાજીરે;
છું પાપી પામર જીવ પાજીરે, નથી ઝાઝીરે હરિવર મુજમાં હામી–છો. ૨
વનસદન ગગન ધન ગાજેરે, જેજે સમ્પતિયો જગમાં છાજેરે;
તે તે આપ ચરણમાં રાજેરે, શું આજેરે સમરપું શિશ નામી–છો. ૩
નથી મુજ પાસે કૈં મુકવા જેવુંરે, સઉ આપનું સમજી લેવુંરે;
સોંપી શરિર ચરણ તમ શેવુંરે, છે રેહેવુંરે, આપની ઓથે વિરામી–છો. ૪
હરિપ્રસાદ હરિ ત્હમારોરે, હાવે ઉગારો કે પછી મારોરે;
દેઇ શાંતિ શરણમાં ઠારોરે, કહો મારોરે, તો રહુ સુખ સૌ પામી–છો. ૫

---

## प्रार्थना. गजल—१. त्रिताळ.

**राग, मान ले कहना हमारी, दिलकी लालच छोड दे ।**

છોડું કેમ છેલ છબિલો, રાધારમણ હાથથી
રાધારમણ હાથથી, રહી ગુણ ગ્રહી ગાથથી–છોડું. ટેક.
પ્રાણથી અધિક પ્રિય, મળ્યો મથુરાની વાટથી;
લાગી લેહ ગેહ ભુલી, ભેટયો ભલી ભાતથી–છોડું. ૧
આંખથી અણસારો કરે, જોને સખી વાતથી;
લુંટી લીધું લક્ષ લાલે, વહાલે ખરી ખાંતથી–છોડું. ૨
વેણું વગાડી વશ કીધી, નાઠી ન્યાત જાતથી,
ચતુર નરે ચોર્યું ચિત્ત, ઠગી ઠીક ઠાઠથી–છોડું. ૩
છળ કરીને છેતરે પણ, છુટું નહિ નાથથી;
હરિપ્રસાદ શ્રીહરિને, ભેટી રાખું બાથથી–છોડું. ૪

प्रार्थना. गजल २. राग. उपरनो.
આવિયો અલબેલો હાથ, રાધારમણુ આવિયો,
રાધારમણુ આવિયો, મેં ભાવથી બોલાવિયો–આવિયો. ટેક.
બળભદ્ર વિરને બ્હેની, હશી ધશી વધાવિયો;
કોડિલા એ કાનકુંવરને, કંઠમાં લગાવીયો–આવિયો. ૧
રશિક રદય રાજને સખી, રંગમાં રમાવીયો;
ખાંતિલાને ખંતથી મેં, ખરેખરો ખેલાવીયો–આવિયો. ૨
કાળજાની વાત કહીને, હરિ હેતે મેં હસાવીયો;
કેડ ના મુકું પ્રીત કરી હવે, સંગ ત્હેની ફાવીયો–આવિયો. ૩
સલુણા વિના સુનું લાગે, પકડી મેં પટાવીયો;
હરિપ્રસાદ હરિની સંગ, રંગ બહુ જમાવિયો–આવિયો. ૪

---

प्रार्थना. गरबी १. राग–मुखडानी माया लागीरे.
લ્હે લાગી મ્હને ત્હારીરે, રાધારમણ;
મુખપર જાઉં વારીરે, રાધારમણ. ટેક.
કાનુડા કાળજું કોર્યું, ચિત્તડું તેં મ્હારૂં ચોર્યું;
મૂર્તિમાં મન મોહ્યુંરે, રાધારમણ–લ્હે લાગી. ૧
આંખલડી અણિયારી, કી કી કામણગારી;
કેશરી તિલક ધારીરે, રાધારમણ–લ્હે લાગી. ૨
શિરપર શોભે પટકો, જોઇ લાગ્યો ચિત્તમાં ચટકો;
અજબ છે ત્હારો લટકોરે–રાધારમણ–લ્હે લાગી. ૩
કાને કુંડળ મીનાકારી, ગળે ગુંજા માળ ધારી;
મૂર્તિ મુખપર પ્યારીરે, રાધારમણ–લ્હે લાગી. ૪

શુણી શબ્દ પ્રીત વાધી, પાકા પ્રેમ દોરે બાંધી;
સ્હામું જોતાં થાય સમાધિરે, રાધારમણ-લ્હે લાગી. ૫
પીત પીતાંબર પ્હેર્યું, પાદુકાયે મન ડેર્યું;
હશી મ્હારૂં ચિત્ત હેર્યું રે, રાધારમણ-લ્હે લાગી. ૬
હરિપ્રસાદ હરિવરજી, ઘેલા મ્હને કીધી ગરજી;
મોહન શું જુઓ મરજીરે, રાધારમણ-લ્હે લાગી ૭

---

**प्रार्थना. गरबी १. राग गरुड चडी आवजो गीरधारी.**

આવો મ્હારા રાજ રશિક ઘેર આવો,
હું તો લેઉં આજ લાખેણો લ્હાવો-આવો. ટેક.
બહુ દિને દયાનીધિ આવ્યા, વાલા વિયોગી સંયોગી કાહાવ્યા;
ભલા ભુધર મ્હારે મન ભાવ્યા-આવો. ૧
મ્હારા મનમાં ચિન્તા બહુ થઈતી, સઉ આશ મ્હારી ઉડી ગઇતી;
જોઇ વાટ વાલા તમ રહીતી-આવો. ૨
બહુ તાવી નિભાવી છે માયા, તમને પેખવા પ્રાણ ટકાવ્યા;
મ્હને ચોદિશના વાયુ વાયા-આવો. ૩
થયું અંતરનું સૌ અળગું, શબ્દ લોકના સુણીને સળગું;
વ્હાલા વિના કોને જઇ વળગું-આવો. ૪
દોહિલા દિન કયમે નવ જાતા, ઝેરીલા જન થઇ ઝેર પાતા;
મ્હને નિંદિ ક્ષુંદી હરખાતા-આવો. ૫
હદ થઇ હારીતી હું હરજી, થયો વિલંબ હોત જો શ્રીવરજી;
નિશ્ચે મરવાની કીધીતી મરજી-આવો. ૬
ભવ ભયભારીને હું બીધી, દુઃખિયારીપર દયા કીધી;
ખરી વખતે ખબર લીધી-આવો. ૭

હાવે નાથ ના મુકીને જાશો, પાસે રાખીને પ્રેમરસ પાશો;
હરિપ્રસાદ હરિ કર સ્હાશો–આવો. ૮

---

**પ્રાર્થના. ગરબી ૨. રાગ ઉપરનો.**

મ્હેની મેં તો આજ જાગીને જોયું;
દિઠા હરીવરને મન મોહ્યું–મ્હેની. ટેક.
કરૂણા નીધિના કેશ ખિંટલીયાળા, કેશર ચંદન ભાલ વિશાળા;
કાને શોભે કુન્ડળ કામણગાળા–મ્હેની. ૧
કોડીલાની કીકિ કામણગાળી, શુક સમ નાસિકા નિહાળી;
ગોરા ગુલાબી ગાલપર લાલી–મ્હેની. ૨
જાણે દાડમકળી સમા દંત, મનગમતાનું મુખ મલપંત;
ઘનસ્યામ ઘણા ગુણવંત–મ્હેની. ૩
હીરા મોતી ગળે ગુંજાહાર, સજ્યા શરિરે સુંદિર સણગાર;
કર કડાં બાજુબંધ સાર–મ્હેની. ૪
પહેર્યું પિતામ્બર કસબી કોર, ચારૂં ચંદ્રવદન ચિત્ત ચોર;
નાથ નાજુક નંદકિસોર. મ્હેની.—૫
મનગમતાની મૂર્તિ મરમાળી, છબિલાની છબી લટકાળી;
ચાલ ચિત્તહરની ચટકાળી. મ્હેની.—૬
દીઠા નાથને નિંદ્રા ગઈ ઉડી, મ્હારૂં ભાગ્ય મ્હોટું મતિ રૂડી;
પ્હેરી ચત્રુભૂજની મેં તો ચુડી. મ્હેની.—૭
પૂર્વ પુન્યે ઉઘડીયું પાનું, હવે હું શું રાખી શકું છાનું;
મહદ ભાગ્ય એમાં મ્હારૂં માનું. મ્હેની.—૮
સાચા સ્નેહની સાંકળ સાંધી, પાકી પ્રીત પ્રીતમથી બાંધી;
મ્હારી ટળી ગઈ સરવે ઉપાધી. મ્હેની.—૯

જીવ જીવણુમાં રહ્યા ઝુકી, હેતે હરિવરને વરિ ચુકી;
બીજી બધી મમતાઓ મેં મુકી. બ્હેની.-૧૦
અન્ય વસ્તુ અંતર ઉવેખું, હરિપ્રસાદ હરિવર દેખું;
મ્હારા ધાર ધણી એક પેખું. બ્હેની.-૧૧

**ઇષ્ટ સ્વરૂપ વર્ણન. પદ ૧. રાગ. સમરૂ સદા ભરપુર.**

છબી બની છે ઓર, શ્રીરાધારમણ લાલજીની, આજે. છબી બની છે. ટેક.
મુસ્તક મુકુટ મકરાકૃત કુન્ડલ, મુખ મોર્લિ ધન ઘોર. શ્રી રાધા. ૧
ગુંજા હાર હિરામણિ કંઠે, પટકે કસબી કોર. શ્રી રાધા. ૨
પીળાં પીતાંબર જરકશીજામા, પુષ્પ સુગંધની ઉડે દોર. શ્રી રાધા. ૩
મનગમતાયે મન હરી લીધું, નાંખી પ્રેમનો દોર. શ્રી રાધા. ૪
આનંદસાગર એ અલબેલો,(મ્હારે)ઉર વસ્યો આઠે પોહોર. શ્રી રાધા. ૫
હરિપ્રસાદ હરિ હશીને હસાવે, એતો મ્હારા ચિત્તડાનોચોર. શ્રી રાધા. ૬

**અજબ ત્હારી કૃતિ. પદ ૧. રાગ. મને ઠગી ઠગીરે મને ઠગી.**

હાંહાંરે, ત્હારી કૃતિ, કૃતિરે ત્હારી કૃતિ, અજબ ત્હારી કૃતિ;
વંદુ હું વિશ્વાધાર, મોહમાયા પ્રસારી નિરધાર—
મ્હેંતો જોઇ આવાર, જોઈ જોઈ હાં જોઇ ત્હારિ કૃતિ-ટેક.
મિથ્યા તે સત્ય ભાસતું, ઇંદ્રિજાળ સમાન,
સુતવિત્ત દારા દેહમાં, જીવ બન્યો ગુલતાન. મ્હે તો.
ગ્રંથી જ્ઞાની ગુરૂ થકી, સમજે છુટી જાય,
રજ્જુમાં સર્પ ભાવના, અંધકારે જણાય. મ્હે તો.
દયા કરી જીવ દિનને, દે તું બ્રહ્મસુખ દાન,
હરિપ્રસાદ હરિ તારજો, કિંકર કૃપા નિધાન. મ્હે તો.

## પ્રીતમના પ્યાર વિષે. પદ ૧.

### राग आफुलनी पांखडी ल्यो प्राण—

આરશના ભોગી રસની ધાર, કરે પ્રીતમ પ્યાર પોકાર—આરશના. ટેક
મનગમતા મનમન્દિરેપધારો, હરિવર હૈયાહાર; (૨)
દર્શ પર્સ કરી પાવન થાઉં, (૨) પ્રિયત્તમ પ્રાણાધાર—રશના. ૧
નાથ નિરંજન ભવ ભય ભંજન, કમળાવર કિરતાર (૨)
કરૂણાધિશ ઈશ અજર અમરવર, (૨) વંદુ હું વારંવાર—રશના. ૨
ગૌ લોકવાશી છો સુખરાશી, અવિનાશી આ વાર (૨)
ભવ ભય હરતા જય જગકર્તા, (૨) દર્શાવો દેદાર—રશના. ૩
જય જદુ નાયક છો સુખદાયક, સાહ્યક સરજનહાર (૨)
હરિપ્રસાદ હરિ ચરણુ શરણુ દે, (૨) ઉતારજો ભવપાર—રશના. ૪

---

## મ્હારા રાધા રમણ આવ્યા. પદ ૧.

### राग उतारो आरती श्रीकृष्ण घेर आव्या.

હૈયાના હાર, મ્હારા, રાધા રમણ આવ્યા—
અંતરના આધાર, મ્હારા, અલબેલાજી આવ્યા.
વરણાગિયા મુજ વાલમજીને વ્હાલ કરી વધાવ્યા—હૈયા ટેક.
લાડકડા એ લાલજી મ્હારા, પ્રાણથી અદકા લાગે પ્યારા;
જાણું મ્હારા જીવનહારા, ભુધર મુજને ભાવ્યા—હૈયા ૧.
રૂમઝુમ રૂમઝુમ રશિયો કરતા, નાથજી નયન કમળમાં ઠરતા,
ભવભય ભાવ કરીને હરતા, (એ) કરૂણાસાગર કાહાવ્યા—હૈયા ૨.
મધુરા મુખપર મોલિ ધારી. સ્મિત વદનપર શોભે ભારી;
કામણગાળા કુંજ બિહારી, (એ) જસોદાના જાયા—હૈયા ૩.

હુલા મણે શ્રીહરિને ગાવું, અંક ભરી નિઃશંક ઝુલાવું;
ગુણલા નિશદિન ગાજી ગાવું, મનગમતા મનાયા-હૈયા ૪.
કુમ કુમ કેરીગાર ઘલાવું, સ્નેહની શેરીયે ફુલ વેરાણું;
પ્રેમપાટ ઢાળી પધરાવું, લાગી મુજને માયા-હૈયા ૫.
અટળક ઢળીયા અંતર જામી, વેદના વિશ્વ સકળની વામી;
પ્રેમ પદારથ પ્રીતે પામી, ઉર ઉરમી ઉભરાયા-હૈયા ૬.
ગુણીજન જેના ગુણલા બોલે, ના આવે મુજ પ્રભુજી તોલે;
હરિપ્રસાદે હૈયાને હિંદોળે, હર્ષ ધરી ઝુલાવ્યા-હૈયા ૭.

---

**પ્રાર્થના. પદ-૧. રાગ. હાંરે પ્રેમ સાચો પ્રભુતણુ ધામ છે.**

હાંરે હરિ હરદમ હૈયામાં ત્હારૂં ગાન છે.
હાંરે સકળ શ્રૃષ્ટીમાં ત્હારૂં સન્માન છે, ત્હારૂં સન્માન છે; (૨) ટેક.
સાચા સ્નેહથી તુજ સંગે જોડાય છે, બેડી ભવબંધનની ત્હેની તોડાય છે;
તારણ તું સર્વ શક્તિમાન છે. સર્વ શક્તિમાન છે (૨) હાંરે. ૧
અકળ કળા તાહારી અજબ મહિમાય છે, જ્ઞાનથી અજ્ઞાન જાય તુજમય થવાય છે;
સદ્‌ગુરુ સ્વરૂપ સાચું વહાણ છે, હાંરે સાચું વહાણ છે (૨) હાંરે. ૨
હરિપ્રસાદ હરિ કૃપા ત્હારી થાય છે, તે વેળાયે જીવભાવ મટી જાય છે;
તું શાંતિ સ્વરૂપ સુખખાણ છે, હાંરે સુખ ખાણ છે. (૨) હાંરે. ૩

---

**प्रार्थना. पद–१. राग. मेरे तो गीरधर गोपाळ दुसरो ना कोई**

નયન ભરન નિરખ હરખ, હરિગુણ ગાઉંગી;
હરિગુન ગાઉંગી મેં, શ્યામ ગુન ગાઉંગી–નયન. ટેક.
ગુનકે ગ્રાહક ગોદિમેં ગુલ, ગેંદા બન જાઉંગી;
કમળ નયન કૃપાળુ કંઠ, કરમેં લગાઉંગી–નયન. ૧
ભેટત સંગ ભેટત અંગ, પ્રેમપુનિત પાઉંગી;
રમત ગમત રશિક સંગ, અજબ મેં રમાઉંગી–નયન. ૨
પિયા પ્રાનહય હમેરા, જ્ઞાન મેં જોડાઉંગી;
હરિપ્રસાદ હરિ કે કાજ, આજ રંગ જમાઉંગી–નયન. ૩

**प्रार्थना. पद २. राग उपरनो.**

હરિપૂજન કરન ચલી, સલુનો સુખદાઇ;
સલુનો સુખદાઇ આઇ, હરિ મિલન ધાઇ–હરિ. ટેક.
અંગ સખી સંગ ફુલનમેં, છાબ ભર લાઇ;
રશિક રીઝન રશભિની બની, પ્રાન હરિ પલટાઇ–હરિ. ૧
પ્રીતિસેં મેં પુજન કરત, નેનસેં નેન મિલાઇ;
નાથસેં હાથ મિલાઉં મેરો, પ્રેમ પૂરન પાઈ–હરિ. ૨
ગૌર બદનમેં શ્યામ સંગ, અંગ હરિ લપટાઇ;
હરિપ્રસાદ હરિકે પાસ, મિલન આજ આઇ–હરિ. ૩

પ્રિયઆત્મિક વાંચક બન્ધુ ! શ્રી ઇષ્ટ દેવની પ્રાર્થના સ્તુતિઓ અને તેમના પ્રતિ પ્રેમભક્તિના ઉદ્દગારોનાં પદ મેં સંક્ષેપમાં જણાવ્યાં કાષ્ટ સંબંધી પણ ઘણાં ઘણાં પદ સમયે સમયે બનેલાં છે તેમાંથી થોડુંક વર્ણન આપ્યું છે. તે ભાવનાને દૃઢ કરવા તેમજ સદ્દગુરૂકૃપા

પ્રાપ્ત ના થાય ને શ્રદ્ધાપૂર્વક તેમનું પુજન ભક્તિ ના બને ત્યાં સુધી સત્ય વસ્તુ મળવી મુશ્કેલ છે. સદ્દગુરૂ મહાત્મા શ્રી આદ્યશંકરભગવાને ઘણું ઘણું વર્ણન કર્યું છે તેમજ રૂષિમુનિયોએ પણ કથન કર્યામાં બાકી રાખી નથી. છતાં તે સદ્દગુરૂ મહાત્મનું યથામતિ મ્હેં પણ એક નાનકડું પુસ્તક બ્હાર પાડયું છે. લંબાણ ભાગ હોવાથી અહિં તેનું અસ્થાન રાખવામાં આવ્યું છે છતાં સદ્દગુરૂસ્વરૂપનું યશોગાન તો વિસરવું જોઇએ નહિ. માટે ત્હેમની પ્રાર્થનાસ્તુતિઓ અહિંથી સરૂ કરવામાં આવે છે. તો ત્હેને આપ વાંચી આપના પવિત્ર હૃદયમાં સ્થાન આપી સદ્દગુરૂભક્તિમાં અભિવૃદ્ધિ કરશો ! પ્રિય બન્ધુઓ ? ? મ્હારા ઉભરા આ પુસ્તકદ્વારા કાહાડી આગળ મુકું ત્હેમાં હંશક્ષિર ન્યાયે આપ સ્વિકારી લેઈ ઉત્સાહમાં વૃદ્ધિ કરશો એટલીજ આશા છે. ત્યારે જુઓ સચ્ચિદાનંદ સદ્દગુરૂસ્વરૂપ આદિ અનાદિ સિદ્ધ છે એ શ્લોકમાં ગુરૂ-પરંપરા વિષે લખે છે કેઃ—

### શ્લોક. ૧.

**નારાયણં પદ્મભવં વશિષ્ટં, શક્તિંચ તત્પુત્રપરાશરંચ ।**
**વ્યાસં શુકં ગૌડપદં મહાંતં, ગોવિંદ યોગીંદ્ર મથાસ્ય શિષ્યં ॥**
**શ્રી શંકરાચાર્ય મથાસ્ય પદ્મ પાદંચહસ્તામલકંચ શિષ્યં ।**
**તંત્રોટકંવાર્તિકકારમન્યા નસ્મદ્દગુરૂન્ સંતતમાનતોऽસ્મિ ॥૧॥**

### શ્લોક ૨.

**આદૌશ્રીપુરૂષોત્તમં પુરહરં શ્રી નારદાખ્યં મુનિં ।**
**કૃષ્ણં વ્યાસમુનિં શુકં તદનુવિશ્નુ સ્વામિનં દ્રાવિડમ્ ॥**
**તાચ્છિષ્યંકિલબિલ્વમંગલમહં વંદેમહાયોગિનં ।**
**શ્રીમદ્દવલ્લભનામધામચભજે, સ્મત્સંપ્રદાયાધિપં ॥૨॥**

| | |
|---|---|
| ૐ | ૐ |
| નારાયણ. ૧ | નારાયણ |
| બ્રહ્મા. ૨ | બ્રહ્મા |
| વશિષ્ઠ. ૩ | નારદ |
| શક્તિરૂષી. ૪ | કૃષ્ણવ્યાસ |
| પરાશર. ૫ | શુકાચાર્ય |
| વ્યાસ. ૬ | શ્રી વૈષ્ણવમત. શ્રી વિશ્નુસ્વામી ૨ |
| શુકાચાર્ય ૭ | |
| શ્રી ગૌડપાદાચાર્ય ૧ શ્રી શંકરમત. | |

શ્રાૈતસ્માર્ત સનાતન વૈદિકધર્મ પ્રચારક શ્રી શબ્દબ્રહ્મ શુકદેવજી યોગેન્દ્રે; નિર્ગુણ સગુણ બન્ને એકત્ર દર્શાવી માત્ર અભેદમાર્ગ સ્વિકારી લીધો હતો. અને બન્નેમાં પોતાની ઐક્યતા કરી શીવ, વિષ્ણુમતને અનુસરી બન્ને શિષ્યને ( શ્રી ગૌડપાદાચાર્ય અને શ્રી વિશ્નુસ્વામી ) પોતાના બોધથી સત્યસ્વરૂપ સચ્ચિદાનંદ બતાવી દીધું હતું એટલા માટે ઉભયપક્ષને સ્વિકારવા મેં આદ્યગુરૂ શ્રી શબ્દબ્રહ્મ શુકદેવજીની ઉપાસના સ્વિકારી બન્ને પક્ષને મ્હારા ઇષ્ટરૂપ માન્યા છે, અને બન્ને પક્ષનું તેમાં સંમેલન હોવાથી મહાન સાગરસ્વરૂપ એક શ્રી શુકદેવજીને

સદ્‌ગુરૂ માની મન મનાવ્યું છે. એટલે બન્ને પક્ષના શિષ્યવર્ગે મ્હારા સદ્‌ગુરૂસ્વરૂપમાં મળતા ભજનાનંદને અવશ્ય પ્રીતિપૂર્વક સ્વિકારી લેવો. એવી મ્હારી પ્રાર્થના છે. મ્હારા આત્મિય, જયાંસુધી સદ્‌ગુરૂ ભકિત પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી સદ્‌બોધ હોઈ શકે નહિ. સદ્‌બોધ પ્રાપ્તિ વિના જ્ઞાનનો અભાવ રહે અને જ્ઞાન વિના મુકતપદ પ્રાપ્ત થાય નહિ. માટે ઇષ્ટમાં પ્રીતિ રાખી સુદ્ધ જ્ઞાનપ્રાપ્તિ માટે સર્વસ્વ અર્પણ કરી સુદ્ધ પવિત્ર હૃદયથી શ્રી સદ્‌ગુરૂભકિત કરવા ચુકવું નહિ જોઇયે એ વિષે:—

---

**ગુરૂભક્તિ વિશે. पद. राग–शा माटे श्रम करे सति तुज—**

ભલે પુંજો ત્હમે સર્વ દેવ પણ, (એક) ગુરૂભક્તિ બાકી. (૨)
પુરાતન પ્રીત કરો પાકી. (૨)
ઓળખાણ વિણ પારસમણી, ધૂળ તળે ઢંકાય;
અનુભવિજન ઓળખાવે તો, કંઠે મોંઘો મઢાય.
હોય સુકિત સંપુરણ જ્હેનું, હૃદય રાચે ગુરૂપદે ત્હેનું;
શેવા પુજા સ્મરણ અષ્ટ પ્રહર, કરે તે તન તાકી. (૨) પુરા.
જુઠી જાણે જગની માયા, રાચે નહિ જોઇ કાચી કાયા;
મળવિક્ષેપ આવર્ણ મનથી, કહાડે ઝટ નાખી. (૨) પુરા.
(અનાત્મ વસ્તુનો ત્યાગ કરી આત્મ ભાવના સિદ્ધ કરે નહિ તો)
કર્મપ્રવાહે જાય તણાયા, ભેદ ભાગ્યાવિણ ખરા ખણાયા;
ભલે પુજો ત્હમે સર્વ દેવપણ (એક) ગુરૂભકિત બાકી.
આત્મ અનુભવ અર્કનું, થાય નહિ સત્ય ભાન;
સદ્‌ગુરૂ વિણ નવ સાંપડે, નિજ સ્વરૂપનું જ્ઞાન.

સદ્ગુરૂ સમર્થ શબ્દ પ્રકાશી, તોડે તતક્ષણ જગજાળ ફાંસી;
મળવિક્ષેપ આવર્ણ મનથી, કહાડે ઝટ નાખી. (૨) પુરા.
ત્યારે સ્વરૂપ સત્તાબળ ભાસે, તિમિર તનમનનું દૂર નાસે;
શેવા પુજા સ્મરણ અષ્ટ પ્રહર, કરે તે તન તાકી. (૨) પુરા.
(માટે પ્રથમ ગુરૂપદને પ્રણામ કરી ગોવિંદને ભજવા)
ગોવિંદ જાણવા જ્ઞાનજ માગો, પ્રથમ સદ્ગુરૂને પાય લાગો;
ભલે પુજો તહમે સર્વ દેવ પણ (એક) ગુરૂભકિત બાકી–
શબ્દ બ્રહ્મ શુક ગુરૂતણી, કરો સાચી નિત્ય શેવ;
ગુરૂ ગોવિંદ એક રૂપ છે, ગુરૂ દયાનીધિ દેવ.
આત્મ અનુભવિ સદ્ગુરૂ સાચા, સત્યજ્ઞાનની વદતા વાચા;
મળવિક્ષેપ આવર્ણ મનથી, કહાડે ઝટ નાખી. (૨) પુરા.
તરણ તારણ એ ભયત્રાતા, સ્વસ્વરૂપ દર્શાવે દાતા,
શેવા પુજા સ્મરણ અષ્ટ પ્રહર, કરે તે તન તાકી. (૨) પુરા.
(ત્રણેલોકમાં સાચા સદ્ગુરૂ શિવાય બીજું કોઈ તત્વ અધિક નથી)
મનક્રમ વચને સત્ય લ્યો માની, હરિપ્રસાદ ગુરૂ હરિ એક જાણી;
અજરામર રસ ભાવે ચખાડે, રહ્યા પોતે ચાખી.
ભલે પુજો તહમે સર્વ દેવપણ (એક) ગુરૂભકિત બાકી. (૨) પુરા.





श्रीसद्गुरुभ्योनम
मालिनीवृत्तम:
अचलचल जनानां प्रेरक स्त्वंदयालो ।
भवभय भरक्लान्तं रक्ष मां *ब्रह्मदेव ॥
सुरवर मुनि पूज्यो भोगमोक्षप्रदो यः ।
स्वजन सुख प्रदाता भ्रांति हृच्छांतिदाता ॥

---

## भुजंगी छंद.

સદા શર્ણે ગુરૂ મ્હને આપ રાખો, સદા દાસ જાણી દયા દિલ દાખો,
કહું હું હવે તો ખરો ખેદ પામી, નમામી નમામી ગુરૂજી નમામી.
નથી કોઇ મ્હારૂં જુઠા જગતમાં તે, ગણું સત્ય હવે તમે જે કહો તે,
ખરા સ્નેહથી આ ભરૂંછું સલામી, નમામી નમામી ગુરૂજી નમામી.
તમે મુજ ભ્રાતા તમે મુજ માતા, તમે પુજ્ય પિતા તમે સ્વામિદાતા,
સગા સત્ય જાણી મતિ તો વિરામી, નમામી નમામી ગુરૂજી નમામી.
તમો ભીડના છો ભીરૂ સુખદાતા, ઘણા શેવકો આપના ગુણ ગાતા,
ખરા પ્રેમથી તો ખૂઓ મુજ ખામી, નમામી નમામી ગુરૂજી નમામી.
રૂડા જ્ઞાનનીધિ તણો ભોગી થાવા, દયાળુ ચહુ આપના ગુણ ગાવા,
જુઠા જગતનું જાયના ઝેર જામી, નમામી નમામી ગુરૂજી નમામી.
વિભુ વિઘ્ન ભક્તો તણાં તો નિવારો, હરો કાળક્રોધ ગ્રહો હાથ મ્હારો,
બચાવો મ્હને બાપછો શુભનામી, નમામી નમામી ગુરૂજી નમામી.
કરજો કરૂણા કળે કષ્ટ કાપી, પુરોછુ પ્રપંચી અને ખૂબ પાપી,

---

* ब्रह्मदेव-श्रीशुक.

હરો પૂણ વ્યાધિ શીશુની નકામી, નમામી નમામી ગુરૂજી નમામી.
કહુ હાથ જોડી મતિ મુજ થોડી, ચડો મ્હારી વ્હારે તમે ચિત્ત ચ્હોડી,
નથી અન્ય આશા ગ્રહી આપ હામી, નમામી નમામી ગુરૂજી નમામી.
ભલી ભક્તિ માટે રચ્યા છંદ આઠે શિખેને શુણે જે કરે નિત્ય પાઠે,
હરો પાપ હરિ પ્રસાદ ના સ્વામી, નમામી નમામી ગુરૂજી નમામી.

---

**પ્રાર્થના. पद-१. राग. ओ दिन बन्धुरे दास हुं.**

(સંવત ૧૯૫૬માં મહારાજ શ્રી વિશ્વનાથદ્વારા સદ્ગુરૂસ્વરૂપનાં દર્શન થતાં)

સદ્ગુરૂ સ્વામીરે માહ્યરા, ઓળખ્યા નહિ પામરે પાસ;
ભટકયો મિથ્યા ભવમાં ભુધરા, ભાવથી ના ભજ્યા અવિનાશ-સ. ટેક.
સત્સંગ શેવામાં સમજ્યો નહિ માથે વધ્યો માયાનો ભાર;
જપ તપ દાન પુન્ય કીધાં નહિ, નથી કંઇ ઉગરવા આધાર-સ. ૧
ગૌરવતાથી કોઇને ગણ્યા નહિ, હુંપદ હોળી અંગની સંગ;
ઉવેખ્યા અતિથી હરિ ભકતને, લાગ્યો કાયામાં કુરંગ-સ. ૨
કીધાં કામ ઘણાં કુંડાં અતિ, લાજ મુકી વળ્યો કુપંથ;
વિષયા જાગેરે વિંટાઈ રહ્યો, નવ જાણ્યા મેં કમળા કંથ-સ. ૩
કામાંધ થઈ કામિનિને કર પડયો. નવ ઇચ્છયું થવા શ્રેય કાય;
ચોરી જુઠ દુરાચણે વળી, અનર્થ આદર્યો અવની માંય-સ. ૪
મહામણિ મોંઘો એળે ગુમાવિયો, મોહમાયાથી રહ્યું ના ભાન;
જાણ્યું અજાણ્યું મેં બહુ કર્યું, મંદ મતિ હું જીવ નાદાન-સ. ૫
સુધર્યો કંઇ સત્સંગ પ્રતાપથી, પણ નવ ઓળખાયે રતન;
પાસે રેહેતાં નવ પારખી શકયો, વિશ્વનાથ વિભુતિ ધન-સ. ૬
અધિક નુન્[illegible]નારે સંબંધથી, પુજતાં ડરાવે ડર્યું મન;
તોપણ ભક્તિયોગ નિકટથી, મ્હારૂં મન થાતું પ્રસન્ન-સ. ૭

કુળ આચાર્યનાથજી ગુરૂ વડે, મુજ બન્યું સુતનો સ્હેવાસ;
પ્રગટયું પુન્ય કાંઈ વૃધ્ધો તણું, પિતાયે પ્રગટાવ્યો હુલ્લાસ-સ. ૮
શંકર શેવા સેવી બતાવતા, સેવતાં રિઝયા શ્રી ભૂતનાથ;
ગોપાળ કૃષ્ણ સેવા મુજ કર ચડી, સતસંગ સરખો મળીયો સાથ-સ. ૯
દેવગ્રામ સમાહ સમુદાયમાં, થઈ હરિહર સંતની સહાય;
રામોલે રામ રંગ બહુ રેલીયો, ઝાંખી થઈ ઇષ્ટ કૃપાય-સ. ૧૦
પરમ આનંદ પ્રગટયો ઉરમાં, સાચું સમજાયું સુખ ધામ;
મોક્ષનું દ્વાર મળ્યું મ્હને ઢુંકડું, નિરખ્યા નયણે કેવળરામ-સ. ૧૧
અજાણ્યા હતા અજ્ઞાન આવર્યું, દશમાસે પ્રગટયો ભવ્યભાસ;
ખ્યાતિ પ્રગટ પ્રભુની સાંભળી, સમીયો ત્રિવિધિનો ત્રાસ-સ. ૧૨
દર્શન કરતાં દુઃખડાં દુર ગયાં, ધન્ય ધન્ય બ્રહ્મવેત્તા ભગવાન;
ચરણશરણમાં મુજને રાખજો, કૃપા કરો હાવે કૃપા નિધાન-સ. ૧૩
કૈવલ્ય સ્વરૂપ કેવળ રામજી, હું તો લળી લળી લાગું પાય;
હરિપ્રસાદને હેતે સંભાળજો, જેથી જન્મ મરણ દુઃખ જાય-સ. ૧૪

---

**પ્રાર્થના. ઘોળ ૧. राग मारु माणेक जेवुं मोतीरे.**

મ્હારા ગુરૂજી પધારો ઘેરરે, હું તો પધરાવું આનંદ ભેરરે.-ટેક.
આનંદ સાગર ઉછળ્યો અંગરે, ન્યાલથઉં નિરખી નવરંગરે. ૧
હું તો મોતીડેવાલા વધાઉંરે, સુદ્ધ દુધડીયે પાય ધોવરાવુંરે. ૨
ચિન્તનાચંદન ચરચું લલાટરે. હું તો હિંચોળું હિંદોળા ખાટરે. ૩
મનગમના મુકુટ ધરાવુંરે, મૂર્છા મંદિલ શીશ બંધાવુંરે. ૪
કાડે કલગી તોરા સોહરાવુંરે, કિરતિ કુન્ડલ કાને પેહેરાવુંરે. ૫
ઉમંગ અક્ષત લલાટે ચોડુંરે, ઘણું માનજો ગરિબનું થોડુંરે. ૬

આનંદરૂપી અબિલ ગુલાલરે, હેતનાહાર પહેરાવું દયાળરે, ૭
જીવનો જામો પેહેરાવું જુગજીવનરે, બુદ્ધિકેરા મુદ્રા મહીમોહનરે. ૮
સત્ય તણા સજાવું સણગારરે, પુનુ પદ પંકજ પ્રાણાધારરે. ૯
મનમોજડીયો મ્હારા માવારે, પેહેરો પ્રીતમ પ્રેમ દરશાવારે. ૧૦
ઓરાઆવોને બાજુ બંધ બાંધુંરે, ગજરા ગુણના ગુરૂવર નોંધુંરે. ૧૧
ધ્રુવરા બાંધી ને ખુશી થઉંરે, ચરણરજ ચડાવી શીર લેઉંરે. ૧૨
બાજઠબિરાજો બાપજી મ્હારારે, પવન ઢોળું પંખાથી પ્રાણપ્યારારે, ૧૩
દિપક અખંડ જ્યોતરૂપાળીરે, અજ્ઞાનરૂપી ધૂપદેઉં સળગાવીરે, ૧૪
કૃપા કરીને કૈવલ્ય કૃપાળરે, ભાવે ભોજનનો પીરસું થાળરે. ૧૫
આરતિ આરતની પછી કરૂંરે, પ્રદિક્ષણા તમ પૂઠે ફરૂંરે. ૧૬
નવરામણો મનકંઇ રોપરે, નવ જેશો દિન તણા દોષરે. ૧૭
રંકજનની કરૂણા કરજોરે, પાપ પ્રજાળી શિર કર ધરજોરે ૧૮
ભવતણો ભય લાગે મ્હને ભારીરે, અંતકાળે શીગતી થશે મ્હારીરે. ૧૯
જનણી જુઠું બોલ્યો નેજુઠું જોયુંરે, દવી મુકીને વારી વલોવ્યુંરે. ૨૦
નવજોશો કૃતિ મ્હારા વ્હાલારે, આછે દીનના કાલાવાલારે. ૨૧
કાપી કષ્ટને શરણે લેજોરે, હોય આપને વ્હાલું તે દેજોરે. ૨૩
હરિપ્રસાદની એછે વાણીરે, અંતે ઉગારજો દયા આણીરે. ૨૩

---

**પ્રાથના. ગરબી ૧. राग गरुड चडी आवजो गीरधारी.**

સદા સુખ ધામ છોરે ગુરૂજી, સદા શેવા ચરણની કરૂજી–સદા. ટેક
સત્ય વક્તા છો ધ્યાન ધરૂજી, ફેરા આપની પૂઠે ફરૂજી;
કોટી કાલાવાલા હું કરૂજી–સદા. ૧

તમ પગલે પગલે પળુજી, ત્હમે વાળો તેમનો વળુજી;
ત્હમે ભેળવો ત્હેમાં ભળુજી—સદા. ૨
આપ કૃપાયે વધે આબરૂજી, આપ ઉચ્ચારો તે ઉચ્ચરૂંજી;
આપ ઠારો ત્યાં જૈને ઠરૂંજી—સદા. ૩
હું તો છોરૂં છું ઉછાંછરૂંજી, આપ મારો તો હું રે મરૂંજી;
આપ તારો તો હું રે તરૂંજી—સદા. ૪
ખોડ ખૂએો તો સરવે ખરૂંજી, ત્હમે ઉગારો તો હું ગગરૂંજી;
હરિપ્રસાદ કહે કરગરૂંજી—સદા. ૫

---

**પ્રાર્થના. प्रभात १. राग गोपाळलाला घणी खम्मा.**

ગમતાં ઘડાવોરે ગુરૂજી, ગમતાં ઘડાવો;
સત્ય અલંકાર શોભે એવાં મહી, નંગ જડાવો—ગમતાં ટેક.
કાચ કથીર કેરો અમને, હાવે મોહ ના ચડાવો;
ઠીકરીયાં ઝટ જાયે ફુટી શાણા શિદને રડાવો—ગમતાં ૧.
નૌત્તમ નંગ આ અંગને શોભે, ત્હમે તેવાં કઢાડાવો;
માયા મોહકારી માલ જુઠો, તે જુદો પડાવો—ગમતાં ૨.
સાચાં નંગ સાચવી મુકવા, જુક્તિ દેખડાવો;
પ્રેમ પટકુળ પાથરી બેઠો, બીજે ના દોડાવો—ગમતાં ૩.
કરગરી કહું પુરો કોડ મ્હારા, હાવે ના કનડાવો;
હરિપ્રસાદને આપનો જાણી, લાડ તો લડાવો—ગમતાં ૪.

**પ્રાર્થના. प्रभात २. राग उपरनो.**

પરિબ્રહ્મ પ્રગટયારે પાસે પરિબ્રહ્મ પ્રગટયા;
બાથડીયાં શું મારૂં બીજે, આવી મ્હને ભેટયા–પરિ. ટેક.
મહા પાપના રાફ ને તાપ, ત્રિવિધી મટયા;
તિર્થાટણે ટીચાવવાના મારગ, તમ ચરણે ઘટયા–પરિ. ૧
અડસઠ તિરથ આંગણે આવ્યાં, આનંદઓઘ ઉલટયા;
દુઃખદારિદ્ર દોહિલા દિન તે, આજે સઉ વટયા–પરિ. ૨
સતસંગ સફળ થયો આજે. સફળ રામ રટયા;
દુરિજનથી ના સાંખી શકાયું, તે ભાવ જોઇ ભડયા–પરિ. ૩
સંતજને તો દીઠા શિરોમણી, અજ્ઞાની અંધ લડયા;
હરિપ્રસાદ સદ્‌ગુરૂ જોતાં, જન્મ મરણ કટયા–પરિ. ૪

---

**પ્રાર્થના. प्रभात ३. राग उपरनो.**

મહા પુન્યે મળીયારે ગુરૂજી, મ્હા પુન્યે મળીયા;
આળસુ જાણી અલબેલાજી, અઢક ઢળીયા–મહા. ટેક.
સુખના સાગર શરણે રાખ્યો, દિન દોહિલા વળીયા;
તર્કવિતર્કનો હું હતો ભરેલો, તે સંશય સઉ ટળીયા–મહા. ૧
રાચતાં રાધારમણના રંગમાં, કુટીલ કળકળીયા:
આકર્ષણ અજબ છે કીધું, ભાવ કરી ભળીયા–મહા. ૨
દાસ જાણીને દીનદયાળુ, દુઃખના ડુંગર હરીયા;
બહાંના બિરદને કારણે આજે, બાંહ્ય ગ્રહી બળીયા–મહા. ૩
પાપ પ્રજાળ્યું પોતાનો જાણી, પગપાળે પળીયા;
હરિપ્રસાદને કીધો કૃતાર્થ, મનોરથ ફળીયા–મહા. ૪

**પ્રાર્થના. પ્રભાત ૪. રાગ. ઉપરનો.**

આપોને આપોરે, ગુરૂજી. જ્ઞાનનું દાન આપો;
અજ્ઞાન અવિદ્યાને મટાડી, પોતાનો કરી સ્થાપો—આપો. ટેક૦
સેવા સમરણ સંતસમાગમ, છાપ ભકતની છાપો;
ચરણરજ પ્રસાદીએ છોડો, મુજ કોટી કોટી પાપો—આપો. ૧
રડતા રંકને શરણે રાખવા, હૃદયમાં ચાંપો;
હું સેવકના સ્વામી ત્હમે ગુરૂ, મ્હને ચાકર કરી થાપો—આપો. ૨
ચરણકમળમાં પડયો રહું હું, માપ એ મુજ માપો;
કૃપા કરી નવ કરણી જોશો, પાપના શું રાકો—આપો. ૩
હરદમ મ્હારે હૈયે રહેજો, નિશદીન જપુ જાપો;
હરિપ્રસાદ કેહે ગુરૂજી મ્હારા, ટાળજો પરિતાપો—આપો. ૪

---

**પ્રાર્થના. ગરબી ૧. રાગ સાંભળને તું સજની મારી—**

ધન્ય ધન્ય સદ્‌ગુરુ દેવ મ્હારા, ધન્યપદ રજ પ્રતાપજી;
ભાગ્ય હું મ્હારૂં શું રે વખાણું, પ્રગટયા પરિબ્રહ્મ આપ.
કૃતાર્થ હું થયોરે—ટેક૦
દ્વાદશ સૂર્યથી સ્વરુપ અદકું, હું સૌમ્ય મૂર્તિ ભાળુંજી;
બ્રહ્માનંદ સદ્‌ગુરુ કૃપાયે, ચરણ કમળ નિહાળું—કૃતા. ૧
ઝળાહળતું છે મુખ કમળને, નાક છે શુકના સરખુંજી;
નેત્ર કમળમાં ઝરે કૃપારશ, બ્રહ્મ ખુમારી નિરખું—કૃતા. ૨
કંઠ કોમળ સુણી કોકિલાયે, કીધો વનમાં વાસજી;
પરિધાન શ્વેત વસ્ત્રો શોભે, સરસ્વતી નિજ પાસ—કૃતા. ૩
વરદાયક કર લાયક કહાવે, સુખદાયક શોભાયજી;
નિશદીન ચરણકમળમાં રહેવા, મન મ્હારૂં લોભાય—કૃતા. ૪

મધુર વચનથી માન દે સૌને, કરે મધુર જ્ઞાન ગોષ્ટીજી;
ખેંચી ખડગ વૈરાગનાં પોતે, ચલાવે ભજન પુષ્ટી-કૃતા. ૫
બાપુ બાપુ કહી બળાત્કારે, પામરનું પાપ બાળેજી;
ગરજ વિનાના ઘેલા જીવને, ગરજી જ્ઞાન ગળે ઘાલે-કૃતા. ૬
નથી કમાવા ધંધો કરતા, નથી અન્ય વ્હેવારજી;
નથી મતલબ બીજી કાંઇ, નથી સ્વાર્થ લગાર-કૃતા. ૭
કળી કાળના કીંકર તારવા, લીધો છે અવતારજી;
બોલતા બ્રહ્મવેત્તા હું બાળું, જાણું જુગદાધાર-કૃતા. ૮
કારણરુપ દશરથ નંદન, પ્રગટ્યા હતા સુખ ધામજી;
કારણ કાર્ય કાંઇ મળે નહિ, આ તો કૈવલ્ય રામ-કૃતા. ૯
કૈવલ્ય સ્વરુપ પોતે કાહાવે, સ્હામાને સુખ પમાડેજી;
માયા કીચમાં હોય કળેલા, તેને કળથી બ્હાર કહાડે-કૃતા. ૧૦
શમ દમ સંતોષ શિળગુણ શોભે, સોળ કળામાં નહિ ભુલ્યજી;
શિષ્યને માટે સરવે સમરપે, કંચન કથિર સમ તુલ્ય-કૃતા. ૧૧
ધન્ય ગુરુદાતા ધન્ય દયાળુ, શિતળ તમ ચરણ છાયાજી;
હરિપ્રસાદે હરખી નીરખી, સાચા તહમારા ગુણ ગાયા-કૃતા. ૧૨

---

**ઉત્સવ. ઘોળ ૧. राग. माताजीरे आजे आनंद म्हारे अंगेरे.**

સજની મ્હારી-સામૈયું કરીએ તૈયારરે,
સજની મ્હારી-પધાર્યા ઘેર પ્રાણાધારરે. ટેક.
સ-સરિયો સંપૂટને ત્રાકરે, સ-ઇંડીપાડી સાથે રાખ્યરે. ૧
સ-સદ્‌ગુરૂ સુખના દાતારે, સ-દેશી વિદેશી જન ન્હાતારે. ૨
સ-પૂર્વના પુન્યે ગુરૂજી આવ્યારે, સ-મનમોતીડે ચોક પુરાવ્યારે. ૩

સ–સદ્ગુરૂ આવ્યા તે કારણીયેરે, સ–બંધાવ્યાં તોરણીયાં બારણીયેરે. ૪
સ–પાથરીયા પ્રેમના પાટરે, સ–હિંચવા બાંધી હિંદોળા ખાટરે. ૫
સ–સ્નાન કરાવી પરિધાન આલુંરે, સ–એ વહાલાથી નથી કંઇ વ્હાલુંરે. ૬
સ–શાંતિ બાજઠ સોના કેરારે, સ–ગુરૂ પૂઠે ફરિયે કંઈ ફેરારે. ૭
સ–જમાડું વિધવિધના પાકરે, સ–બત્રિસ રસોઈ તેત્રીશ સાકરે. ૮
સ–ભુખ્યા ભાવના ભાવે જમશેરે, સ–તાપ ત્રિવિધ કેરા સમશેરે. ૯
સ–નિરાંજન કરી ન્યાલ થઇયેરે, સ–ગુરૂજીના ગુણગાજી ગઇયેરે. ૧૦
સ–ગુરૂજીયે ગોવિંદની ગત કીધીરે, સ–બ્રહ્મસુખની શિખ દીધીરે. ૧૧
સ–બ્રહ્મવેત્તાથે ભાવઠ ભાગીરે, સ–ચટપટી ચિત્તમાં એક લાગીરે. ૧૨
સ–જેમ ઇયેરને ભમરી ડંશેરે, સ–થાય ઇયેર ભમરી અંશેરે. ૧૩
સ–તેમ કીધી મ્હને તદાકારરે, સ–વિશ્વ આ દેખું બ્રહ્માકારરે. ૧૪
સ–રહુ હવે સદ્ગુરૂ સંગેરે, સ–ખેલું નિત્ય નિત્ય નવલા રંગેરે. ૧૫
સ–ડરના લાગે હવે દુરિજનથીરે, સ–લાગી ગઇ લ્હે તનમનથીરે. ૧૬
સ–અવિચળ પદ પ્યારૂં પેખુંરે, સ–હરિપ્રસાદ હરિવર દેખુંરે. ૧૭

## ઉત્સવ. ધોળ ૧. राग. अंम इश्वर मागीये पटलुं.

સખી આનંદ મ્હારા અંગમાં, મળ્યા મુને શ્રીસદ્ગુરૂ દેવ. આનંદ
સખી સંત સમાજ શોભિ રહ્યો, ટળ્યું તિમિર મ્હારૂં તત્મેવ. આ. ટેક
સખી સદ્ગુરૂશબ્દ સોહામણા, સઉને સમજાવે શાસ્ત્ર સિદ્ધાંત્. આ.
સખી પ્રીતિ પામરજન પાળવા. કરે ઉપદેશ દેઇને દ્રષ્ટાંત્. આ. ૧
સખી સ્વધર્મ સઉને પળાવતા, જેહ જેહનો જેવો હોય ધર્મ. આ.
સખી મતપંથ વિગ્રહ નહિ મનમાં, મ્હાજ્ઞાનીનો કોણ જાણે મર્મ. આ. ૨
સખી પતિની પત્નિ પુજા કરે, અધિક તુન્યના રેહે અજાણ. આ.
સખી કોટી કોટી જન કેડેફરે, કરે કોટી જનનું એ કલ્યાણ. આ. ૩

સખી સત્ય પ્રકાશે સૌ શોભતું, સુંદિર સ્વરૂપ સદ્‌ગુરૂ ભુપ. આ.
સખી સોળે કળા સંપૂર્ણ દિશે, કૈવલ્ય મૂર્તિએ કરૂણા કુપ. આ. ૪
સખી મનાયતો મન માનજો, ગાજો ગવાયતો ગુણ હંમેશ. આ.
સખી ભાગ્યવંત જન ભાળશે, ભાગ્યા હરિપ્રસાદે ઉત્તર દેશ. આ. ૫

---

**ઉત્સવ. पद १. राग उतम वृत एकादशी साहेलीरे.**

આનંદ ઓધઉ દે થયા, બલિહારીરે;
મોતીડે વર્સ્યા મેહ, આનંદ મ્હારા અંગમાં; બલિહારીરે.
સદ્‌ગુરૂ સ્વામી ઘેર આવિયા, બ. તન મન ધન મ્હારૂં એહ—આ. બ ટેક
દર્શનથી દુક્રિત દુર થયાં, બ. પ્રાણધારે કીધી પાવંન—આ. બ.
વાલાજીને જાઉં વારણે, બ. શાંત કીધું મ્હારૂં મન—આ. બ. ૧
વર બનાવ્યો વરણાગિયો, બ. પૂર્વ જન્મનાં સંચિત—આ. બ.
અખંડ હેવાતણ માણરે, બ. પરણાવી મ્હને કરી પ્રીત—આ. બ. ૨
આપે આપ દરશાવીયું, બ. હરિહીરો લાગ્યો મુજ હાથ—આ. બ.
અખિલ વિશ્વના ભૂપતિ, બ. નિરખું તે અનાથના નાથ—આ. બ. ૩
આજના દીનને ધન્ય છે, બ. ચોયું મ્હારૂં ચતુરનરે ચિત્ત—આ. બ.
દિવસ નવલા આવિયા, બ. નિરખુ દીવાળી નિત્ય—આ. બ. ૪
સ્વસ્વરૂપ શોભા રળિયામણી, બ. કોટીકોટી પ્રગટ્યા ભાણ—આ. બ.
અનુભવે ઓળખી હું રહી, હરિપ્રસાદ હરિ ગુરૂ જાણ—આ, બ. ૫

---

**ઉત્સવ. गरबी १. राग व्रिजवाशीरे व्रिजवाशी.**

સુખ પામીરે સુખ પામી, સતસંગ ગંગમાં હું સુખ પામી; ટેક.
સદ્‌ગુરૂજીની પૂર્ણ કૃપાએ, ભક્તિ રંગ રસની રેલ જામી—સત. ૧

રામ રમકડું રૂદે મ્હારૂં રમતું, પ્રગટ નિરખુ હું બહુ નામી-સત. ૨
બ્રહ્મ ખુમારી વ્યાપીછે અંગે, ભાગ્યની ન્યુનતા સૌ વામીરે-સત. ૩
સાચું સુખ આસ્વપ્ને નહોતું જોયું, સ્હેજે મળ્યા મ્હને સુખધામી-સત. ૪
સાચા સગા મ્હને સદ્દગુરૂ મળિયા, ખાંતિલા પ્રભુયે ખોઇ ખામી-સત. ૫
આવા ગમનો ભય ગયો ભાગી, આવી હરિપ્રસાદને હૈયે હામી-સત. ૬

---

### ઉત્સવ. गरबी २ राग उपरनो.

બડ ભાગીરે બડ ભાગી, સદ્દગુરૂ કૃપાયે થઇ બડ ભાગી, ટેક.
હિણાં કર્મ આજે હઠી ગયાં મ્હારાં, પ્રગટ પુરૂષ મળ્યા વૈરાગી.-સદ્દ. ૧
પરમહંશ સરખા એતો મ્હને ભાસે, મનથી માયાને છે ત્યાગી-સદ્દ. ૨
નિરગુણ બ્રહ્મ સગુણ મુજ માટે, પામરને પાળવા પ્રીત જાગી-સદ્દ. ૩
જ્ઞાનના ઘુંટડા ગળે ઉતાર્યા, ગેબી ગોળી મ્હારે ઘટ વાગી-સદ્દ. ૪
ચોદિશ જોતાં દીઠા ઉત્તરમાં, કૈવલ્ય કૃપાળુ સંત સોહાગી-સદ્દ. ૫
હરિપ્રસાદ સત્ય ગુરુને શબ્દે, તનમનથી મ્હને લેહ લાગી સદ્દ. ૬

---

### ઉત્સવ. गरबी. राग चालो डाकोरमां जइ वशीये-

મ્હને મળ્યા સદ્દગુરૂ સુખકારી. જઉ ચરણ કમળ પરવારીરે મ્હને ટેક.
રામ રસાયન પ્યાલો મ્હને પાયો, ચડી ગઇ બ્રહ્મ ખુમારીરે મ્હને ૧
આટલા દીવશ આવું ન્હોતું જાણ્યું, દશા ફરી ગઈ મ્હારીરે મ્હને ૨.
હુને મ્હારૂં એ મમતા મુકાવી, લીધો માયાથી ઉગારીરે મ્હને ૩.
સત્ય તણા સણગાર પેહેરાવ્યા, શિખવ્યા ભજતાં મોરારીરે મ્હને ૪.
દયા ક્ષમારૂપી ઢાલ ધરાવી, સમશેર રામરૂપી સારીરે મ્હને ૫.
હરિપ્રસાદ ગુરૂયે ભાવ કરીને, બતાવી બચવા બારીરે મ્હને ૬.

પ્રિય આત્મસ્વરૂપ બન્ધુઓ! સંવત ૧૯૫૦ની સાલથી (એટલે મ્હારી ચૌદ વર્ષની ઉમ્મરથી) મ્હારા બત્રીજા ભાઈ વિશ્વનાથના સહેવાસમાં નિરંતર સતસંગભક્તિનો લાભ પ્રાપ્ત થતો હતો. તેઓ પોતે ત્હેમની લઘુવયથીજ સંસ્કારી હતા. એટલે ચિત્ર, કવિતા, છંદ, પ્રબંધ બનાવતા તેમજ આદ્યશક્તિ શ્રી અંબિકાની સત્વ ગુણી ભક્તિ કરી તેમની કૃપા પ્રસાદી મેળવી હતી. તે પછી તેઓ પરમાત્માની ભક્તિમાં આરૂઢ થયા. અને મહાયાત્રામાંથી તેમને **શ્રી ગોપાળ કૃષ્ણ** સ્વરૂપ પ્રાપ્ત થયું. તેમની અનન્ય ભાવથી ઉપાસના કરતાં કરતાં આજુબાજુ ગામ પરગામ દીન પ્રતીદીન સત્સંગ ભક્તિ વૃદ્ધિ પામવા લાગ્યાં એક વખત નામ સ્મરણ ભજન સપ્તાહ યાગ દેશોદેશના ભક્ત, સંત, વૈષ્ણવ,હરિજનોને તેડાવી શ્રીગોપાળકૃષ્ણ મહારાજની વ્રજ લીલાયુક્ત મહોત્સવ ક્રિયાઓ અદ્ભૂત કૃતિથી કરી હતી. ખાસ બોરસદ તાલુકાના ગામ અલારસાના મહાન ભક્ત બોડાણાનો અવતાર નાગજી ભક્ત હતા. અને તેમના મંડળના મહંત દાવોલ ગામના કાળીદાસમહારાજશ્રી નિર્મળ અંતઃકરણથી ભક્તિ કરતા હતા. તે મંડળના પેટામાં અનેક ગામપરગામની મંડળીઓના નેતા હળીમળી ભજન સપ્તાહ યાગ કરતા હતા. તેમાં રાજનગર (અમદાવાદ) વાસી મગનભક્તના શિષ્ય હરિભાઈ તથા નાથાલાલ મહાન્ વકતા હતા. તેમજ નાથુમહારાજ અને બીજા અનેક વકતાઓ પણ હતા. મ્હારે એક બીજા સાક્ષાત સગાળશા શેઠનો અવતાર બેહેચરભાઈ ભક્તરાજને ભુલવા નહિજ જોઇએ. તેઓ વણસોલ ગામના રહીશ હતા. જેમણે પોતાનુ તન મન અને ધન ભક્તો માટે સમરપી દીધું હતું અને નિરંતર રસનાપે રામરટણજ થયા કરતું હતું. નડીઆદ તાલુકાના

ગામ ડભાણુ (દર્ભાવતી)માં જ્યારે વિશ્વનાથભાઈએ નામસ્મરણુ ભજન સમાહ યાગ કરાવ્યો ત્યારે તે સર્વે મંડળી પધારી અથાગ આનંદ દર્શાવ્યો હતો. મ્હારા ઘરમાં આ મહાન્ ચરિત્રવાન વ્યકિત ઇષ્ટ સ્વરૂપમાં રમણુ કરવા લાગી અને દેશોદેશ શ્રીમદ્ ભાગવત સમાહ શ્રીગોસ્વામિ તુલશીકૃત રામાયણ નવાહ પ્રયોગ નિષ્કામ પદ્ધતિથી કરતા અને ઘણી વખત તો ભજનના ચાલતા પ્રસંગમાં ગદ્ગદ્ કંઠથી કવિતા પ્રવાહ મેઘની ધારા મુજબ છુટતો અને તે વખતે તે પ્રેમલાગણીવાળા પદને પા. નારણભાઇ જે અનન્ય ભાવથી ત્વરીત લખી લેતા. એમના કેટલાક નિયમોથી કેટલાક સ્થાનમાં નિષ્કામ સપ્તાહ ભજનો વિગેરે વારંવાર થતાં એ વિશ્વનાથ મહારાજના નામથી કોઈકજ અજાણુ હશે ! તેમનાં અસંખ્ય ભજન ભકિતપોષણુ ગ્રંથમાં ગુંથાયેલ છે. તેઓશ્રીએ નર્મદા ક્ષેત્રમાં શ્રી સદ્ગુરૂની પ્રાપ્તિ કરી લીધી. તે પ્રસંગે હું હાજર ન્હોતો. તે પછી દશ માસે શ્રી સદ્ગુરૂસ્વરૂપ કેવળરામ મહારાજનાં મ્હને દર્શન થયાં ત્હેમના મુખમાંથી નિકળતી જ્ઞાનામૃતધારા ખરેખર વૈરાગ્ય અને ભકિતની અપ્રતિમ મૂર્તિ હોય તેમ લાગતું હતું. તેઓશ્રી પોતે રૂપાલ ગામના રહેવાશી હતા. અને સિદ્ધપુરમાં પોતાનો ઘણો સમય વ્યતિત કરતા તેમજ સરસ્વતિના પવિત્ર તટમાં પોતાનું સાત્વિકિ જીવન ભજનાનંદમાં ગાળતા એટલુંજ નહિ પણ બ્રહ્મત્વનાં સઘળાં લક્ષણુ સંપૂર્ણ હતાં સુદ્ધ પવિત્ર શ્વેત વસ્ત્રો પોતાના સુમંગળ શરિર ઉપર શોભતાં હતાં. સાદાઈતા, સરળતા, નમ્રતા, સત્યતા, અને સંતોષની પૂર્ણ પ્રતિમારૂપજ હતા. મ્હારૂં અંતઃકરણ જોતાંમાંજ શાંત થયું. ત્હેમના ચર્ણ સ્પર્શથી અવિદ્યા કોણજાણે મ્હને છોડીને કયાંયે જતી રહી. હૃદયમાં મંગળમય જણાવા લાગ્યું મ્હારો પ્રેમ ત્હેમના

ઉપર ચોટયો. તેમણે નિસ્પૃહાવ્રત ધારણ કરેલું હતું, ત્હેમનાં પુજ્ય માતુશ્રી કાશીબા તે કાશીબાજ હતાં ત્હેમનાં ધર્મપત્નિ મૂળ શુદ્ધ પ્રકૃતિ સ્વરૂપ મૂળીબા મહાન્ માયાળુ અને દયાળુ દયાની મૂર્તિ હતાં તેમજ ત્હેમનાં બ્હેન સંતોકબા તે સાક્ષાત શારદા સ્વરૂપજ હતાં. જયમ શારદા નિરંતર ભગવત ભજનમાં તલ્લિન હોય છે તેમ તે મૂળથીજ ભગવત કૃપાપ્રસાદી વાન થઇ રાત્રિદિવસ નામ સ્મરણ અને જીવ્હાએ અનેક જ્ઞાન વૈરાગ્યપદની ધારા વર્શાવતાં હતાં. આવી રીતે ત્હેમનું જો વર્ણન કરૂં તો આખો ગ્રંથ તેમના ગુણાનુંવાદમાંજ ગણુના રૂપ થાય. પરંતુ ત્હેમનો સમાગમ કોઇકોઇ વારજ મળતો. બારવર્ષ એમ ચાલ્યું. સંવત ૧૯૬૩ના આસો વદી ૧ના રોજે હું તથા મ્હારા મિત્ર ભોળાનાથભાઈ તથા બીજી કેટલીક મંડળી સાથે કાશી વિગેરે મહાન્ યાત્રા જવા નિકળ્યા. ઉત્તર તરફ રષિકેશ વિગેરે અને જગદિશ, ગયા, કાશી, પ્રયાગ, ચિત્રકોટ, ગોકુળમથુરાં, શ્રીનાથદ્વારા તમામ યાત્રા કરી ઘેર આવ્યા. મથુરાંમાંથી પ્રાપ્ત થયેલા ઇષ્ટ **શ્રી રાધારમણલાલની** પ્રતિષ્ઠા કરી પછી શ્રી સદ્ગુરૂ **કેવળરામ મહારાજ** શ્રી નડીઆદ પધાર્યા તેમણે મ્હારા જેવા રંક દાસ ઉપર દયા કરી ઇષ્ટશ્રી સાથે હિંદોળે પધારી મ્હને કૃતાર્થ કીધો. અને અનહદ આનંદ આપ્યો. મેં કહ્યું કે કૃપાકરી મ્હને ગુરૂમંત્ર આપો તેઓશ્રીએ કહ્યું કે, ત્હારા સંસ્કાર થોડા વર્ષમાંજ અધિક સ્ફુરશે. તે વખતે આપો આપ ગુરૂમંત્રનો પ્રસંગ આવી મળશે. ધીરજ રાખી ઇષ્ટની દ્રઢ ઉપાસના કર્યા કરજે. તે વચનનો મેં સ્વિકાર કીધો પછી સં. ૧૯૬૪ના અધિક શ્રાવણમાં નાસિક તિર્થમાં ગયો ત્યાં ઇષ્ટ સાથે શ્રી તુલસીકૃત રામાયણ નવાહ પ્રયોગ કીધો તે તરફ યાત્રા કરી ઘેર આવ્યો. પછી

સંસાર યાત્રામા ગોથાં ખાતાં ખાતાં સંવત ૧૯૭૦ના અસાડ માસમાં સુદી ૧૦મે ઘરની અને શરીરની ઉપાધીઓથી કંટાળી દક્ષિણ તરફ જવા નીકળ્યો. નડીઆદ સ્ટેસન ઉપર વિચાર થયો કે ક્યાં જઉં. તેજ વખત યાદ આવ્યું કે ગયા મહામાસમાં અહિ બ્રહ્મમંડળે અષ્ટોત્તર ભાગવત પારાયણ કર્યાં તે સમયે અંકલેશ્વરથી મહારાજ શ્રી પધાર્યા હતા ત્યાં જઉં, ત્હેમના દર્શન મૃગલના કોટમાં અષ્ટોત્તર ભાગવતમાં થયાં હતાં ત્હેમની બ્રહ્મનિષ્ટતા જોઈ ત્હેમના સાથમાં ભજનાનંદ જામ્યો હતો. વળી એ અષ્ટોત્તરમાં **શ્રીઇષ્ટરાધિકારમણને** બ્રહ્મ મંડળમાં પધરાવી લાડ લડાવ્યાં હતાં અને તે પ્રસંગે મહારાજ શ્રીએ ઇષ્ટ **શ્રીરાધિકારમણસાથે** ઐકયતા પ્રગટાવી હતી એટલે ત્યાં જવા ઉર્મી ઉપડયો મ્હારી સાથે મ્હારા પ્રત્યે પુજ્યભાવરાખી મ્હારા મિત્ર શિવશંકર મ્હારી જોડે આવ્યા. અમો બંન્ને તુરત અંકલેશ્વર રાત્રે ગયા. બીજે દિવસે દયાળુ પ્રભુએ અમને સપ્તાહઆરંભમાં પ્રીતિપૂર્વક રેહેવા આગ્રહ કર્યો. "જોઇતું હતુંને વૈદે કહ્યું" અમો રહ્યા. ત્યાં ઇષ્ટશ્રી રાધિકારમણને ઉત્સાહ પૂર્વક સ્હામા પધરાવા પાટ મંડપની રચના કરી આપી. પછી જયમ પારધી મૃગને સ્વરનાનાદે વિંધે ત્યમ તેઓ દયાળુશ્રીએ ત્રણ દિવસમાં મ્હારા મનરૂપી મૃગને વિંધીનાંખી તદ્દન નાશ કર્યો. અસાડવદી પડવાને દિવસે પ્રાતઃકાળમાં **ગુરૂરાજ મહમંત્ર** પ્રાપ્ત થયો. જન્મની સાર્થક્યતા થઈ અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામ્યો. જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ જામ્યો. ગદ્‌ગદ્ થતાં હું સદ્‌ગુરૂ પ્રાર્થના કરતો સૂર્યપુર તરફ વિદાય થયો. સદ્‌ગુરૂ થતાં મને તેમની કૃપા પ્રસાદી મળીને અવર્ણી આનંદ ભોગવવા લાગ્યો. હાવે તેમની સ્તુતિ, પ્રાર્થના અને ત્હેમના તરફથી મળેલા જ્ઞાન પ્રસાદને

ત્હેમની આજ્ઞાએ મેં અહિં વેંહેચવા સમય સાધ્યો છે. તો ત્હેને મ્હારા વાંચકબંન્ધુ સારરૂપે ગ્રહણ કરશો. એટલે મ્હારી સાર્થકયતા થઇ સમજીશ. હરિ ૐ શાંતિ.

( શ્રી સદ્ગુરૂ સ્વરૂપ પ્રાપ્ત થતાં બનાવેલીસ્તુતિઓ. )

---

**સ્તુતિ. पद १. राग. चाकर राखोजीरे अमने चाकर राखोजी**

શરણે રાખોજીરે ગુરૂજી શરણે રાખોજી,
કરૂણા સાગર કરૂણા કરી, અમને શરણે રાખોજી.
દયાદિલ દાખોજીરે ગુરૂજી દયાદિલ દાખોજી,
દીનબન્ધુ દયાળુ દેવા, દયાદિલ દાખોજી. ટેક.
સદ્ગુરૂ સ્વામી અંતરજામી, અંતરના આધાર,
અવગુણઅમારા ઉર નવ લેશો, વિનવીયે વારંવાર. ગુરૂજી. ૧
ધ્યાન ધરીશુંને સેવા કરીશું, સર્વે સમરપી રહીશું
હરતાં ફરતાં હરનિશ હેતે, આપના ગુણલા ગાઇશું. ગુરૂજી. ૨
જ્ઞાન ભકિતનાં દાનજ દેજો, કહેશો તેમ કરીશું,
ચારૂ ચરણ કમળને સેવી, કૃપાપ્રસાદી લેઇશું. ગુરૂજી. ૩
તનમનધનને હુંપણું અરપી, આપને ભાવે ભજીશું,
તજવા જેવું સરવે તજીને, સજવા જેવું સજીશું. ગુરૂજી. ૪
તમોવિના નથી અન્ય સગુ કોઇ, તમે છો પિતામાતા,
ભાઇભગિની સખામિત્ર છો, સ્વામી ત્હમે સુખસ્હાતા. ગુરૂજી. ૫
જેમાં ગણીયે ત્હેમાં ત્હમેએક, પ્રાણપતિ પ્રાણાધારા,
હરિપ્રસાદ સત્ચિત્ત આનંદઘન, જીવન આધાર મ્હારા. ગુરૂજી. ૬

---

## પ્રાર્થના. પદ ૨. રાગ. ઉપરનો.

તમથી રમીયેજીરે ગુરૂજી તમથી રમીયેજી.
સુધ્ધ સાન ને ભાન ભુલીને, તમથી રમીયેજી.
નિત્ય નિત્ય નમીયેજીરે, ગુરૂજી નિત્ય નિત્ય નમીયેજી,
લોક લાજ ઘર કાજ તજીને, તમથી રમીયેજી. ટેક.
ત્વંપદ ભાવ તજી તત્પદમાં, તત્ત્વ દર્શાવ્યું દેવા,
તે ઉપકાર વળે કયાં બીજે, કરીયે સુધ્ધ મને શેવા. ગુરૂજી. ૧
ગુરૂરંઘ્રિપદ્મે લગ્નજ કીધું, સર્વશ સોંપ્યું તહમને,
મનબુદ્ધિ ચિત્ત ઇંદ્રિયોમાં, તહમે ભાસ્યા એક અમને. ગુરૂજી. ૨
બાહ્યર ભિંતર આપ વસ્યા છો. ચારૂ ચમકારા કરતા.
જ્યાં જ્યાં જોઉં તો આપજ ભાસો, અભેદરૂપે અનુસરતા. ગુરૂજી ૩
સગુણનિર્ગુણ ગુણાતિત છો, અકળ કળા છે તહમારી,
કળી શકે ના દેવ મુનિ ત્યાં, શું મતિ ચાલે હમારી. ગુરૂજી. ૪
શ્રદ્ધા ના સંગીછો સાચા, પ્રેમીના પ્રાણ પ્યારા,
શાંતિના સ્વામીજી સોહાવો, ભાવના જીવનહારા. ગુરૂજી ૫
વૈરાગ્યના ભોવનમાં રહેતા, નીતિના છો નેમી.
હરિપ્રસાદ ગુરૂ ઘટઘટ દેખું પ્રેમી જનના પ્રેમી. ગુરૂજી. ૬

---

## શિષ્યોનો પ્રશ્ન. પદ ૧. ગુરૂનો ઉત્તર. (સંવાદ)

રાગ. પ્રથમ મચ્છ સ્વરૂપ ધરીને વાળી લાવ્યા વેદ. સ્વામી શામાટેરે.
શિષ્ય-પ્રથમ પુછુ પ્રેમ કરીને. બ્રહ્મમાં જગ્ત જણાય, સદ્ગુરૂ શામાટેરે.
ગુરૂ-અચિન્ત્યશક્તિ સત્તાબળતે, માયાભૂળ કેહેવાય. હરિજન તે માટેરે.

શિષ્ય–નિર્ગુણ એ પરિબ્રહ્મજ કહોછો, નિષ્ક્રિય અપરિચ્છેદ. સદ્.
ગુરૂ–અગમ અગોચર અખંડાનંદછે, નિરઇચ્છિત નિર્વેદ–હરિજન. ૧
શિષ્ય–બીજે બહુ થઈ પ્રકૃતિ પ્રેરી, રચ્યાં બ્રહ્માંડ અનેક. સદ્.
ગુરૂ–અકર્તાના તેજ પ્રભાવે, દર્શાય વિવિધ વિશેક–હરિજન. ૨
શિષ્ય–અવિનાશી વિનાશી જેવું, અદ્વૈતમાં દ્વૈત જણાય. સદ્.
ગુરૂ–પ્રભાવ શકિતમાં મહતત્ત્વથી, વિકારી તત્ત્વ ગણાય.–હરિજન. ૩
શિષ્ય–વિશ્વરચનાને જીવપણું આ, મ્હારૂં ત્હારૂં દેખાય. સદ્.
ગુરૂ–શકિત મહતત્ત્વના સંયોગે, પ્રગટી ત્રિગુણીમાયાય.–હરિજન. ૪
શિષ્ય–ખોટું મમત્વ થાય ઘણુંને, જન્મ મર્ણ ના જાય. સદ્.
ગુરૂ–વિષય વાસના વધતાં જીવનું, સ્વસ્વરૂપ ભુલાય.–હરિજન. ૫
શિષ્ય–મન મરતું નથી વાસનાવાળું, નથી ભુલાતા ભોગ. સદ્.
ગુરૂ–નથી શ્રદ્ધા સદ્‌ગુરૂ શબ્દપર, નથી જળવાતો જોગ.–હરિજન. ૬
શિષ્ય–સાચા શાંતિસુખનો અમને, અનુભવ નવ જણાય. સદ્.
ગુરૂ–ખમ્યા વિના ખરૂં જડે ના કાંઈ, સત્ય મનના સ્હાય.–હરિજન. ૭
શિષ્ય–શ્રદ્ધા થાયે વાસના જાયે, ના બતાવો એવો ઉપાય. સદ્.
ગુરૂ–મનોબળને વિશ્વાસ વિના, દ્રઢ થઇ ના બેસાય.–હરિજન. ૮
શિષ્ય–કૃપા કરો ના કાં ત્હમે ગુરૂજી, કાં ના કરો ત્હમે સહાય. સદ્.
ગુરૂ–હરિપ્રસાદ સમદમ શાંતિ વિણ, સત્ય ના સમજાય.–હરિજન. ૧૦

---

## સ્તુતિ. પદ ૧. રાગ. પ્રહ્લાદની નિશાળનો.

વિનતિ શુણી કરો સહાયરે. સદ્‌ગુરૂ,
કરજોડી લાગું પ્રીતે પાયરે, સદ્‌ગુરૂ. ટેક,
આપનો એક આધારરે, સદ્. કૃપા કરીને કરજો વ્હારરે, સદ્. ૧

અવગુણ મ્હારા અનેકરે, સ. આપ દયાળુ વિશેકરે. સ. ૨
પાપ મ્હારાં બાપના જોશોરે. સ. દિનનાં આંસુડાં લ્હોશોરે. સ. ૩
આપવિણુ નથી કોઈ મ્હારૂંરે. સ. અંતવેળાના ધણી ધારૂંરે. સ. ૪
બાંહ્ય ઝાલજો આવી મ્હારીરે. સ. મોટા મોટાઇ વિચારીરે. સ. ૫
તરછોડશો તો ટેક જાશેરે. સ. પાલે પડયાની હાંશી થાસેરે. સ. ૬
હુંતો નફટને નહિ લાજરે. સ. ત્હમે વગોવાશો મહારાજરે. સ. ૭
છોરૂં કછોરૂં કદિ થાયરે. સ. માવેતર કદિ ના બદલાયરે. સ. ૮
આપનો અધિક પ્રતાપરે. સ. પારસના પારસ પ્રભુ આપરે. સ. ૯
સુરસરી સંગે મળમળી જાયરે. સ. મળરૂપ મટી ગંગજળ થાયરે. સ. ૧૦
પ્રકાસે અંધકાર જાયરે. સ. અગ્નિ સંગે ઉષ્ણ થવાયરે. સ. ૧૧
ભ્રમરી કીટને ભ્રમરી કરતીરે. સ. સત્સંગત કુસંગત હરતીરે. સ. ૧૨
ક્ષારમળ બધા કાપેરે. સ. સજ્જન સજ્જનતા આપેરે. સ. ૧૩
ગમે તેવો હુંતો કહાવુંરે. સ. આપને સ્પર્સતાં પાવન થાવુંરે. સ. ૧૪
આપ સાચાછો શ્રેષ્ટ ઈશરે. સ. પછી કેમ રેહે મુજ કિલ્મિશરે. સ. ૧૫
આપ કૃપાયે મળ ધોવાયરે. સ. નિભાવ્યાવિણુ નહિ છોડાયરે. સ. ૧૬
આપ મનમાં હોયતે કરજોરે. સ. મ્હાંના માટે બળ ધરજોરે. સ. ૧૭
મ્હને તો ત્હમારો વિશ્વાસરે. સ. ભવબંધ છોડવશો ખાસરે. સ. ૧૮
- કુળવાન કુભારજા લે પાળીરે. સ. તેમ ત્હમે લેજો સંભાળીરે. સ. ૧૯
જપતપ વ્રત સત્યજ્ઞાનરે. સ. જો હોત વૈરાગ્યનું ભાનરે. સ. ૨૦
યોગ ઉપાસના ને કર્મરે. સ. જો હું જાણુતો હોત ધર્મરે. સ. ૨૧
તો પછી તરતાં શાની વારરે. સ. અન્યનો શું કરતો આધારરે. સ. ૨૨
તરનારાને તારવું શુંયરે. સ. તારણ જાણું ત્હમને હુંયરે. સ. ૨૩
ભવસિંધુ તરવા નથી ભાનરે. સ. માટે શર્ણું ત્હમારૂં લીધું જાણુરે. સ. ૨૪

અધમ ઓધારણ કહાવોરે. સ. કરઝાલી કોડેપાર લઇ જાવોરે. સ. ૨૫
હવે તરછોડે પત જાશેરે. સ. મ્હાનું ત્હમારૂં વગોવાશેરે. સ. ૨૬
પતિતપાવન તારણ આપરે. સ. માફ કરજો પાપના રાફરે. સ. ૨૭
તનમનધન ત્હમે મ્હારારે સ. હરિપ્રસાદના પ્રાણાધારારે. સ. ૨૮

---

**स्तुति. पद १. राग. साचो साहेब जग किरतार.**

સાચા સદ્‌ગુરૂ સર્જનહાર, પ્રેમે ઉતારો ભવપાર. સાચા. ટેક.
શ્રી શુકદેવ દયાનીધિ દેવા, હર્નિશ હેને મ્હને આપો શેવા.
નોધારાના ગુરૂવર ત્હમે આધાર, પ્રેમે ઉતારો ભવપાર. સાચા. ૧
વિશ્વ બધામાં છો વિભુવ્યાપક, જળસ્થળ ચરાચર સ્થિતિસ્થાપક.
શુદ્ધ સ્વરૂપે ભાસો બ્રહ્માકાર. પ્રેમે ઉતારો ભવપાર. સાચા. ૨
તિમિર તનમનનું મુજ ટાળો, (ભમ) વૃત્તિઓ તમ ચર્ણેવાળો,
કરો જીવનમાં જય જય જયકાર. પ્રેમે ઉતારો ભવપાર. સાચા. ૩
શાંતિ નિજાનંદ નિરખું નયણે, દેખું બાહ્યાંત્તર જાગ્રતશયને,
નિશદિન કરૂં હું પ્રેમે પુનિત પોકાર. પ્રેમે ઉતારો ભવપાર. સાચા. ૪
હરિપ્રસાદ શાંતિ કરસહીને, આપ ચરણ કમળમાં રહીને,
હશીહશી મુખે કરૂં મહામંત્ર ઉચ્ચાર. પ્રેમેઉતારો ભવપાર. સાચા. ૫

---

**स्तुति. गरबी १. राग. पेहेलेने अवतार श्रीहरिरे.**

સાચા સગા ગુરૂ દેવછોરે, નોધારાના આધાર. મારાવાલા.
વારંવાર હું વિનવુંરે, પ્રીતે કરીને પોકાર. મારાવાલા ટેક
અખંડાનંદ અવિનાશી છોરે, આદ્ય અનાદિઆપ, મારાવાલા.
તરણ તારણ શ્રી હરિરે, શિષ્યના ટાળો સંતાપ. મારાવાલા. ૧

શરણે પડયાને પાલવેોરે, બોધ દેઇ બાળો પાપ. મારાવાલા.
અજરાંમર પદ આપનુંરે, માપ રહિત માબાપ. મારાવાલા. ૨
વિશ્નુ વિરંચિને દેવતારે, નારદ શારદ શેષ. મારાવાલા.
શુક સનકાદિક મુનિયોરે, શેવે સદા મહેશ. મારાવાલા, ૩
મહિમા મહિમાં છે ઘણોરે, કેહેતાંના આવે પાર. મારાવાલા.
કૃપાનિધિ કૃપા બહુ કરોરે. પાલન તારણ હાર. મારાવાલા. ૪
અધમ બહુ બહુ ઉગારીયારે, પ્રિયત્તમ પ્રાણાધાર મારાવાલા.
એવુંજાણી શણું મેં ગ્રહ્યુંરે. દોષ મ્હારા અપાર. મારાવાલા. ૫
કર્મ કુકર્મ આચર્યારે, પુરા છે પાપ ના રાફ. મારાવાલા.
અધર્મી જાણીના છાંડશોરે, મ્હેર કરી કરજો માફ. મારાવાલા. ૬
વશમી વેળાએ આવજોરે, વિસારી દેશો ના છેક. મારાવાલા.
મ્હાને તહમારે બાપજીરે, રાખજો મ્હારો ટેક. મારાવાલા. ૭
જેવોતેવો તોય આપનોરે, મરતા સુધી તમ આશ. મારાવાલા.
મુકુટમણી છો આચરારે. પાકો મ્હને વિશ્વાસ. મારાવાલા. ૮
મ્હારો કહી જો મુકશોરે, જોશે લોકો તાલ. મારાવાલા.
વગોવાશે મ્હાનું આપનુંરે, લાગશે બટ્ટો દયાળ. મારાવાલા. ૯
ગમે તો પીલજો પાળજોરે, ગમે તો લેજો સંભાળ. મારાવાલા.
ધાર ધણી છીદ્ર ઢાંકશોરે, કરી કૃપા કૃપાળ. મારાવાલા. ૧૦
નગણો હું પણ નિભાવજોરે, અનેકમાં હું એક મારાવાલા;
પતિત પાવન પ્રભુ આપ છોરે, દોષ જોઇ છુંદશો ના છેક મારા વાલા-૧૧
સરવશ સોંપ્યું છે આપનેરે, ધાર ધણી મહારાજ, મારા વાલા;
હરિપ્રસાદની હેતથીરે, રાખજો ગુરૂજી લાજ મારા વાલા-૧૧

(કાઠીયાવાડી ઢબ) સ્તુતિ. પદ ૧.

राग-जुनां ते घर ल्यो जाणी म्हारा संतो—

છોડાવો જીવનું જેલખાનું. મ્હારા ગુરૂજી, છોડાવો જીવનું જેલખાનુંરેજી;
ભગવંત તમારૂં મ્હાનું, મ્હારા ગુરૂજી. છોડાવો જીવનું જેલખાનુંરેજી-ટેક.
જન્મમર્ણની જ્વાળે હું બળતો, માર્ગ મોક્ષનો ના જાણુંરેજી;
બંધાયો મોહમાયાના પાસથી, છતે દીવે દેખું રાણું-મ્હારા. ૧
પાપના રાફ બાપજી મ્હારા, શું શું રાખું હું છાનુંરેજી;
નારાયણના ન્યાય મન્દિરમાં, પૂછાશે મ્હારૂં પાનું-મ્હારા. ૨
અસિલ તમારો હું થઈ બેઠો, વળી તમને મારા માનુંરેજી;
કરગરી કહું છું મુજને ઉગારજો; જમનું ના જોવાય થાણું-મ્હારા. ૩
હદ થઇ હાવે નથી રેહેવાતું, તનમાં થાય તોફાનુંરેજી;
હરિપ્રસાદ કહે સત્ય બતાવો, હૃદય કમળનો ભાનું-મ્હારા. ૪

---

સ્તુતિ. પદ-૨. राग-उपरनो.

કષ્ટ નહિ મુજથી સ્હેવાશે. મ્હારા ગુરૂજી, કષ્ટ નહિ મુજથી સ્હેવાશેરેજી;
દુઃખ નહિ અંતનું ખમાશે. મ્હારા ગુરૂજી, કષ્ટ નહિ મુજથી સ્હેવાશેરેજી. ટેક
અંતવેળાની વેદના વશમી, કંઠ કફથી ઘેરાશેરેજી;
શિત ઉષ્ણ જ્વર દેશે ઝપાટા, હરીને કેમ રેહેવાશે-મ્હારા. ૧
શિતજ વળશે ગાત્રજ ગળશે, પ્રાણવાયું ઘુંચવાશેરેજી;
નાડિયોના બંધ તુટી છુટી જાશે, તે વેળા નામ નહિ લેવાશે-મ્હારા. ૨
મર્ણ વેળાનું મહા દુઃખ દેખું, વાસના ફરતી ચોપાસેરેજી;
શરણાગત્ મ્હારી સંભાળ લેજ્યે, ઉભા રેહેજ્યે મ્હારી પાસે-મ્હારા. ૩
શાંતિ સાગરમાં સુવાડજો મુજને, હું તો રહીશ તમ આશેરેજી;
હરિપ્રસાદ રંક લેજો તમ શરણે, નહિ તો લાજો તમ જાશે-મ્હારા. ૪

---

સ્તુતિ. पद ३. राग-उपरनो.

મટાડો મ્હારો હૈયાચોળો, મ્હારા ગુરૂજી.મટાડો મ્હારો હૈયાચોળોરેજી.
પ્રેમ હોય ભલે મ્હારો પોલો, મ્હારા ગુરૂજી, મટાડો મ્હારો હૈયા-ટેક.
મન મુંઝાઉં છું ને દુઃખી થાઉં છું, જોઇ માયાનો ગોળોરેજી;
જોતાં જડે નહિ ઉરે અંધારૂં, મ્હારા તનનું તાળું ખોલો-મ્હારા. ૧
જ્ઞાનકુંચી ખરી કૃપાકરી આપો, મ્હારા ફંદની ફળીયો ફોલોરેજી;
આમ તેમ હાવે મ્હને નારે ભમાવશો, દયા કરીને દેવ બોલો-મ્હારા. ૨
મોહ મમતામાં મન રહ્યું રાચી, સુધારી લ્યો આંદોલોરેજી;
હરિરસ રંગમાં ગુરૂરાજ મ્હારૂં, અંતરપટ ઝટ બોળો-મ્હારા. ૩
હું ગુણહિણને ગમ નથી પડતી, દેવાઈ ગયો મારો ડોળોરેજી;
હરિપ્રસાદ કહે સાચા ધણીના, પાકા તે રંગમાં રોળો-મ્હારા. ૪

---

સ્તુતિ. पद ४. राग-उपरनो.

ઉરમાં કરોને અજવાળું, મ્હારા ગુરૂજી, ઉરમાં કરોને અજવાળુરેજી;
ઘણા કાળનું મહી કાળું, મ્હારા ગુરૂજી, ઉરમાં કરોને-ટેક.
હૃદયચક્ષુ મ્હારાં અંજન કહાવે, સત્યમાર્ગ નવ ભાળુરેજી;
સાચા તહમારા શબ્દ શુણીને, આશરે આશરે ચાલું-મ્હારા. ૧
જ્ઞાનામૃત અંજન આંજો મુજ આંખે, છુટી જાય જાંખતું જાળુરેજી
મૂળ સ્વરૂપ મ્હારૂં સાચું હું દેખું, અજ્ઞાન અંધારૂં ટાળુ-મ્હારા. ૨
અભિલાષા મ્હારી કરોએ પુરી, મ્હને દીન જાણીને દયાળુરેજી;
ઠોકરે ચડી ના ખાઉં લડથડીયાં, કૃપા કરોને કૃપાળુ-મ્હારા. ૩
પાપી પ્રપંચી જાણી ના છોડશો, મ્હેર કરજો માયાળુરેજી;
હરિપ્રસાદ ગુરૂ હૈયામાં હરનિશ, પ્રત્યક્ષ તહમને નિહાળું-મ્હારા. ૪.

**સ્તુતિ. ગરબી ૧. રાગ-ઓધવજી સંદેશો કહેજો શામને.**

એવો દિવસ ગુરૂજી ક્યારે આવશે,
સંસાર ક્યારે લાગશે સ્વપ્ના સમાનજો.
મોહ માયાનો વિકાર મન ક્યારે મુકશે.
ક્યારે થાશે નિજાનંદનું ભાનજો-એવો. ટેક.

આશા તૃષ્ણા ક્યારે ટળશે અભાગણી,
ક્યારે થાશે ચિત્ત વૃત્તિયો સુરજો;
માન ગુમાન અભિમાન ક્યારે જશે,
ક્યારે પ્રગટશે પાકો જ્ઞાનાકુરજો-એવો. ૧

વૈરાગ્યના વાંસે ક્યારે દ્રઢ વાયરા,
ભક્તિનો ક્યારે ઉગશે સાચો ભાણજો;
સ્વાર્થી સ્નેહી સંગ ક્યારે અળગો થશે,
ક્યારે પામીશ સત્સંગ સુખની ખાણજો-એવો. ૨

લક્ષચોર્યાશી ફેરા ક્યારે છુટશે,
અજરામર ક્યારે જોઈશ આત્મસ્વરૂપજો;
શાંતિ સુખની લ્હેરો ક્યારે આવશે,
તત્વ તપાસી ક્યારે થઈશ તદ્રુપજો-એવો. ૩

પ્રેમના પળેપળે ક્યારે વાગશે પીસવા,
શ્રદ્ધા જળની ક્યારે થશે રેલંછેલજો;
બ્રહ્માનંદમાં ક્યારે ડોલીશ બાપજી,
ક્યારે બોલીશ અબોલડા અલબેલજો-એવો. ૪

ભજનાનંદનો આનંદ ક્યારે જામશે,
ક્યારે ટળશે ભ્રાંતિ ભવનો ફંદજો;
હરિપ્રસાદ કહે કહો મ્હને કૃપા કરી,
ક્યારે પામીશ સત્ય સ્વરૂપાનંદજો-એવો. ૫

---

**स्तुति. पद १. राग. म्हारी हुंडी स्किारो महाराजरे.**

મ્હારી અરજી સ્વિકારો અલબેલરે, ગુરૂજી ગુણવંતા;
બધા છોડાવો માયાના ફેલરે, બાપજી બળવંતા;
હુંતો લાગું તહમોને પાયરે, ગુરૂજી ગુણવંતા;
સદ્ગુરૂ આવી કરો સ્હાયરે, બાપજી બળવંતા;
મ્હારૂં સાચું સગુ નથી કોઇરે, ગુરૂજી ગુણવંતા;
રહુ વ્હાલા વદન તમ જોઇરે, બાપજી બળવંતા;
દેહા ધ્યાસથી દોષના, કોશ ભર્યા ભરપુર,
મોહમાયાના પાસથીરે, ભવ દરિયાયામાં ડુબ્યુ જરૂરરે; ગુ. ૧
જાણું પણ જપતો નથી, મુખથી આપનો જાપ,
ધર્મ ધરાયો નહિ ધિરજેરે, મ્હને પીડે પૂર્વનાં પાપરે; ગુ. ૨
મન કમ વચને હું વળી, પતિત છું પરમેશ,
બગડેલ બધુછે મ્હારૂં બાપજીરે, તહમે સુધારો મ્હારા ઇશરે; ગુ. ૩
અવગુણી હું અલબેલડા, તહમે ગુરૂ ગુણાગાર,
નિભાવજો તહમે નાથજીરે, મ્હને રાખી ચરણ મોઝારરે; ગુ. ૪
ધાર ધણી છો માહ્યરા, છીદ્ર તણા ઢાંકનાર,
કુલીન કુભારજા લે પાલવીરે, તેમ પાળી લેજો પ્રાણાધારરે; ગુ. ૫

બ્હાનું ધર્યું મેં આપનું (પણ) મન ના રહે મુજ સ્થિર,
કુડાં તે કાજ થાય મુજથીરે, મ્હને આપોને ધારણ ધીરરે; ગુ. ૬
પુરો પાપીછું પૂર્વનો, પાપ થાય અમાપ,
માફ કરજો સૌ આપ તેરે, હું છોરૂ ત્હમે માબાપરે; ગુ. ૭
ભવજળ તરવા મુજને, સત્તા નથી લગાર,
કારણ કર્મ ના બહુ કોટછેરે, મ્હને ત્હમારો એક આધારરે; ગુ. ૮
લગડુ લક્ષચોર્યાશી તણું, ભાવે કરવા ભંગ,
વિનતિ વારા મ્હારી ઉરધરોરે, સદા આપો ભક્તિસતસંગરે; ગુ. ૯
શેવા સમરણ આપનું, દયો પ્રીતે પદ ધ્યાન,
ભાગોભ્રમણા મ્હારા મનતણીરે, જુઓસ્હામું ત્હમે ભગવાનરે ગુ. ૧૦
ભાવે કભાવે આપનું, શરણું સાચું લીધ,
તરણતારણ ગુરૂ આપછોરે, કરો સઘળાં સાધન સિદ્ધરે; ગુ. ૧૧
ગુન્હા જોશો નહિ માબરા, ગુરૂજી ગરિબ નિવાજ,
પતિતપાવન ત્હમે પાતળારે, મ્હારી રાખો બ્હાના માટેલાજરે ગુ. ૧૨
અનેક જન ઉગરીયાં, જગમાં નરને નાર,
ગુરૂ ચરણરજ પ્રતાપથીરે, તરી ગયાં સ્હેજે ભવપારરે; ગુ. ૧૩
શિવ બ્રહ્મા વિશ્નુ વળી, નારદ વશિષ્ઠ વાલ્મિક,
વિશ્વામિત્ર પરાશર પ્રભુરે, ગુરૂકૃપાયે ટાળી ભવ બ્હીકરે; ગુ. ૧૪
રામ કૃષ્ણ દત્તાત્રય, ધરી પૃથુ અવતાર,
ગુરૂ કરી ગુણ ગજાવીયારે, જેના જશ ગાયે નર નારરે; ગુ. ૧૫
પ્રહલાદ ધ્રુવ નામદેવજી, પીપોને રોહીદાસ,
નૃસિંહ નામો તુકારામજીરે, ગુરૂ કૃપાયે હર્યો ભવત્રાસરે; ગુ. ૧૬

સબરી કરમાંને મીરાં, ગણિકા ગતિ ગંભિર,
ગુરૂથી મહાપદ પામીયાંરે, એવા ગુરૂ દયાળુ મ્હા ધિરરે—ગુ. ૧૭
તુલશી કૃષ્ણા રામને, સુરદાસ થયા સમર્થ;
સદ્દગુરૂની કરી શેવનારે, જેણે સાધ્યોછે સાચો અર્થરે—ગુ. ૧૮
પ્રતાપ પ્રબળને જાણીને, શર્ણું લીધું શ્યામ;
સાચાસદ્દગુરૂ શીરગાજતારે, (પ્રભુ) પાલનહાર પૂર્ણ કામરે—ગુ. ૧૯
વિશ્વાસછે એક આપનો, નામે નિરખીશ નાથ;
અંતે આવીને ઉગારજોરે, મ્હારો બુડતાં સ્હાજો હાથરે—ગુ. ૨૦
આપ અદ્વૈત ગુરૂ એકછો, રચી કાવ્ય એક વિશ ચર્ણ;
હરિપ્રસાદ ગુરૂ માહારારે, મ્હારૂં ટાળજો જન્મને મર્ણરે—ગુ. ૨૧

---

## સ્તુતિ. पद—१.

### राग-वारु म्हारा विरारे ना करीये संग नीचनोहोजी.

સદ્દગુરૂ સ્વામીરે સાચા સગા માહારા હોજી
પ્રીત કરીને પુજું હું તહમારા પાય, ચરણાંમૃત લેઉં રે;
ચિત્તસુદ્ધિ કારણે હોજી, ઉચિષ્ટજમતાં આનંદ ઉરનામાંય—સદ્. ૧
પ્રેમની પથારીરે પ્યારા કરૂં પ્રીતથી હોજી, પ્રેમે કેરાં પુષ્પોવેળુ સયાય,
પ્રીતેને સુવાડુરે ચરણચાંપું આપનાહોજી, વાલમહુંતો ઢોળું વિંજણીયેવાય;
યોગ નિંદ્રા ધ્યોનેરે સિદ્ધ યોગ સાધવા હોજી
જાગીજીવણ પાડજો મુજને ઉકેલ, સ્વસ્વરૂપ મ્હારૂંરે બતાવજોબાપજીહોજી.
મુક્તિ કેરી જુક્તિ દેજો અલબેલ સદ્. ૩
શરણ તહમારેરે સદાહુંછું, શામળાહોજી ભ્રાંતિ મ્હારી ભાગજોભગવાન,

શાંતિ સુખ આપીરે, ઠારજો તમ ચરણુમાં હોજી;
હરિપ્રસાદ ને દેજો સુદ્ધ જ્ઞાન, સદ્ગુરૂ; ૪

---

स्तुति. गरबी १.

**राग मनमारारे मानव देह फरी तने क्यां मळशे.**

મ્હારા સદ્ગુરૂ સર્જનહાર, દયા દિનપર કીજે;
મ્હને ઉતારો ભવપાર, હું કયાં જાઉં બીજે;
વ્યાપક સઘળે શબ્દ બ્રહ્મ છો, સઉની પુરતા આશરે;
સરણાંગત સુદ્ધરાખી સંભારો, જાણી તમારો દાસ; દયા–૧
તરણ તારણ કષ્ટ નિવારણ, વ્હાલા કરજો વ્હારરે;
દોષ દયાનીધિ દુરકરી મ્હારા, શુણજો હૃદય પોકાર; દયા -૨
આપતણો અલબેલા હું છું, અન્યનો નહિ થાનારરે;
પડું આખડું તોય કર ઝાલો, કરૂણા કરી કીરતાર; દયા–૩
અંતરજામી અંતરઆવી, પાડો મ્હને ઉકેલરે;
હરિપ્રસાદ સદ્ગુરૂ સુકદેવજી, અન્યની નથી મ્હારે એલ; દયા–૪

---

स्तुति. गरबी २. राग उपरनो.

મ્હારા પ્રાણુ તણા આધાર, સદ્ગુરૂ સાચા ધણી,
મ્હારા હરિવર હૈયાહાર, આપની ઓથ ઘણી–ટેક.
પાપના રાફથી બાપ ડરીમેં, શરણું તમારૂં લીધરે;
મુજ શિર કર ધરી કરૂણાનીધિ, કોડે કૃતાર્થ કીધ–સદ્ ૧.
મોહપાસ માયાના સંગથી, વાસના રહે વિંટાઇરે;
ભય લાગે છે હજુ રહેનો ભારી, નથી સમજાતું કાંઇ–સદ્ ૨.

પ્રીત કરૂ તમ પદમાં પરાણે, ધ્યાન ધરૂં ધાઇ ધાઇરે;
સ્વરૂપને સોધું મનને રોધું, (તો) લોચન જાય મિંચાઇ—સદ્ ૩.
આવો આવો મ્હને બતાવો, નાથ નિભાવો બાળરે;
હરિપ્રસાદ સદ્ગુરૂ શુકદાતા, દયા કરોને દયાળ—સદ્ ૪.

---

**અનુભવ સ્થિતિ. पद १. राग थइ प्रेम वश पातळीया.**

હુંતો ગુરૂ ગુરૂ ઉચ્ચારૂં, (૨) પ્રિયત્તમનું પદ લાગ્યું પ્યારૂંરે—હુંતો ટેક.
પ્રાણવલ્લભ છો પ્રાણજીવન ત્હમે, હાર હૈયાના મ્હારા;
સર્વોત્તમ સુખ દેનારા, ટાળ્યું ઉર મુજ અંધારૂંરે—હુંતો ૧.
બ્રહ્મનિષ્ટ બ્રહ્મવેત્તા ભાળી, બ્રહ્મભાવ દરશાયો;
મુજ ઉર આનંદ ઉભરાયો, થયું અંતર અતિ ઉજીયારૂંરે—હુંતો ૨.
ગુણાતિત ગમ પાડી મુજને, ભેટયા ભાવ કરીને;
સદા સેવું સત્ય આદરીને, તન મન ધન તમપર વારૂંરે—હુંતો ૩.
દર્શન દીધાં દિવ્ય દયાળુ, પ્રસન્ન થયો પાય પર્શી;
હરિપ્રસાદ અંતર રહ્યું હર્ષી, ચિત્તચરણ કમળમાં ઠારૂંરે—હુંતો ૪.

---

**અનુભવ. पद २. राग उपरनो.**

સદગુરૂસ્વામીની સંગે, (૨) ખુંખારી ખેલું ઉમંગેરે; સદ્ ટેક.
દીનાનાથ દીનબન્ધુ દયાળુ, બાંહ્યગ્રહી દીન ધારી;
મ્હારી અરજ લીધી સ્વિકારી, વ્યાપ્યો આનંદ આનંદ અંગેરે—સદ્ ૧.
બાહ્યર ભિંતર નિરખું નેહે, હૃદયકમળના વાશી;
પ્રાણનાથ પૂર્ણ પ્રકાશી, થઇ અભય બેઠી ઉછંગેરે—સદ્ ૨.

રમતાં જમતાં હરતાં ફરતાં, સ્વસ્વરૂપ નિહાળું;
દુઃખહર સુખકરને ભાળું, જળ સ્થળ વ્યોમ ભોમ તરંગેરે–સદ્ ૩.
હરિપ્રસાદ સદ્ગુરૂની સંગે, લગની એવી લાગી;
મ્હારી ભ્રાંતિ સર્વે ભાગી, રશબસ થઈ રશિયાના રંગેરે–સદ્ ૪.

---

## ધોળ ૧. राग रथडा जोडीने क्यांथी अक्रुर आव्या.

દીલડામાં દીવો મ્હારા ગુરૂજીએ કીધો;
મંત્ર અનોપમ મુજને પ્રેમ કરી દીધો, મળ્યા સદ્ગુરૂ નાથ–
મુજને પૂર્વના પુન્યે—ટેક.
બળતીને જળતી હતી જગની જંજાળે;
બાંહ્યગ્રહી મ્હારી મારગ બતાવ્યો સિધ્ધો—મળ્યા ૧.
ભ્રમણાએ ભટકી વટકી લટકી ચોપાસે;
ગુરૂ ગમ થાતાં અટકી લાગી ગઇ ચટકી—મળ્યા.
માયાની મટકી ઝાલી પટકી મેં પ્રીતે;
ખરી રહી ખટકી છુટી પ્રપંચથી છટકી—મળ્યા ૨.
સંસાર સાગર મ્હને મિથ્યા સમજાવ્યો,
સાચા પરિબ્રહ્મ કેરો મર્મ બતલાવ્યો—મળ્યા.
મૃગજળ જોઇ મન મૃગ ના દોડે;
વિશ્વાસ વશિયો વિભુ વર જડી આવ્યો—મળ્યા ૩.
સદ્ગુરૂ શબ્દ સરની ચોટજ વાગી;
મોહ નિંદ્રા ત્યાગી જોયું ઝટ લેઇ જાગી—મળ્યા.
છેકો કાં છેડો હાવે મુકો મુજ કેડો;
ગુરૂ સંગે નેડો જાગ્યો લુગની રહી લાગી—મળ્યા ૪.

લક્ષ વિંધાયું ચક્ષ ગયાં મુજ ખુલી;
પ્રતક્ષ પેખું દક્ષ રક્ષણુ હાર—મળ્યા.
નિર્ભય થઇ ગઈ સઘળી ઉપાધી;
નાંખ્યો ભ્રમ ભાગી ભાસ્યો છે બ્રહ્મકાર—મળ્યા ૫.
હરિરસ પ્યાલો પીધો લીધો મેં લ્હાવો;
રશબસ થઇ રમતાં રશિયાની સાથ—મળ્યા.
બીજું કંઈ હાવે મ્હારા મનમાં ના આવે;
હરતાં ને ફરતાં વહાલી વ્હાલાની વાત—મળ્યા ૬.
સુતાં બેસતાં ફરતાં ઉઠતાં આનંદે;
જમતાં ને રમતાં જોઉં જીવણુ સંગ—મળ્યા.
મરજાદા મેલી હુંતો થઇ ફરૂં ઘેલી;
પ્રિતમ પુજુ પહેલી કરીને ઉમંગ—મળ્યા ૭.
સચરાચર શ્રીવર મ્હારો ખેલડા ખેલે;
ઘટઘટ અપટ રમે ગુરૂ ઘનશ્યામ—મળ્યા.
શાંતિ સકલમાં મેંતો સુતેલા જોયા;
હરિપ્રસાદ હેલી પ્રભુ પૂર્ણ કામ—મળ્યા ૮.

---

**ઘોળ ૨. રાગ ઉપરનો.**

આનંદસાગર ઉલટયો સખી મુજ અંગે;
પર્મ આનંદ પામી પ્રિયત્તમ સંગે, મ્હારી ભાગી બહુ ભીડ—
ભેટયા હરિગુરૂ ભાવે—ટેક.
પ્રેમની ગલી માંહી ગુણુ નીધિ આવ્યા;
વધાવી લીધા મેંતો અતિ ઉમગે—મ્હારી ૧.

વ્હાલાનાં વેણાં મ્હને વ્હાલાં વ્હાલાં લાગે;
વ્હાલાના વદન ઉપર વારી વારી જાઉં—મ્હારી.
માન મર્યાદા મેલી મન ગમતા માટે;
હરતાં ને ફરતાં ગાજી ગુણલા ગાઉં—મ્હારી ૨.
મુખડાં જોયા વિના અન્ન ના ભાવે;
નિંદ્રા ના આવે નિરખુ નહિ જો નાથ—મ્હારી.
લાલચ્યું લક્ષ થયું લાલજી જોવા;
હેત કરીને સોંપ્યો શ્રીહરિને હાથ—મ્હારી ૩.
આનંદ કંદ લાગે વ્રજચંદ વ્હાલો;
હરિવર મ્હારો એતો હૈયાનો હાર—મ્હારી.
ચટકતી ચાલે મ્હારૂં ચિત્તડું ચોર્યું;
શામળીયો વર મ્હારા શરિરનો શણગાર—મ્હારી ૪.
પ્રેમની દોરી મ્હને નાંખી પાતળીયે;
પ્રાણજીવનને પેખું હું મુજ પ્રાણ—મ્હારી.
જમતાં ને રમતાં મ્હારી સાથે સાહેલી;
શેરીયે સ્હામા મળે એ સુખ ખાણ—મ્હારી ૫.
બારીયે જોઉં ત્યારે બેઠેલા દેખું;
બારણે જોઉં ત્યારે ઉભા હોય એજ—મ્હારી.
વાત કરતામાં આવે વ્હાલો વરણાગીયો;
સુતાં જોઉં તો મ્હારી સુતેલો શેજ—મ્હારી ૬.
રાધારમણ ગુરૂ રૂદેમાં રમતા,
હાંરે ક્યાં જવું બીજે શોધવા સ્યામ—મ્હારી,

હરિપ્રસાદ હરિગુરૂ મ્હને મળીયા;
ઠરીને હું તો બેઠી ઠીક રૂડે ઠામ—મ્હારી ૭.

---

**ધોળ ૩. राग उपरनो.**

સુણરે સાહેલી મ્હારી શું કહું વાતો;
ઉરમાં ઉમળકા આવે બોલાય ના મુખ, મળ્યા ઉરના હાર;
સાચા સદ્દગુરૂ સ્વામી—ટેક.
કર ઝાલી કોડે મુજને મ્હારૂં બતાવ્યું;
નિરખીને હરખું હું તો સાગેરૂં સુખ—મળ્યા ૧.
અજ્ઞાન અંધારે હું તો બહુ બહુ અથડાઇ;
કંઇ કંઇ કીધાં દીઠા કંઇ કંઇ રંગ—મળ્યા.
તિરથ વ્રત કરતાં ભાગી ના ભ્રાંતિ;
પામી હું શાંતિ સાચી લાધ્યો સતસંગ—મળ્યા ૨.
અડસઠ તિરથ મ્હારા સદ્દગુરૂ ચર્ણે;
ચિત્તમાં હું નિત્ય દેખુ ચારૂં ચારે ધામ—મળ્યા.
વિશ્વમાં વ્યાપક તે છે વ્યાપક મુજમાં;
ખાટના ઠાઠ જાણ્યા જુઠા તમામ—મળ્યા ૩.
અલૌકિક સુખ સર્વે સ્વરૂપમાં ભાસે;
જુક્તિયે દીધો સોંપી ગુરૂજીયે સાર—મળ્યા.
કોણુ જાય મથુરાં હાવે કોણુ જાય કાશી;
તે ત્રિશ કોટી દેવ મ્હારી કાયામાં કેદાર—મળ્યા ૪
જગન્નાથ પ્રગટયા તનમાં ઝળહળ જ્યોતે;
રામેશ્વર રાજે મ્હારા હ્રદયાની માંય—મળ્યા.

બદ્રિપતિ તો મ્હારે બારણે પધાર્યા;
હરખીને નીરખી રહી હૈયે હરદ્વાર—મળ્યા ૫.
ગંગાને જમુનાં સરસ્વતિ ત્રીવેણી;
નિત્ય નિત્ય નેહ કરી ત્રિપુટીમાં ન્હાઉં—મળ્યા.
તિર્થ રાજ્ય પ્રયાગ પ્રગટ્યો તનમાં;
હરિપ્રસાદ હરિતે તજી ક્યાં જાઉં—મળ્યા ૬.

---

**ધોળ ૪. રાગ ઉપરનો.**

સુખના સાગર સજની સદ્‌ગુરૂ સ્વામી;
અંતરમાં કીધું ઉપદેશે અજવાળું, પામર શું જાણે પેર—
હું તો અનુભવે ખેલું—ટેક.
અવળાં તે જન અવળું સવળું બોલે;
નિજાનંદની હું તો લિલા નિહાળું—પામર ૧.
સતિના ધર્મ શંખણિયો શું સમજે;
વંઝયા શું જાણે પુત્ર પ્રસવની પીડ—પામર.
ઉલુક શું જાણે અર્ક આભમાં ઉગ્યો;
શું જાણે ગળપણ સ્વાદ પડેલાં તીડ—પામર ૨.
દર્પણ છતાં અંધ મુખ શું દેખે;
મદ્ય ભોગિને ના હોય મર્યાદા ભાન—પામર.
સંસ્કાર રહિત એમ અથડાય અધુરીયાં;
શુણે પણ હૈયે ધરેના ગુરૂનું જ્ઞાન—પામર ૩.
રસનાયે વ્યાધિ તે શું રસ પચાવે;
મંજારી ખાય પણ ટકે નહિ ખિર—પામર.

ગુરૂ કૃપાયે બુદ્ધિ મન બદલાતાં;
સંત સ્પર્સતાં થાય મતિ મહા થિર—પામર ૪.
ગુરૂનાં વચનાંમૃતે કોઇ કોઇ જાગે;
શાંતિના સુખનો પામે સાચો સમિર—પામર.
હરિપ્રસાદ હરદમ હરિરશ પીતાં;
હૈયામાં આવી વશે બળભદ્ર વિર—પામર ૫.

---

**गरबी १. राग. चालो डाकोरमां जइ वशिये–**

ગુરૂ ગોવિંદનો ગુણ ગાતો, હું તો મહીમાં હીંડુ મદ માતોરે; ગુરૂ. ટેક
સંસારનું સુખ નજરે ના આવે. વ્હાલી વ્હાલાની લાગેવાતોરે; ગુરૂ. ૧
ગુરૂ જ્ઞાનથી મારગ જડીઓ, મોક્ષને મારગ જાતોરે; ગુરૂ. ૨
સતસંગ સરિતા નિકટ જઇને, સ્નેહ કરી નિત્ય ન્હાતોરે; ગુરૂ. ૩
હરિજન વિરલા આવી મળે તો, ધ્યાન ધરી ત્યાં ધાતોરે; ગુરૂ. ૪
દુરિજનીયાંની દુનિયાં મધ્યે, લાગે ફુલજેવી લાતોરે; ગુરૂ. ૫
ખલકપતિ ખવરાવે એવું, ખંત કરી નિત્ય ખાતોરે; ગુરૂ. ૬
આનંદ સાગરમાં રહુ ખેલી, તેમાં નથી સરમાતોરે; ગુરૂ. ૭
સ્તુતિ નિંદા સમાન મ્હારે, સુખ દુઃખ સરખું સ્હાતોરે; ગુરૂ. ૮
સંગ અસંગ તજી ભેદ ભાવો, ગુરૂ કૃપા ચિત્ત ચ્હાતોરે; ગુરૂ. ૯
હરિપ્રસાદ હરિ ગુણગાઇ, સ્વ સ્વરૂપમાં સમાતોરે; ગુરૂ ૧૦

---

**पद १. राग. कोण करे कोण करे कोण करे.**

ગાજતું ગાજતું ગાજતું, ગુરૂ જ્ઞાન ઘટમાં આવી ગાજતું; ટેક
અનુભવ વિજ ચમકારા મારે, છાયું તિમિર દૂર ભાજતું; ગુરૂ. ૧

શાંતિ સુધા જળ ઝરમર વરસે, અર્ણવપર્ણવ વાજું વાજતું; ગુરૂ. ૨
આનંદ અષ્ટમી જન્મ જણાયો, ઘન સ્યામ સ્વરૂપ વિરાજતું; ગુરૂ ૩
અખંડાનંદ સુખકંદ સાહેલી, સ્વરૂપ સોહામણું છાજતું; ગુરૂ. ૪
હરિપ્રસાદ સદ્‌ગુરૂ કૃપાયે, બીજે મન મ્હારૂં ના જતું; ગુરૂ. ૫

---

## पद २. राग उपरनो.

ભાવતું ભાવતું ભાવતું, મ્હને ભક્તિનું ભોજન ભાવતું. ટેક
મન ના દિશે ને હૈયું ના હિશે, ત્હેને ઘેર જવું નથી ફાવતું; મ્હને-૧
હરિજન ગુરૂનું જ્ઞાન તજીને, નથી નજરે બીજું આવતું; મ્હને-૨
સમજાને અન્ય કો શાણા થઈને, (પણ) લક્ષ નાતેમાં લગાવતું; મ્હને-૩
સદ્‌ગુરૂ વિના સત્ય સમજણને, શું અન્ય કોઈ બતાવતું; ! મ્હને-૪
ગુરૂ ચરણામૃત ઉચ્છિષ્ટ લેતાં, આનંદ ઉર ઉપજાવતું; મ્હને-૫
હરિપ્રસાદ ગુરૂ ચરણ કમળમાં, મન મ્હારૂં મોજ ઉડાવતું; મ્હને-૬

---

## पद ३. राग. उपरनो.

મોહ્યું છે મોહ્યું છે મોહ્યું છે, ગુરૂ ગોવિંદમાં મન મોહ્યું છે. ટેક
સત્સંગ ગંગમાં હું નિત્ય ન્હાઉં, ચિત્ત ચિદ્દાનંદમાં પ્રોયું છે; ગુરૂ-૧
આઠે પહોર આનંદ ઉજાગર, સ્વચ્છ કરી અંતર લોહ્યુંરે; ગુરૂ-૨
ગુરૂ વાણી કામધેનું સમજાણી, દુધ ત્હેનું સુદ્ધ મેં દોહ્યું છે, ગુરૂ-૩
દેવ દેવી ગુરૂ જ્ઞાનમાં દેખું, અથડાવાનું દુઃખ ખોયું છે; ગુરૂ-૪
પાઠ પૂજાના ઠાઠ મુકી મન, ગુરૂ શેવામાં સત્ય સોહ્યું છે; ગુરૂ-૫
હરિપ્રસાદે સઉ તજી નિશ્ચે, આત્મ સ્વરૂપ એક જોયું છે; ગુરૂ-૬

---

### पद ४. राग. उपरनो.

નહિજઉં નહિજઉં નહિજઉં. હાવે બીજે અથડાવા નહિજઉં; ટેક
સત્સંગ ભક્તિ ભાવ ભોવનમાં, રાત દિન હું ભરાઇ રહું; હાવે-૧
સદ્‌ગુરૂ શાસ્ત્ર વચનને વળગી, ચિત્તમાં બીજું કંઇ નહિ ચહું; હાવે-૨
મન્દિર લક્ષ ચોર્યાશી મેં કીધાં, તન મન્દિરમાં કૃતકૃત્ય થઉં, હાવે-૩
શેવા કરૂં ચૈતન્ય બ્રહ્મકેરી, દેવાધિ દેવ એક લક્ષ લહુ; હાવે-૪
પ્રપંચ પાપથી બચાવી મ્હારાં, સમાવી દીધાં સંકટ સહુ; હાવે-૫
હરિપ્રસાદ સત્ય સદ્‌ગુરૂ કેરા, ગાજી ગાજી ગુણલા ગાઉં; હાવે-૬

---

### पद ५ राग. उपरनो.

પુજીયે પુજીયે પુજીયે, આવો પ્રગટનાં પગલાં પુજીયે. ટેક
ચૈતન્ય બ્રહ્મ મળ્યા મહા પુન્યે, ત્હેના આત્મ બળપર ઝુઝીયે; આ-૧
બ્રહ્મવેત્તા ગુરૂ ગોવિંદ કહાવે, સુદ્ધ બુદ્ધિ કરી બુઝીયે. આ-૨
માયા પડળ ટાળી તિમિર તનનું, આનંદ ઔષધિ ઉંજીયે; આ-૩
ભવરણ ભટકણ ભાગ્યના અંકો, ભગવત ભેટીને ભુજીયે; આ-૪
આદિ અનાદિ સદ્‌ગુરૂ બ્રહ્મને, શેવતાં શિદને ધ્રુજીયે; આ-૫
હરિપ્રસાદ હૈયાં નાંખ્યાં ઉઘાડી. ગુણવંત મ્હારા ગુરૂજીયે; આ-૬

---

### દેવદીવાળી. गरबी १. राग ओधवजी संदेशो कहेजो शामने.

આજનો દિન દેવદીવાળી માણુરે, સજની આવ્યા સદ્‌ગુરૂ મ્હારે ઘેરજો.
પ્રગટ પુરૂષને જોઇ આનંદ વ્યાપિયો, મુજપરકીધી મનગમતાયે મ્હેરજો. ૧
અનુભવથી મ્હને આત્મસ્વરૂપ દર્શાવિયું, ભેદભાગીને અભેદ કીધું મનજો.
સચરાચર વ્યાપું રે મુજને સુજવા, દયા કરીને દીધું દિવ્ય દર્શનજો. ૨

ભાગીગઇ ભ્રમણા બ્રહ્માનંદ ભાસિયો, ફુલી ફુલી ફુલશમી મુજ કાયજો.
ભુલી ભુલી ભુલીગઇ સૌ કાજને, સુરી સુરી થઇ કરૂં સંત શેવાયજો. ૩
પુરી પુરી પૂર્ણ બનીગઇ પ્રેમમાં, સ્ફુરી સ્ફુરી સ્વસ્વરૂપ સ્ફુરણાયજો.
આપી આપી બુટી ગુરૂએ જ્ઞાનની, કાપી કાપી કોડે કુડી કલ્પનાયજો. ૪
પામી પામી પૂર્ણ પદારથ પ્રેમથી, વામી વામી વિશ્વતણી વેદનાયજો.
જામીજામી આનંદઅતિઉર જામની,સ્વામી પામી સચ્ચિદાનંદસુખદાયજો ૫
તરણ તારણ સદ્ગુરૂજી મુજને મળ્યા, પ્રીત કરીને પુજું ત્હેમના પાયજો.
શિખામણ સત્ય સદ્ગુરની શિરેધરૂં, હરિપ્રસાદ ગુરૂકૃપાયે સુખ સદાયજો. ૬

---

## ठुमरी १.

**राग. परमेश्वर पतराखजो म्हारी, विपत्त वेळाना वालारे.**

શ્રી સચ્ચિદાનંદ સત્યસ્વરૂપ છો, જય કરૂણાનિધિ જય હરિરે; શ્રી ટેક.
નિર્ગુણ છતાં સગુણ સ્વરૂપે. નિરખો વિભુ તમે દયા કરીરે; શ્રી–૧
શંખ ચક્ર કર ગદા પદ્મ છે, મોર મુકુટ શિર કલગિ ધરીરે; શ્રી–૨
મકરા કૃત કુન્ડળ બેઉ કરણેછે, મુખપર મોરલી રશભરીરે; શ્રી–૩
ભાલ તિલક વૈજયંતિમાળા. મનહર મૂર્તિ મુજમન ઠરીરે; શ્રી–૪
ગૌ લોક વાસી જય અવીનાશી. પ્રણમું પાય પ્યારા કરગરીરે; શ્રી–૫
હરિપ્રસાદ હરે મન મોદ ભરી. નિરખી હરખું તમ છબિ ખરીરે; શ્રી–૬

---

## पद १. राग गोविंद गुण गावोरे हे नरनार–

ગાવું ગુણ તહમારારે, જયજય સરજનહારારે, હે ગુરૂદેવ.
કરૂણા સાગર નટવર નાગર (૨) તમથી તરાયે ભવપારરે (૨) હે–૧
પતિત પાવન પ્રિત ઉપજાવન, (૨) નાથ તહેના નિભાવનારારે, (૨) હે–૨

निजानंद सुखकंद छो व्रजचंद (२) शेवुं शांतिये पद प्यारारे, (२) हे-३
हरिप्रसाद हरिगुरु एक कहावो (२) जाणुं हुं जिवन म्हारारे, (२) हे-४

---

## पद १.

### राग मालीकना बाळक सौ मालिक सउना सर्जनहार.

सृष्टीना भर्त्ता दुःख हर्त्ता (सत्य) सुख कर्त्ता श्री भगवान. सत्य.
श्रद्धा भक्ति भक्तोने अर्पो, दयो ज्ञान शांतिनुं दान (२) सृष्टी.
अद्वैत अगोचर अविनाशी छो (२) श्री सर्वेश्वर सुखरासी छो. (२)
शब्दातित व्यापक सघळेछो, साचा शक्तिवान (२) सत्य-सृ
दुरमां पण दुर छो, नथी दृष्टिमां विभु आवता,
हृदय चक्षु थाय जेहनां, हृदय ए शोभावतां.
शब्दातित व्यापक सघळे छो, साचा शक्तिवान (२) सत्य-सृ
निर्मळ नेहे आपने, शेवे सुद्ध करी मन,
हरिप्रसाद कहे तेहने, सदा रहो प्रसन्न.
शब्दातित सघळे छो व्यापक, साचा शक्तिवान (२) सत्य-सृ

---

## गरबी १.

### राग मन म्हारारे मानव देह फरी त्हने क्यां मळशे.

म्हारा सद्गुरु स्वामी आज, आवो उर आंगणीये,
जोउं वाटडी म्हारा महाराज, प्रेमनां पाणी पापणीये. टेक.
लिंप्युंगुंप्युं आंगणीयुं में, सुधार्यो सउ साजरे,
जाळां झावां झाकाडी नांखी, स्वच्छ कर्युं सुखकाज-आवो १

પાથરણું પ્રેમનાં પથરાવ્યાં, ઘટ ઘરની મોઝારરે,
નેહ વધ્યો છે વાટડી જોઉં, પધારો પ્રાણધાર—આવો ૨

મન મુક્તા મણી તોરણિયાંમેં, આનંદે બાંધ્યાં આજરે,
દિલ સુદ્ધ દુધડે પાવલા ધોવું, મુકી લોકની લાજ—આવો ૩
પ્રીતિ પાત્રમાં લેઇ પૂંજાપો, પુજુ પ્રભુ તમ પાયરે,
ચિત્તનાં ચંદન ચર્ચું લેલાટે, આનંદ મંગળ થાય—આવો ૪

ધિરજ ધોતિયાં પ્હેરવા આપું, ખંત તણા દેઉ ખેશરે,
હાર હેતના કંઠે ધરાવું, લાજ નવ રાખું લેશ—આવો ૫
અંગ બંગલો અંગીકેરો, પંચરંગી પૂર્યા રંગરે,
આપ માટે મેં અજબ સણગાર્યો, ધરીઅતિ ઉમંગ—આવો ૬
મનગમતા છે મકાન મ્હારૂં, તમો વડે સોહાયરે,
અન્ય ઉપાધિ અહિં નહિ આવે, આપતણી કૃપાય—આવો ૭

બુદ્ધિ બાજઠ ઢાળી બેસાડું, કરૂં હૃદયની વાતરે,
તપતું તનડું ટાહાડુ પાડુ, ભેટી તમોને નાથ—આવો ૮

ભાવના ભુખ્યા ગુરૂવર મ્હારા, જમો જોઇ સુદ્ધ ભાવરે,
મુજકરે કોરીઓ વાળી જમાડું, લેઉં લાખેણો લ્હાવ—આવો ૯

ભોજનિયાં ભલિ ભાતનાં છે, જરી નથી મહી ભુલરે,
ગવરી ગાયની દુધ મલૈયો, પીઓ પાઉં અમુલ્ય—આવો ૧૦

ચાર પૈયાનો ઢોલિયો ઢાળું, આનંદનો ઓછાડરે,
ટેક તળાઈ પાથરૂં પેહેલી, લક્ષ દઈ લડાવું લાડ—આવો ૧૧

શયન કરાવું થાઓ સુખાળા. વાલમ ઢોળું વાયરે;
ચર્ણ તળાંશુ અનન્ય ભાવે, સાચાં સુખડાં થાય—આવો ૧૨

અંતરની ગુંજ અંતર જામી, બોલું આપની પાસરે;
રશબસ થાઉં રશિયા રંગે, હૃદય ભીડી કરૂં હાસ્ય-આવો ૧૩
સુદ્ધ બુદ્ધથી હું સરવે સોંપું, તજી પ્રકૃતિ ભાવરે;
અહં આપના ચરણે અરપી, લેઉં લાભેણો લ્હાવ-આવો ૧૪
આશ તહમારી એકજ મુજને, ભવ ભય કરજો ભંગરે:
હરિપ્રસાદ સદ્‌ગુરૂનાથ મ્હારા,(મ્હને) લાગ્યો તહમારો રંગ-આવો ૧૫

---

**पद १. राग अबघडी छेडो ना ओ रसिया.**

ક્યા બિધ છોડું તેરો સંગ. પ્રિતમ પ્યારે;
લગ રહ્યા હૃદયમેં રંગ, પ્રિતમ પ્યારે—ટેક.
તેરી ગોદીમેં ગુલ ગેંદા બન જાઉંગા, પ્રિતિશે પ્રગટયો અનંગ-પ્રિ. ૧
દર્શપર્શ દેના અબ સંભાળ લેના, હમકો બેહાવો ઉછરંગ-પ્રિ. ૨
તુમ હો લાડિલે પ્યારે, પ્રાણુ હમારે, તુમ બજવૈયેમેં મૃદંગ-પ્રિ. ૩
હમ હુએ બંશી તુમ બંશી ધર પ્યારે, હરિપ્રસાદ સ્વર સોહંગ-પ્રિ. ૪

---

**પદ ૨.**

પકડી લ્યો ગુરૂવર બાંહ્ય, રશિક પ્યારે;
હોત કલેજા કાંય કાંય, રશિક પ્યારે—ટેક.
ગિરત ગિરત આયા, બ્હોતમેં ખત્તા ખાયા, શરણ પાયા
સુખદાય—રશિક ૧.
દેખતના કો મુજ સંગી, દુનિયાં હે દોરંગી, ઉમંગી ઉર
ચિત્ત લાય—રશિક ૨.

તુમ શામ કો નહિ દેખા, મિટાવે કર્મકી રેખા, લેખા લક્ષે
તુમ આય—રશિક ૩.
હરિપ્રસાદ હરિ, ભેટત મેં ભાવ કરી, છોડુ ના સંગમેં
સદાય—રશિક ૪.

---

## पद ३.

છટક છટક કયું જાવ, છબિલે પ્યારે;
રશિક કયુંરે રિશાવ, છબિલે પ્યારે—ટેક.
બિહાના તુમેરા લિના, અધવચ કયું છોડ દિના, કીશ બિધ
કરત હો ઘાવ—છ. ૧.
છલબલ માયા કીની, ચિજ કયું ચોરાઈ લિની, ફીર કયું
ફંદ લગાવ—છ. ૨.
અપને આપ લગાયા, કયું મુજકો ઠગાયા, કેશે દેખલાવત
દાવ. છ. ૩.
હરિપ્રસાદ હેરી, અબ કયું કરત દેરી, આવ જરા આંગણી-
યેમેં આવ. છ. ૪.

---

## रामग्री १.

મંગળાટાણે મંગળ નિરખું, શ્રી ગુરૂ મુખ મંગળા પ્યારૂંરે.
મહા મંગળમય મૂર્તિ કેરી, મંગળ આરતિ ઉતારૂંરે-મંગળા ટેક.
મંગળ હૃદય મન્દિરમાં આજે, મંગળ મુજ મન કહાવુંરે,
મંગળ મહા પદ પામવા માટે, મંગળ ગુરૂ ગુણ ગાવુંરે-મંગળા ૧
મંગળ મનુષ્યા જન્મજ મળીયો, મંગળ મનમોદ ભરીયોરે,
મંગળ ગુરૂપદે મુસ્તક નામી, મંગળ ફેરા ફરીયોરે-મંગળા ૨

અમંગળ ગયું સઉ અળગું, થઇ મંગળ ગુરૂ કૃપાયરે,
મંગળકારી સદ્દગુરૂ મ્હને મળીયા, મંગળ સઘળું સધાયરે—મંગળા ૩
મંગળ ઇષ્ટ રાધારમણ મળીયા, મંગળ ભક્તિ દાતારે,
મંગળ કર્યું ગુરૂરૂપ પ્રકાશી, મંગળ ઉભરા ઉભરાતારે,—મંગળા ૪
મંગળ મતિ મુજ કરી અવિનાશી, મંગળ સઉસ્થળ ભાસેરે,
મંગળ શાંતિ નિજાનંદ ન્યાળી, મંગળ બ્રહ્મ પ્રકાશેરે—મંગલા ૫
મંગળમય પીઉં જ્ઞાનનાઘૂંટડા, મંગળ ભક્તિ રશરેલ્યોરે,
મંગળ વાય વૈરાગ્યના વાયું, મંગલ સત્સંગ ખીલ્યોરે—મંગળા ૬
મંગળ જન્મ દિવસ થઇ તિથિ, મંગળ કાર્તિક માસરે,
મંગળ કૃષ્ણ પક્ષ પંચમીને, મંગળ પ્રગટ ગુરૂ પાસરે—મંગળા ૭
મંગળ ઉદ્‌ભવ સ્થિતિ મંગળ, મંગળ અંતે કરશોરે,
મંગળ મહાપદ આપી મુજને, જન્મ મર્ણ દુઃખ હરશોરે—મંગળા ૮
મંગળા ટાણે મંગળ શેવા, મંગળ ધ્યાનજ ધારૂંરે;
મંગળ મધ્યાહ્ન સાયંકાળે, સમરણ કરૂં હું તહમારૂંરે—મંગળા ૯
મંગળ વૈશ્નવ હરિજન સંગે, મંગળ ધુન્ય લગાવુંરે,
મંગળ હરિપ્રસાદ ગુરૂ ચરણે, મંગળ મન ફુલાવુંરે—મંગળા ૧૦

---

## पद १.

**राग. पालवडो मेलो मोहनजी मारग मुजने जावा द्यो.**

સિદ્ધાસને બરી શાંત સમાધિ, ઘટઘટના તહમે વ્યાપીછો;
અષ્ટાંગ યોગથી પર પ્રકાશી. આનંદ કંદ અમાપીછો;
વ્યાશ વત્સ શુક શબ્દ બ્રહ્મ તહમે, બ્રહ્મરશના ભોગીછો;
જયજય ગુરૂ પરિબ્રહ્મ દયાળુ, આપ નિરંજન યોગીછો; ૧

જડ ચૈતન્ય વૃક્ષ વેલ લત્તામાં, વાણી દ્વારે વિલશી રહ્યા;
યોગેશ્વર ગુરૂવર્ય ગુણાતિત, શ્રોત સ્માર્તમાં સિદ્ધ લહ્યા;
સગુણ પણ નિર્ગુણજ કહાવો, ભવ રોગથી નિર્રોગીછો,
જયજય ગુરૂ પરિબ્રહ્મ દયાળુ, આપ નિરંજન યોગીછે; ૨
ઉપદેષ્ટામાં ઉત્તમ આપજ, ગુણ ગાયા કૃષ્ણા દિના;
શિવ સ્વરૂપ તો સિદ્ધજ કીધું, નાવ ચલાવન નામીના;
નિષ્કંચંન નિષ્કામ ભાવના, જનમારાના જોગીછો;
જયજય ગુરૂ પરિબ્રહ્મ દયાળુ, આપ નિરંજન યોગીછો; ૩
ભોગતજી તમે નર્મદા તટપર, નિવાસકીધો બહુ નામી;
હરિપ્રસાદ શુક સદ્‌ગુરૂ જગના, સ્વયંપ્રકાશી સુખધામી;
પંચાયતન અભેદ દરશાવો, સાચા સુખ સંયોગીછો;
જય જય ગુરૂ પરિબ્રહ્મ દયાળુ, આપ નિરંજન યોગીછો; ૪

---

**गरबी १.**

**राम ओ वालारे-वृंदावनती वाटे वेहेला आवजो.**

મારા ગુરુજીરે, કરજોડી વિનવું છું હું તો આપને.
મારા ગુરુજીરે, કૃપા કરીને પ્રલય કરજો પાપને. ટેક.
મારા ગુરુજીરે, ચરણસેવા આપીને શરણે રાખજો,
મારા ગુરુજીરે, દિન જાણીને દયા દિલમાં દાખજો, ૧
મારા ગુરુજીરે, વશમી વેળાયે વ્હારે વેહલા આવજો,
મારા ગુરુજીરે, બાંહ્ય ઝાલીને બળવંત મ્હને નિભાવજો, ૨
મારા ગુરુજીરે, બ્હાનું ધર્યું છે મેં તો તમારા નામનું,
મારા ગુરુજીરે, અન્ય સગું નથી કોઈ અંતે કામનું, ૩

મારા ગુરુજીરે, સાચા સગા ત્હમે તો મા બાપછો,
મારા ગુરુજીરે, સગાં સહોદરમાં જે કહું તે આપછો, ૪
મારા ગુરુજીરે, તરણુ તારણુ ત્રીભોવન પતિ ત્હમે,
મારા ગુરુજીરે, સ્હાય નથી થાનારૂં કોઈ અંત સમે, ૫
મારા ગુરૂજીરે, અવગુણ મ્હારા અવિનાશી ત્હમે સાંખશો;
મારા ગુરૂજીરે, ધારધણી છો છીદ્ર સૌ મ્હારાં ઢાંકશો. ૬
મારા ગુરૂજીરે, અલ્પજ્ઞતાયે આપ સ્વરૂપ નવ ઓળખું;
મારા ગુરૂજીરે, કળના ત્હમારી કહો કેમ કળી શકું ! ૭
મારા ગુરૂજીરે, ગુણનીધિ મ્હને અતિશે ના તાવશો ?
મારા ગુરૂજીરે, ગમ પાડીને સુદ્ધ જ્ઞાન બતાવશો. ૮
મારા ગુરૂજીરે, નઠોર કઠોર જાણીને નવ છાંડશો;
મારા ગુરૂજીરે, પામર છું પણ પ્રીતિ પાકી પ્રમાણશો ? ૯
મારા ગુરૂજીરે, અપરાધ જોશો તો મ્હારા અનેક છે.
મારા ગુરૂજીરે, પણ આશરો મ્હારે ત્હમારો એક છે. ૧૦
મારા ગુરૂજીરે, પાપી છું પણ પ્રીત કરીને પાળજો;
મારા ગુરૂજીરે, હરિપ્રસાદનો હેત કરી હાથ ઝાલજો. ૧૧

---

## पद १.

**राग. विरा विरा विराजी जरा विरा म्हारी नणंदीना विरा.**

સાચા સાચા સદ્‌ગુરૂ દેવ સાચા, વદે ના ખોટી વાચા—એ.
સઉને મન ભાવતા—
કરે અતિ ઉપકાર, ઉરે આણીને પ્યાર,
સમજાવે શબ્દ સ્વરૂપનો સાર.

અલૌકિક અક્ષરાતિત અવતાર, છે શોભા અપાર...સાચા.
ઉરમાં અતિ આનંદ ઉપજાવે, અનામી પણ બહુનામી એ કહાવે,
આવોજી......ગાવોજી......ગુણ ગુરૂને સોભાવતા એ...સાચા.
દયાળુ દયાળ, લેછેશિષ્ય તણી એ સંભાળ,
શબ્દ બ્રહ્મ વ્યાપક વિશ્વ મોઝાર.
રિતિ નીતિ પ્રીતિના પાલનહાર. રાજેજી...... છાજેજી—
ઉપદેશ આપતા એ...........સાચા...

---

**पद १. राग. हरिबेण वा'यछे रेहो वनमां.**

આજ આનંદની રેહો હેલી, હરિગુરૂ મળિયા શુણ સાહેલી. આજ. ટેક.
લાખેણો લ્હાવો રેહો લીજીયે, જોગ આવો રૂડો જાવાના દિજીયે. આજ. ૧
વણ તેડયા આવ્યા રેહો વાલો, પ્રીતમસંગે પીધો પ્રેમ પ્યાલો. આજ. ૨
રંગની રેલો રેહો રેલીયે, મુકી મર્યાદા ખાંતેથી ખેલીયે. આજ. ૩
ટાહાડાં પાડીયે રેહો તનડાં, મનગમતાથી મેળવીયે મનડાં. આજ. ૪
ભવ ભિડ નાંખીયે રેહો ટાળી, અદેખાંની આંખડી થાય ધૂળાળી. આજ. ૫
લોકડીયાં દાઝે રેહો બળતાં, તેથી શું આપણાં મનરહે ખળતાં. આજ. ૬
નકટાંને શું શું રેહો કહીયે, આપણે આપણું સંભાળીને રહીયે. આજ ૭
હરિ વિના બીજુ રે હો હાવે, મનમાંને ચિત્તમાં કાંઈના આવે—આ. ૮
સંસારની ભ્રમણા રેહો ભાગી, લટકાળા લાલની લગની લાગી—આ. ૯
ગુરૂજ્ઞાને આવી રેહો સમતા, હરિપ્રસાદ હરિ હદયે મ્હારે રમતા—આ. ૧૦

---

## પદ ૨.

સાચો સંગી રેહો મ્હારો, પ્રીતમ પ્રાણથી લાગે મ્હને પ્યારો-સા. ટેક
ભવની ભાવઠ રેહો ભાગે, ધ્યાન ધરતાં આવે નજરો આગે-સા. ૧
સાચા પ્રેમીનો રેહો પ્રાણ છે, સ્નેહસાગર હરિ હીરાની ખાણ છે-સા. ૨
શાંતિ સુખનો રેહો ભરીયો, ગુરૂકૃપાયે મ્હને સ્હેજે મળીયો-સા. ૩
સુખએ વિના રેહો શેનું, નિત્ય નિત્ય ધ્યાન મનન થાય એનું-સા. ૪
હરિ મ્હારોહૈયાનોરેહો હારછે, શામળો મ્હારા શરિરનો સણગાર છે-સા. ૫
અંતરનો બેલી રેહો બ્હેની, ઘડી વિયોગે મન વશ રેહેની-સા. ૬
ભારે ભણકારા રેહો વાગે, મનગમતો મ્હને વ્હાલો બહુ લાગે-સા. ૭
શ્રીહરિ માટે રેહો સજની, રટણ કરતી દીવસને રજની-સા. ૮
લાજ લોકડીયાંની રેહો મેલી. હરિપ્રસાદ હરિ સંગે રહી ખેલી-સા. ૯

---

## गरबी १. राग म्हारारे स्वामी बोलोने बाला.

આજ મ્હારે થઇ દેવ દીવાળી, રહુ મ્હારા ગુરૂજીને નિત્ય ન્યાળી-ટેક.
પ્રીતડી ના બાંધ્યા ગુરૂજી આવ્યા, બ્રહ્મસુખ ભાવ કરી લાવ્યા;
ગુરૂજી મ્હારા મનમાં બહુ ભાવ્યા-આજરે ૧.
સખી હુંતો પ્રેમ કરીને પૂજુ, નથી મ્હને વ્હાલું લાગતું બીજુ;
ગુરૂજીના જ્ઞાન બળે ઝુ ઝુ-આજરે ૨.
ગુણા તિત ગુરૂજી ગુણગામી, રહુ ત્હેમના ચર્ણમાં શિશ નામી;
સખીરે હુંતો સ્હેજમાં સુખ પામી-આજરે ૩.
બ્રહ્મસુખ ભાવ કરીને દીધાં, સમજાવી માર્ગે ચડાવ્યાં સિદ્ધાં;
બળતા દવથી બચાવીને લીધાં-આજરે ૪,

બ્રહ્મ રસ પ્યાલો પ્રેમે પાયો, ભુલી ભવ ભાન બ્રહ્મ દર્શાયો;
બની ગુલ્તાન સહુ વિસરાયો–આજરે ૫.
નથીરે બીજે મન મ્હારૂં ભમતું, હૃદયે રામ રમકડું રમતું;
ગુરૂજીયે આપ્યું મન ગમતું–આજરે ૬.
પ્રેમ માળા પ્રીતમની પેહેરી, વરી બેઠી લાડકડો લ્હેરી;
નથી કોઇ વહાલું નથી વેરી–આજરે ૭.
થયું મ્હારા દીલડામાં અજવાળું, દશે દીશા ભુધરને ભાળુ;
ગુરૂજી મળ્યા દીલના દયાળુ–આજરે ૮.
બાંહ્ય મ્હારી બળવંતે ઝાલી, હું તો બ્રહ્મ ભુવનમાં ચાલી;
રહીરે હું તો શાંતિ સ્વરૂપે મહાલી–આજરે ૯.
ગુણ ગુરૂ ગોવિંદના ગાઉં, નિત્ય નિત્ય ગુરૂ ચરણ ન્હાહું;
હરિપ્રસાદ કેહે વારી જાઉં–આજરે ૧૦

---

## गरबी २.

શ્રી સદગુરૂદેવને દંડ પ્રણામ, વહાલા હરિજનને છે રામરામ–શ્રી. ટેક
અવસરિયે આવી વેહેલા મળજો, સાચા સંગી રૂદિયામાં ઠરજો;
વધાવી લઉં વિપત્તના વિશ્રામ–શ્રી ૧.
સગાં વહાલાં છોડી તોડી જંજાળ, સંબંધ બાંધ્યો કરી બહુ વ્હાલ,
વિસારૂં ના એક ઘડીપળ નામ–શ્રી ૨.
સંત સમાગમ મળ્યો સર્યું કાજ, ભુલવણી ભુલાવી મહારાજ;
મળ્યા હૃદય નિવાશી રાધેસ્યામ શ્રી ૩.
રાતદીન રાચ્યું ભક્તિ નવધા રંગ, સદા મ્હને વહાલો લાગે સત્સંગ;
શેવું હરિ સંતને આઠે જામ–શ્રી ૪.

સુજે નહિ સંસારનું કંઈ કામ, રહે નહિ રૂદિયે બીજી કાંઈ હામ;
મ્હને મ્હારૂં ભાસ્યું છે ભવ્ય ધામ—શ્રી ૫.
એવી થઇ છે સંત ગુરૂની કૃપાય, હરતાં ફરતાં મ્હને મ્હારૂં દેખાય;
હરિપ્રસાદહરિ અંતરના આરામ—શ્રી ૬.

---

**ગરબી ૧. રાગ. તુંતો ન્યારો રહીને ખેલે છે નારાયણારે.**

મ્હારા ગુણનીધિ ગરીબ નિવાજ, ગુરૂવર આવજોરે—મ્હારા ટેક.
સાચું સગુ કોઇએ નથી મ્હારૂં, તમોવિણ, કોણ ઉગારે વા'રૂ;
દર્શન દેજો તમારૂં, દયા દિલ લાવજોરે—મ્હારા. ૧
ભય ભાગજો ભવનો ભારી, સંકટ સમયે લેજો ઉગારી;
ભુલ ના જોશો મ્હારી, હર્ષ ઉપજાવજોરે—મ્હારા. ૨
કામી હરામી હું બહુ નામી, અવિદ્યા અતિ ઉર જામી;
સ્હાયકરજો તમે સ્વામી, મુખ બતાવજોરે;—મ્હારા. ૩
કંઈ અવગુણ ઉરમાં ના લેશો, કરપકડી મ્હને છોડી નાદેશો;
હૃદય કમળમાં રહેશો, ભ્રાંતિ ભુલાવજોરે—મ્હારા. ૪
વારેવારે શું કહું ઉચ્ચારી, નથી પોહોચતી મતિ જરી મ્હારી;
આશા એક તમારી, મુજને નિભાવજોરે,—મ્હારા. ૫
ખરૂં કેહેવાનું નથી કેહેવાતું. માયા પરિબળે હાર પામાતું;
વિપરીત કંઇ કંઇ થાતું, તમે સમજાવજોરે—મ્હારા. ૬
દોષના કોષ મુજ દિલ ડોલાવે, જો જોશો તો પાર ના આવે,
નિજદાસ જાણી ભાવે, લક્ષ લગાવજોરે—મ્હારા. ૭
ત્રિવિધિ તાપ તમે હરનારા, કિંકરપર કરૂણા કરનારા;
હરિપ્રસાદ—ગુરૂ મ્હારા, મુજને બચાવજોરે—મ્હારા. ૮

---

### ગજલ. ૧.

**રાગ. સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇયે.**

પ્રિય ગુરૂનાથની કળના, કળી કોઇએ શકાશે શું ?
લીલા લ્હેતાં લઈ પત્રો, જીવોથી તે લખાશે શુ ? પ્રિય.
આનંદ કંદ અવિનાશીએ, વસ્યા વસુધા વ્યોમ,
પાવક પાણી પવનમાં, સત્ય એ તત્ત્વતું જોમ.
ભરી સત્તા રહ્યા સઘળે, દૃષ્ટિમાં દેવ દેખાશે શું ? પ્રિય.-૧
સ્થૂલ, સૂક્ષ્મ, કારણ વળી, તુરિયામાં પણ વાસ,
ન્યારા નિર્ગુણ વેદ વદે, તુરિયાતિત અવિનાશ.
ગુણાતિત ને રૂપાતિતનો, ખરો બ્રહ્મરસ ચખાશેશું ? પ્રિય-૨
રોમે રોમ રમી રહ્યા, છળબળ કરીને છેલ,
કાર્ય કારણ નવ મળે, ન્યારા રહિ ખેલેખેલ.
ભમાવિ ભ્રાંતિમાં નાંખે,, (પણ) ત્હેમાં શંકા રખાશેશું ? પ્રિય-૩
નિષ્કંલક નિષ્ક્રેય છે, નિર ઇચ્છિત નિષ્કામ,
શૂન્યમાં સુન્ય સ્વરૂપએ, પૂર્ણ ચૈતન્ય અભિરામ.
હરિપ્રસાદ સ્વરૂપ જ્યોતિ, ત્હેમાં દેહભાવ નંખાશે શું? પ્રિય-૪

---

**ધોળ ૧. રાગ. રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં.**

તરણ તારણ સદ્દગુરૂ એક છે, પાળે પળાવે સાચો સદ્દબોધ.
આનંદ થાય અંગમાં.
જગત બ્રહ્મના ભેદ એ ભાગતા, સત્ય વસ્તુની કરીદે સોધ-આ. ૧
કોટી જન્મના કર્મને કાપતા, આપતા એ અભંગ સુખ-આ,
કોટી તિર્થ ગુરૂ ચરણે વસ્યાં, જેનું બ્રહ્મ સ્વરૂપ અંતર્મુખ-આ. ૨

બાવન બહાર પરાપાર બોલતા, તેનો મર્મ ના જાણે મહેશ-આ.
નારદ શારદ સનકાદિક શેવતા, વિશ્નુ વિરંચી ગાયછે શેષ-આ. ૩
પારપામાયના પ્રિયત્તમ તણો, હારે વર્ણન કરતાં ચારે વેદ-આ.
અગમ્ય અગોચર અદ્વૈત એહ છે. નિશ્ચે બતાવે ભાગી સૌ ભેદ-આ. ૪
અક્રોધ અપ્રમેય ઇંદ્રિજિત છે; મોહ માયાવર્ણ થી રહિત-આ.
નિરંજન ન્યારા નિષ્કામ છે, હરિપ્રસાદ ગુરૂ ગુણાતિત-આ. ૫

## ઘોળ ૨.

કર્તુ અકર્તુ આનંદ ઘન છે, અલૌકિક સગુણ અવતાર.
સદ્ગુરૂ પ્રગટ દેવ છે.
ચૌદે લોકની ચાતુરી એહમાં, ગુણનીધિ એ ગુણાગાર-સ. ૧
સોળે કળા સંપૂર્ણ એ શોભતા, વિધ વિધ એ આપે ઉપદેશ-સ.
ક્રિયા કારણ તારણ તારતા, નહિ ઉપાધિ જેને લવલેશ-સ. ૨
પલમાં પાર કરે પ્રાહ પાણિને. કર્મ રહિત બતાવી દે કર્મ-સ.
અધિકારીને અધિકાર આપતા મર્મ બતાવે પોતાનો ધર્મ-સ. ૩
જેવી ભાવના તેવા એ ભાસતા, ગુપ્ત પોતાનો અગમ્યવાસ-સ.
હરિપ્રસાદ હરિ ગુરૂચરણમાં, ચારૂં સિદ્ધિયો ફરતી ચોપાસ-સ. ૪

## ઘોળ ૩.

સદ્ગુરૂનો મમ શું મન લહે, લક્ષ આવેના એછે અલક્ષ
પામર પ્રીત શું કરે.
ડોળ દેખાડે દુનિયાને ડોલતા, ગુપ્ત ગોતીલે જ્ઞાની ચક્ષ-પા. ૧
અંધ દેખે શું અર્ક ઉદ્યોતને, પ્રીછે નહિ ઉજ્જવળ પ્રકાશ-પા.
રહે મુમુક્ષુ આ મન મોહીને, જેનું અંતર પામ્યું ઉજાસ-પા. ૨

વિષ્ટા કીડો વિષ્ટાને વખાણતો, નવ જાણે અમૃતનો સ્વાદ–પા.
ભક્તિ સુધા જોઇ ભૂંડ લાગતાં, વિવિધ વિષયનો લાગેલો નાદ–પા. ૩
તેમ હૈયે હાડકું કુંપદનું ધયું, ધરી મોહ માયાની કંઠે માળ–પા.
કહે હરિપ્રસાદ સંસાર સ્વાર્થે, લાગી મીઠી તૃષ્ણાની મદલાળ–પા. ૪

## ધોળ ૧.

આજ સખી માંન્દરિયે મ્હારે, મનના માન્યા આવ્યારે;
થાળ ભરી મોતીડે મેં તો, વાલાજીને વધાવ્યારે. ૧
મનગમતા પર વારી જાઉં, પૂર્ણ પ્રથમ પેહેલારે;
પૂર્વ જન્મના પૂન્યે પામી, ઉરમાં આનંદ હેલીરે. ૨
જ્ઞાન કુંચીયે ખોલ્યું તાળું, અંતર ઉઘાડી આપ્યુરે;
માન મર્યાદા મેલી જ્યારે, ત્યારે કષ્ટ સૌ કાપ્યુંરે. ૩
દશે દિશે દામોદર દેખું, બીજું નજરે નાવેરે;
આત્મ જ્યોતિ ઉરમાં પ્રગટી, મ્હને મ્હારૂં યાદ આવેરે. ૪
અખંડ સુખનો સૂર્ય પ્રકાશ્યો, ભવ ભટકણ ગયું ભાગીરે;
અસત્ય અંધારૂં અદર્શ થાતાં, સુરતા શબ્દે લાગીરે. ૫
સદ્ગુરૂ સ્વામીયે સત્ય દીધું, મહા મંગળ મૂળ સોધીરે;
હરિપ્રસાદ ગુરૂગમથી મેં તો, જોયું દશ દ્વાર રોધીરે. ૬

## ધોળ ૨.

સજની મ્હારી શું કહું તુજને, મહા સુખ કેરી વાતોરે;
ઉર ઉમળકા આવે આતશે, હૈયે હખ નવ માતોરે. ૧
વાણીમાંના કેહેણી આવે, જાણી તે શું જણાવું રે;
મૂગે ખાધો ગોળજ ગળીયો, તમ હું મુખ મલકાવુંરે. ૨

પરાપાર બાવનની બહાર, તે મ્હારે દિલ ભાસ્યોરે;
રોમે રોમે થયું અજવાળું, બ્રહ્માનંદ પ્રકાશ્યોરે. ૩
નથી જગત કે નથી મહામાયા, નથી મોહ કેરૂં મૂળરે;
જન્મમર્ણની ભાગી ભ્રમણા, સમીયું સંસાર શૂળરે. ૪
સચરાચર સમરશ બ્રહ્મ ભાસે, નહિ મ્હારૂં નહિ ત્હારૂંરે;
દેહ ગેહ નહિ નહિ વ્યોમ વાયું, એક આત્મપદ પ્યારૂંરે. ૫
અજરામર અખંડ દિવ્ય જ્યોતિ, ઝળહળ ઝળકે તેજરે;
હરિપ્રસાદ સદ્‌ગુરૂની ગમથી, સમજી ગઈ હું એજરે. ૬

---

## ઘોળ ૩.

શુણ સાહેલી આનંદ હેલી, આજ અતિ મુજ મનમાંરે;
સદ્‌ગુરૂ શબ્દે જાગી ઉઠી, તાલાવેલી તનમાંરે. ૧
નિર્મળ સ્પષ્ટ સ્વચ્છ સરળતા, અનુભવ વેદ વાણીરે;
પ્રગટ પુરૂષે પ્રગટ બતાવી, સાને સત્ય નિશાનીરે. ૨
મન મલિનતા શંશય સમિયા, નહિ જૂદો કંઈ ભાસેરે;
આનંદઘન અદ્વૈત સુદ્ધ એ, અભેદરૂપ પ્રકાશેરે. ૩
જડ ચૈતન્ય ચરાચર જીવમાં, બીજો કોઈ ના બોલેરે;
સૌમાં વશિયો ન્યારો ખશિયો, નહિ કો એની તોલેરે. ૪
સાકરથી ગળપણ નહિ જુદું, કરિયાતું કડવાસરે;
જગતમાં જીવણ એમ જણાયે, ભાનુનો જ્યમ ભાસરે. ૫
બીજથી વૃક્ષ વૃક્ષમાં બીજ, બ્રહ્મથી જીવના ભિન્નરે;
હરિપ્રસાદ એમ એકજ કહાવે, હરિગુરૂમાં મન લિન્નરે. ૬

---

## ધોળ ૪.

શાણી સૈયર સમજી સથળુ, રાખ્ય રૂદિયા માંયરે;
ગુરૂના ઘરની ઘટતી શીખ છે. સમજી બોલ્ય ના કાંયરે. ૧
વેદ બ્રહ્મનો ભેદ ના જાણે, નેતિ નેતિ કહી હાર્યારે;
તે ગુરૂજીયે અનુભવ જ્ઞાને, ખોલી દિલ બતાવ્યાંરે. ૨
ગુરૂવરની થઇ ગુણ ઓશીંગણ, મુકી સૌ ખેંચાતાણરે;
દર્શ પ્યાસી છું ચર્ણની દાસી, શું શું કરૂં વખાણરે. ૩
શબ્દ બ્રહ્મ સદ્દગુરૂની સાચે, ભાવે કરૂં નિત્ય શેવારે;
અલખ પુરૂષ એ અંતરજામી, દેખું દેવાધિ દેવારે. ૪
નાથ એ મ્હારા નાથ જગતના, ગુરૂ મ્હારા જગગુરૂરે;
આતમ એ મ્હારા સર્વાત્મા છે. પ્રકાશ સ્વરૂપ પુરૂરે. ૫
હદ આવર્ણમાં એ નવ આવે, નવ ઉંઘે નવ જાગેરે;
હરિપ્રસાદ સદ્દગુરૂ મુજ સ્વામી, ભવની ભાવઠ ભાગેરે. ૬

---

## घोळ १. राग. करीये श्री कृष्ण ऊपासना.

અખંડાનંદ મુજ ઉરમાં, છાયો અષ્ટ પ્રહર;
ના મળે વિશ્વની વેદના, ભાસ્યો બ્રહ્મ સત્વર.—અ. ૧
શ્રી સદ્દગુરૂના રે શબ્દથી, ટળીયું તિમિર તત્ખેવ;
દેહ દેવળમાં રે દેખીયા, દયાળુ દેવાધિ દેવ.—અ. ૨
જપતપ સાધન સૌ શમ્યાં, નહિ વ્રત ને વિનિયોગ;
અનુભવ જ્ઞાનના યોગથી, થયો આતમ સંયોગ.—અ. ૩
વિશ્વભાવ વિસરી જતાં, ટળ્યો વિષય વિકાર;
હિનતા પદ હિલમાં બધું, ભાસ્યો છે બ્રહ્માકાર.—અ. ૪

દોડી જોતાં નવ દેખીયા, પાસે પ્રગટ્યા દીનાનાથ;
વાસના વૃત્તિયો વિરમી. જ્યારે ઝાલ્યો ગુરૂજીએ હાથ.–અ. ૫
છતી છતે છેટું હતું, અજ્ઞાન અંધારે ઉર;
ગુરૂ જ્ઞાને તે પ્રગટીયા, શ્રી હરિ હૃદયે હજુર.–અ. ૬
હાવે કરૂં ના અન્ય કલ્પના, ના કરૂં અન્યનો વિશ્વાસ;
ના કરૂં દોડા દોડ મનની, ના કરૂં આશ નિરાશ.–અ. ૭
ના કરૂં અધિક ન્યૂનતા, ના કરૂં હર્ષ ને શોક;
પૂર્વના પૂન્યે ગુરૂવર મળ્યા, પ્રતક્ષ પૂણ્ય શ્લોક.–અ. ૮
અંહબીજ બુઝાઇ ગયું, શમી ગયું સંસાર શૂળ,
વાસના વેલીયો સુકે ગઈ, અક્ષય લાધ્યું હાથે મૂળ.–અ. ૯
કરૂં ના કરૂં હું ઉપાસના, કરૂંના કરૂં ભલે ગાન;
કરૂં નાકરૂં વ્રત વતુલડાં, કરૂં નાકરૂં ભલે ધ્યાન.–અ. ૧૦
અંતર ઉઘડી ગયું મ્હાયરૂં, પામી પૂર્ણ નિજપદ;
હરિપ્રસાદ ગુરૂ મુજને મળ્યા, બીજાં સુખડાં સૌ રદ.–અ. ૧૧

---

## ધોળ ૨.

શોભા શી કહું સ્વરૂપની. મ્હારી એક જીભ્યાય;
ક્યાંરે સૂરજ ક્યાં આગિયો, તેમ ક્યાં હું અને ગુરૂરાય.–શો. ૧
અજ્ઞાન તિમિર ટળી ગયું, મોહજળ પામ્યું છે નાશ;
કામ ક્રોધ ક્યાં જતો રહ્યો, ગયા ક્યાં વિષય વિલાસ.–શો. ૨
નહિ શિત નહિ તપે તનડું, નહિ રહ્યો રાગ કે દ્વેષ,
ના રહી ભ્રાંતિ આ ભવતણી, નવ રહ્યા કર્મના ક્લેશ.–શો. ૩

વાસના વાડીનો વાંદરો, વણશી ગયો કોયે દેશ;
આશા તૃષ્ણાની તલાવડી, સુકૈ ગઇ સુણતાં ઉપદેશ.–૪
છાયું વાદળ વિખરાઇ ગયું, એતો મ્હારા ગુરૂને પ્રતાપ,
આરે ઉભી હું આવીને, જપતાં ગુરૂમંત્ર જાપ–શો. ૫
આંખ્ય મીચેલી ગઇ ઉઘડી, પ્રગટો સૂર્ય પ્રકાશ,
મોક્ષનો માર્ગ જોઉં મોકળો, ત્હેમાં મ્હારા વાલાનો વાશ–શો. ૬
હું તું તે સરવે એક થયું, નહિબીજું દેખું સ્વરૂપ,
જ્યા જ્યાં જોઉં ત્યાં શ્રી હરિ, આતમમય છું તદ્રુપ-શો. ૭
પડદે રાખી હતી પ્રીતડી, મ્હારે હૃદયે જરૂર,
ઉમરાયું ઉર આનંદથી પડદો ખસી ગયો દુર–શો. ૮
જ્ઞાનાં મૃત પ્રેમ પ્યાલો ભરી, ગુરૂજી પિતા એકાન્ત,
અજાણતાં ત્યાં હું જઇ ચડી, બેઠીહું ત્યાં જઇ શાન્ત–શો ૯
બ્રહ્મ ખુમારીમાં ખેલતાં, પાયો પ્રેમ રસ ત્યાંય,
ભાન ભુલી મ્હારા તનનું, નવ રહી શુદ્ધિ તે કાંય–શો. ૧૦
નિશો ચડયો નવ ઉતરે, જોઉં જગત બ્રહ્માકાર,
હરિપ્રસાદ ગુરૂગમ વડે, થઇ ગયું પારારે વાર–શો. ૧૧

---

### पद १. आनंद थयो—शंशय गयो.

નિજાનંદ હું—સુખકંદ છું.

અનાત્માથી અજર અમર, સત્ય આત્મા હું. નિજાનંદ—ટેક.
હું વ્યાપક ઘટઘટમાં બોલું, હું તું તે સુખખાણ,
ભરપુર ભાશી રહ્યો બ્રહ્માંડે, અજ્ઞાને અજાણ–નિ. ૧
દર્શરૂપ તે મ્હારી માયા, દૃષ્ટા તે હું આપ
જીવ ઝંખના જગત જાળ છે, પ્રૌઢ મ્હારો પ્રતાપ–નિ. ૨

કાળાગ્રહ વૈભવમાં વ્યાપ્યો, વસુધાને વળી વ્યોમ,
નક્ષત્ર વિજ ચમકે તેહું, શશિ રવિમાં મુજ જોમ–નિ. ૩
રાય રંક અંક ભરી લ્યો મુજને, કંઇક કરૂં વ્યવહાર,
નિષ્કલંક કલંકિત થાતો, જણાતો હું જગબહાર–નિ. ૪
શિત ઉષ્ણુ ઉદક હું બનિયો, ઝાડ પહાડ પ્રત્યક્ષ,
ન્યાયાધિશ ગુન્હેગાર હું છું, મતિમંદ ને દક્ષ.–નિ. ૫
અકળિત લિલારૂપ અરૂપ હું, નાચું નૌત્તમ નાચ,
ઉદ્‌ભવ સ્થિતિ અંત આખરે, સાચું મ્હારૂં સાચ.–નિ. ૬
સાગર સરિતા કાળ મહાકાળ, મહા પ્રલ્લય પ્રમાણુ;
શકિત મ્હારીથી સૌ થાયે, છું ન્યારો નિરવાણુ.–નિ. ૭
ખેલ ખેલાવું ખેલાડી થઇ, ખરી ખંતે હું જાઉં;
હસાવું રોવરાવું સૌને, બ્હાઉં કરી બિવરાઉં.–નિ. ૮
જે જેવું તેવો હું થાતો, આનંદમાં ભરપુર;
નિર્લેપ રહીને સઉમાં વસતો, સાક્ષી રૂપે જરૂર.–નિ. ૯
અદ્વૈત અચ્યુત હું અખિલેશ્વર, અણું અણુંમાં વાસ;
હરિપ્રસાદ નિજ ગુરૂપદ નિરખી, પ્રગટ્યો પૂર્ણ પ્રકાશ.–નિ. ૧૦

---

### गरबी १. राग. गुरु गोविंदने एकज मानो.

રંગ લાગ્યો સતસંગનો ભારી, બદલાઇ ગઇ તેથી બુદ્ધિ મારી,
સદ્‌ગુરૂ મળ્યા મ્હને સુખકારીતો, જગને જોઇ નથી જાગતીરે,
માયા વર્ણ મોહજાળ મટાડી, વિષય વાસના ઘડીમાં ઘટાડી,
મૂળ સ્વરૂપ મ્હારૂં દીધું દેખાડીતો, દુરિજન જોઇ દુરભાગતીરે–૧

સ્વાર્થિયાં સગાં સઉ સંસારી, ખેંચીને ખાડમાં નાંખે ખુંખારી,
હરિભજતાં ભય બતાવે ભારીતો, તેસાથે શું બાંધુ પ્રીતડીરે,
સાચા સગા મ્હારા સર્જનહાર, સદ્ગુરૂ સ્વામી મ્હને તારનાર,
હરિજન મ્હારા હૈયાના હારતો, ક્યમ રાખું મનમાં ભીતડીરે–૨
ક્ષમા જનની જ્ઞાન પિતા પ્રમાણું ધર્મ બન્ધુ ભગિનિ ઉરઆંણું,
સચ્ચિદાનંદ સત્ય સ્વરૂપ હું જાણુંતો, ભક્તિ સ્વરૂપે ભવભય ટળ્યોરે,
શ્રદ્ધા શાન્તિ છે સખીયો શાણી, વિશ્વાસ વૈરાગ્ય પુત્રો પ્રમાણી,
તરૂવર તળે લેઉ સુખસૌ માણીતો, કુટુમ્બ કબિલો આવી મળ્યોરે–૩
નુરત સુરત સુન્દિર પ્હેરી સાડી, સત્સંગ સુગંધ ખીલિરહી વાડી,
પ્રેમ સુધારશ પીઉં દહાડી દહાડીતો. મોજ મઝા નીશદિન કરૂંરે.
રામજી મ્હારા છે રક્ષણહાર, શિરપર સદ્ગુરૂ ગાજે નિરધાર,
હરિપ્રસાદ હરિ કર સ્હાનાર તો, દુરિજનથી હાવે કેમ ડરૂંરે–૪

---

## ગરબી ૨.

મસ્ત બની મનગમતાની સંગે, બ્રહ્મરશ પ્યાલો મેં પીધો ઉમંગે,
રશબશ થઇ ગઈ રશિયાના રંગેતો, બ્રહ્મ ખુમારીમાં ખેલતીરે;
દૃશ્ય પદાર્થ દુર થયા મ્હારા, પ્રીતે પેખું પ્રગટ પ્રાણધારા,
નાથનિરંજન નિરખી રહી ન્યારાતો, અજબ રશિક રંગ રેલતીરે–૧
દુનિયાં દિવાની જેવી મ્હને ગણુતી, પાઠ પ્રીતમનો પ્રેમે હું ભણુતી;
ખરૂંખોટું સઉ શ્રવણે શણુતીતો, ધ્યાન ધરતી મ્હારા નાથનુંરે;
મ્હારૂં સોધી મ્હારા હાથે હું લેતી, નથી ત્હેમાં કોઇને કંઇ કેહેતી;
ધિરજ ધરી પ્રેમે મગ્નમાં રેહેતીતો, હૈયું રાખી ફરૂં હાથનુંરે, ૨

સ્વાર્થમય પ્રીતિ ઠગારા જગની, સ્વાર્થ વિને વાત નહોય વગની;
એ તું જાગી લાગી હરિથી લગની. સમજું સમજાવે શું મ્હને કથીરે;
કોડ ઉપાય કરે કોઇ ની આસી, નહિ મમુ હાવે કોઇની બમાવી;
લક્ષ મેં અલક્ષમાં દિધું લગાવીનો, મર્ણાંગતે મુકનાર નથીરે-૩

આનંદ ધન ઘટ ચડી ચડી આવે, ઝરમર ઝરમર મેઘ વરસાવે;
શાંતિ સુધા બુંદ ઉર ભિજવેનો, ખલકથી અલક હું થઇ પડીરે;
છોડેલા ફંદમાં નહિ પડું ફરી, મૃગજળ જાળથી નહિ જઉં ડરી,
હરિપ્રસાદ હરિવરને વરીનો. નિજ ઘરમાં જઈ રહું ખડીરે-૪

---

## ધોળ ૧. राग. म्हारे मंदिरे पधारो श्रीनाथजी.

સખીરે આનંદ સાગર ઉલટયો, નિરખી સદ્દગુરૂ હરખી હૈયામાંય;
મ્હારે લાખેણો લ્હાવો આવ્યો હાથમાં.
સાચાસગા શિરોમણી સંત છે, કળ કરી ઝાળવને પકડી બાંહ્ય.
મ્હારે લાખેણો લ્હાવો આવ્યો હાથમાં. ટેક.

જાગ્રત કીધી જગતની જાળથી, મ્હારા મનડાનો ભાગ્યો ભેદ-મ્હારે.
ગાળ્યું હુંપદ જ્ઞાનાગ્નિયે માહરૂં, મ્હારી છાતીનો મટાડયો છેદ-મ્હારે. ૧

તપતી હતી ત્રીવેધિના તાપથી, શાંતિ જળ રેડી કરી મ્હને શાંત-મ્હારે.
કામક્રોધ લોભ કીડા મુજ કાઢીયા, મહા ભવ રોગની ગઇ ભ્રાંત-મ્હારે. ૨

સાચું સુખ સમજાવ્યું મુજને સાનમાં, ચર્ણ સ્પર્શતાં પ્રાશ્ચિત થયાં દુર-મ્હા
વર દાતાયે વર મુજને આપીયો, મારા ઉરમાં આળેચું અંકુર. મ્હા ૩

રહ્યો અનુપમ રેલ્યો રગે રગમાં, એહ્યુ ખુમારી રાખી મારે અંગ-મ્હા
હરતાં ફરતાં જાગ્રત સ્વપ્ન સ્થિતિયે, ઇષ્ટ ગુરૂસંત નિરખું મારીસંગ;-મ્હા ૪
ઘડીયે ઘડીયે ને પળે પળે પ્રેમથી, સર્વ સ્થાને લે ગુરૂજી સંભાળ-મ્હા
હરિપ્રસાદ શુક ગુરૂ કૃપા વડે, પામી માંગળિક રૂપરસાળ-મ્હા ૫

## ઘોળ ૨.

સખીરે શું કહું રૂપ અનુપ એ, મ્હારી વાણીયે વર્ણવ્યું ના જાય;
હું તો અજર અમર દેખું આતમા.
ઘાટ ઠાઠ માઠ રૂડા ગોઠવ્યા, વસ્તુ વિશ્વાકારે ઓળખાય-ટેક.
પૂર્ણ જળભર્યો સાગર સોહામણો, લ્હેરિયો જોઇને લક્ષ બદલાય-હું.
બુદ બુદાકાર એ છે જળ સઉ, જળમાં જળ થઈ એ તો સમાય-હું. ૧
કર્ત્તા પુરૂષમાં કારણ એમ લહ્યું, જ્ઞાન-ક્રિયા-દ્રવ્ય શક્તિ સાથ-હું.
જ્ઞાનશક્તિએ વિચાર ઉદ્દભવ્યો, ક્રિયાશક્તિ ગુંથાઈ ઘડવા ઘાટ-હું. ૨
પંચતત્ત્વ દ્રવ્ય શક્તિથી સાધિયું, બ્રહ્મથી બ્રહ્માંડ નિપજ્યું એ પેર-હું.
સત્વ, રજ, તમ કારણ ગુણથી, ઉઠી ઇચ્છા શક્તિ માયા લ્હેર-હું. ૩
ઇશ માયા જાણવા જીવ જાગીયો, શુદ્ધ ચૈતન્ય ચિદ્રુપ ભાસ-હું.
ખેલ રચાયો એમ ખેલાડીયે, પ્રગટે વારંવાર થાય નાશ-હું. ૪
એ સઉ ભ્રાંતિ સંકલ્પ પુરૂષ તણી, સમજી વર્જી બેઠી તે વિશ્વવાટ-હું.
હરિપ્રસાદ શુકગુરૂના શબ્દથી, જાગી જોતાં ટળ્યો મન ઉચ્ચાટ-હું. ૫

## ઘોળ ૬.

સખી ભવતારણ ભેટયા મુને ભાવથી, હું તો શું કહું સુખની વાત;
મ્હને ગુરૂજી વિસાર્યા ના વિસરે—
શાંત શિતળ સ્વરૂપ સોહામણું, મ્હારૂં મનડું માન્યું તે સાથ-ટેક

પૂર્વ પુન્યે પામી ગુરૂબ્રહ્મને, જેના ગુણલા ગાય શારદા શેષ-મ્હને.
રાતદીન રટણ કરેછે એહનું, વિશ્નું વિરંચી શશિ મહેષ-મ્હને. ૧
રૂષી મુની સનકાદિક શેવતા, પામે નહિકો એ પદનો પાર-મ્હને.
મનગમતાની મધુરી મૂરતી, સત્ય સમજાવે શાસ્ત્રનો સાર-મ્હને. ૨
બ્રહ્મવેત્તા બ્રહ્મનિષ્ટ વરિષ્ટ છે, શબ્દ બ્રહ્મ સાચું સ્વરૂપ-મ્હને.
દયા સાગર દિલ દરિયાવ છે, પૂર્ણ કૃપાળુ કરૂણાના કુપ-મ્હને. ૩
નિરાકાર નિષ્કંચંન નિસ્ક્રેય છે, નિરંજન નિર્બાધિત તેહ-મ્હને.
અમાપ અક્રોધી અપરાજીત છે, આવ્યા અમ કારણીયે ધરી દેહ-મ્હને. ૪
આનંદસાગર ઉજાગર એ હરિ, અકળિત અનુપમ કારણ અવતાર-મ્હને.
દેહ દર્શીને એ દર્શે નહિ, એ તો દેવાધિ દેવ ૐકાર-મ્હને. ૫
વર્ણન શું કરૂં રૂડા એ તો દેવનું, મ્હારી રશના રટતાં પામે હાર-મ્હને.
હરિપ્રસાદ જોઈ ગુરૂદેવને, હરખી નિરખી ગુણ ગાઉં વારંવાર-મ્હને. ૬

---

## ઘોળ ૪.

શાં શાં વખાણ કરૂં ગુરૂદેવનાં, શા શા માનું ગુરૂજીના પાડ;
ભરી પ્યાલો પાયો બ્રહ્મરશ પ્રેમનો.
સંકટ શૂળી ભાગી જન્મ મર્ણની, ભાગી ભારે મળવિક્ષેપની વાડ—ટેક.
આવર્ણ અળગું કરાવ્યું મ્હારા અંગનું, કીધા દિવલડા દિલડામાંય-ભ.
ઉડે નાભિકમળથી નેજો નામનો, શૂન્ય શિખરમાં ફરફર થાય-ભ. ૧
મહા પ્રયત્ને નાવે મુનિના મનમાં, તેતો તાદર્શ તનમાં દેખાય-ભ.
વહાલી વાતો કરૂં વહાલાના સાથમાં, આત્રે આંસુ ને હૈયું હરખાય-ભ. ૨
હાથ ઝાલીને હરિ ઉભા માહ્યરો, હું તો હર્ષ ઘેલી ઘેલી થાઉં-ભ.
આગળ પાછળ ગુરૂ ગમ પાડતા, તેમ તેમ ત્હેમને પગલે જાઉં-ભ. ૩

મ્હને મુકી છે પૂરણ પ્રકાસમાં, હશી હસાવે હું તોં શરમાઉં-ભ.
ઉઠે ઉભરા અતિશે આનંદના, કેમ કરીને તે કહી બતાઉં-ભ. ૪
ઘડીભર સુની ના રાખે ગુરૂ માહરા, ભાગે ભુલંતો મ્હારી ભ્રાંત-ભ.
હરિપ્રસાદ શુકગુરૂયે સ્નેહથી, મ્હને નિરખાવ્યા કમળા કાન્ત-ભ. ૫

---

## कवाली-पद १.

### राग. म्हेमान थया त्हमे म्हारा स्वीकारशो म्हेमानी.

સીતાના સ્વામી સંગે, લગની અમારી લાગી; (૨)
ચટકી અમોને લાગી, થયાં અમે ભડભાગી; (૨) સીતા. ટેક
જન જુઠા જગ્તમાં જાયા (૨) કાચા કુંભ સમ છે કાયા (૨)
અમે માની મિથ્યા તે માયા—ભ્રમણાયો ગઇ સૌભાગી-લ. ૧
અવલોકયું દષ્ટિયે જ્યારે (૨) જૂઠું સૌ લાગ્યું ત્યારે (૨)
ગુરૂ ચરણુને આધારે—તૃષ્ણાયો સરવે ત્યાગી-લ. ૨
સઉ ટળ્યું અજ્ઞાન અંધારૂં (૨) લાગે સંસારનું સુખ ખારૂં (૨)
ગુરૂજ્ઞાન મળ્યુ બહુ સારૂં—પ્રેમ કટાર કલેજે વાગી-લ. ૩
ભકિતરૂપી ઉગ્યો ભાણું (૨) પ્રીતમથી પડીયું પાનું (૨)
બ્રહ્માનંદ સુખ મઝાનુ—તન મન ધન દેઈ, લીધું માગી-લ. ૪
દીન જાણી દુ:ખ હરિ લીધું (૨) જ્ઞાન સુધારશપાન પીધું (૨)
ઘટમાં ગોવિંદ ઘર કીધું—અક્ષય વર વરિયો સોહાગી-લ. ૫
મનહર મૂર્તિ છે ન્યારી (૨) પ્રિયતમની છબી છે પ્યારી (૨)
હરિપ્રસાદ હરિપર વારી—ઉરમાં અખંડ જ્યોત જાગી-લ. ૬

---

पद १. राग. पाम्यो पाम्यो पद्मणी आवी हो—

લાગી લાગી ચટકી ચિત્ત લાગી હો, જ્યારે જોયું જગતમાં જાગી—લાગી.
અજ્ઞાનમાં મેં અવળું કીધું, નામ નારાયણનું નવ લીધું;
મ્હારા ભવની ભાવઠ ભાગી હો—જ્યારે. ૧
ગુરૂ મળ્યા ત્યારે જ્ઞાનજ આવ્યું, ભુધરનું મ્હને ભજન ભાવ્યું;
મેં તૃષ્ણાયો સર્વે ત્યાગી હો—જ્યારે. ૨
વિભુ વિના શૂન્યકાર સૌ ભાળું, દિવ્ય દર્શન દિધાંરે દયાળુ;
ભક્તિ સુધા મેં લીધું માગી હો—જ્યારે. ૩
હરિપ્રસાદનું હૈયું હરખાયું, દ્વૈત મટી અદ્વૈત જણાયું;
ખરી ખરી વિરત્વની વાગી હો—જ્યારે. ૪

---

सवैया.

राग. पालवडो मेलो मोहनजी मारग मुने जावा द्यो—

હેત કરીને હરિવર મ્હારા, હાવે શીદ તરછોડો છો;
પ્રેમ કરી પાતળીયા પ્રભુજી, પ્રેમ હાવે કેમ તોડોછો,
રંગ રમાડી રશિયા મુજને, રિશ કરી કયાં દોડોછો;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, જીવ બીજે કયાં જોડોછો—૧
કામણગાળા લાલ લટકાળા, છેલ છબિલા છોગાળા;
તનમનધન મેં ત્હમને સોંપ્યું, દયા કરો જગ પ્રતિપાળા.
સુખરાશી છું દાસી ત્હમારી, ત્હમે દિનબન્ધુ દયાળા;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, હર્યું મન મોરલિવાળા—૨
અદ્ધર હોઠપર એ અલબેલા, અજબ અમૃત ઢોળ્યું છે;
મનગમતા રમતા હૃદયામાં, રસિક રૂપ મુજ રોળ્યું છે.

કોડીલા કામણ કરી ત્હમે કંઇ, કાળજુ મ્હારૂં કોર્યું છે;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, ચિત્તડું મ્હારૂં ચોર્યું છે—૩

નખરૂં કરી કયાં હાવે નાસો, નાથ તમોને નહિ મેલું;
ધુતારા શું ધુતો મુજને, ઠગારા કરી મન ઘેલું.
અંતર મ્હારૂં અતિ ઉભરાયે, અલૌકિકરૂપ જોઇ અલબેલું;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, તમ સંગે ખાંતે ખેલું—૪

ત્હમે પણ પ્યારા હું પણ પ્યારી, અરસપરસ પ્રેમ વાધ્યોછે;
ત્હમે લટકાળા હું લટકાળી, સાચો શ્વાર્થ લાધ્યો છે.
રૂપ રંગ ગુણ સરખાસરખા, સાચો સ્નેહ સાંધ્યો છે;
હરિપ્રસાદ હરી જીવન મ્હારા, અજબગજબ પ્રેમ બાંધ્યોછે—૫

જાવા નહિ દેઉં જીવનહાર હું, જોર કરીને શું જાશો ?
સુધારસ દેઇ એ શામળીયા, વ્હાલા વિખડું શું પાશો ?
વિયોગની વેદના છે વશમી, વિશ્વાસે વળગી વા'શો ?
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, હું ખાવાની ગળે ફાંસો !—૬

જાવાનું જો નામ ઘો તો, મનગમતા હું મરી જાઉં;
રંગ રમો રશિયા મુજ સાથે, રાતદિવસ રાજી થાઉં.
પ્રેમ સુધારશ અજબ ચિજ છે, પ્રેમ કરી પ્યારા પાઉં;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, સેવા ચર્ણકમળ ચ્હાઉં—૭

નાથ નિજાનંદ નિશદિન ત્હમને, નમી નમીને હું ચાલું.
અલબેલા અંતર નવ રાખો, મુખ માગો તે હું આલું;
ઘટ ઘરમાં ઘર કરીને બેસો, અંતર દષ્ટિયે નિહાળું;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, તમો થકી નથી કંઇ વ્હાલું—૮

વહાલું નથી કંઇ મુજને વહાલા, વહાલામાં છો ત્હમે વહાલા;
સમ ખાઉં હું શામળીયાજી, તન મન ધન સોંપ્યું લાલા.
અધિકારી છો મુજ અંતરના, કરૂં કરજોડી કાલાવાલા;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, પાઓ પ્રેમ તણા પ્યાલા.—૯

રશબશ રંગે રશિયા રોળો, રાજ રામા ત્હમારી છું;
આજ્ઞા ઉઠાવું એ અલબેલા, અતિ ઘણી આભારી છું.
કોડે કોડે કામણગાળા, સૌ કબૂલ કરનારી છું;
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, વશ થઇ વાલમ હારી છું—૧૦

વશીકર્ણ છે વાલા તમમાં, તમ પૂઠે મન મુજ ભમતું;
મનહર સુખકર સુંદિર મુખડું, ગુણવંતા મુજને ગમતું.
અદપળ અળગા જો થાવો તો, દુઃખ વિયોગનું બહુ દમતું.
હરિપ્રસાદ હરિ જીવન મ્હારા, મળતાં સંકટ સૌ સમતું—૧૧

કોમળ કમળ સમ કર ત્હમારા, કોમળ કટી છે લચકાતી;
કોમળ વદન કમળ વિલસે છે, કોમળ કમળ નેન મચકાતી.
કોમળ વચનવદી મોહ લગાડયો, ભાવ ભાળીને ભચકાતી;
હરિપ્રસાદ હરિજીવન મ્હારા, તન મન ધન વારી જાતી.—૧૨

કરૂણા સાગર કૃપા કરીને, કસુર જે હોય તે કહેજો,
રીશ તજીને રાજ રશિકડા, હૃદયકમળ મ્હારે રહેજો;
દયા કરીને દિન દયાળુ, પળે પળે દરશન દેજો,
હરિપ્રસાદ હરિજીવન મ્હારા, આપની મ્હને માની લેજો.—૧૩

पद १.

**गुरु गोविंदने एकज जाणो, रखे भिन्न भाव हृदियामां आणो.**

સાચું સુખપામી સંતસમાજે, સમર્થ સદ્ગુરૂ શિર મુજગાજે;
મ્હારૂં માનું હું ધન્ય ભાગ્ય આજેતો; જન્મ સફળ મ્હારો થયોરે;
આનંદ આનંદ ઉરમાં ધારૂં, તન મન ધન સદ્ગુરૂપર ઓવારૂં;
ઉઘાડી દીધું અંતર મ્હારૂંતો, સઘળો શોક સમાઇ ગયોરે-૧
ટળ્યું તિમિરને થયું અજવાળું, માયા મરેલી સમ હું ભાળું;
ક્યાં ગયું કામ કળિયુગનું કાળુંતો, અજબ ગજબ આશું ભાસતુંરે;
જળસ્થળ જંગમ સ્થાવર આકાશે, આજુબાજુ બાહ્યાંત્તર ચોપાસે,
જ્યાં જ્યાં જોઉં ત્યાં બ્રહ્મ પ્રકાશેતો, વિકારે મન નથી ત્રાસતુંરે-૨
ભ્રાંતિભાગી જન્મ મર્ણની મ્હોટી, ઇંદ્રજાળ જગ જાણીગઇ ખોટી;
અંતઃપુરમાં ચિત્ત ગયું ચોંટીતો, ભાસે નહિ અન્ય ભ્રમણારે;
ન્યારા નાથની ન્યારી રચનાયો, વિરમી ગઈ પેલી બધી વંચનાયો;
રંચ નથી થતી મનમાં ખંચનાયોતો, રૂદિયે રમે રાધારમણારે-૩
પ્રકૃતિં મહા પુરૂષને જૈ ભેટી, સુરતા ગુરૂના ઘરમાં જૈ બેઠી;
પ્રપંચ જાળ શ્રીહરિયે સમેટીતો, તદવદ્ થઇ તાર તમ્યતારે;
હરિપ્રસાદ હરિહીરો હાથ લાધ્યો, સદ્ગુરૂ શબ્દ મેં સ્નેહથી સાધ્યો;
બહુ વિધ પ્રીત કરી ગાંઠે બાંધ્યોતો, શાંતિમાં થઇગઇ સમ્યતારે-૪

---

पद २.

નાણીજોઈ જાણી કીધી મેં પ્રીતિ, આણી ઉરમાં અદકી નીતિ;
ટળી ગઈ તેથી મ્હારી ભવ ભીતિતો, નવાઇ જેવું નથી લાગતુંરે;
ધરી ખુમારીને ખેલું ખુંખારી, નથી લાગતો બીજો ભય ભારી;
ઉઘડી ગઇછે અંતર બારીતો, મન મ્હારૂં થયું જાગતુંરે-૧

રટણ થતાં પંથ કઠણ કપાયો, બ્રહ્મનો મારગ ભવ્ય દેખાયો;
જોઇને જીવ મ્હારો હરખાયોનો, સદ્‌ગુરૂને શરણે પડીરે;
હરતાંને ફરતાં આનંદ હેલી, ગુણલા ગાતાં થઇ જઉં ઘેલી;
મોજમાણું ગુરૂસંગે મન મેલીનો, ઉઘડી ગઈ અંતર આંખડીરે–૨
ક્ષણુમાં ઉદાશીને ક્ષણુમાં હુલ્લાશી, ક્ષણુમાં નાચું ને ક્ષણુમા વિકાશી;
ક્ષણે ક્ષણે રહુ પ્યારાની પ્યાશીતો, દાસી થઇ દીન કહાડતીરે;
પીયુંપીયું કરી નામ પ્રીતેપોકારૂં, મેંના પોપટ સમ જોડલુંઅમારૂં;
પ્રાણ પ્યારાનું મુખ લાગેછે પ્યારૂંતો, હરિહરિ હરદમ ઉચ્ચારતીરે–૩
કરમુજ સ્હાઈ હશીને હશાવે, રિસાઇ રશિયો વળી તે રડાવે;
દયા લાવી દિલે દોડતો આવેતો, સંતાકુકડીની રમત રમેરે;
પાનું પડ્યું મ્હારૂં રશિયાની સાથે, મુકુટ મણિ ગાજેછે મ્હારે માથે;
હરિપ્રસાદ હરિ ખેલાવે હાથેતો, બીજું મ્હને કાંઈ ના ગમેરે–૪

---

**श्लोक.**

**एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।**
**एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ श्रुतेः ॥**

—એકજ પરમાત્મા સર્વભૂત પ્રાણી માત્રને વિશે સ્થિત છે. જેમ જળના ભરેલા ઘડાઓમાં એકજ ચંદ્રમા છતાં બહુ દેખાય છે. પણ તે જેમ એકજ છે તેમ સર્વભૂત પ્રાણી માત્રમાં એકજ પરમાત્મા છે.

---

**પદ ૧. રાગ. પતિ વિના પ્રમદાના મનના પુરાય ક્યાથી કોડ.**

વિદ્યમાન વેદાન્ત વદે છે, એકોહં બહુ સ્યામ્;
સર્વેશ્વર સર્વવ્યાપક થઇને, રમતા આત્મારામ. (૨)

અણું અણુંમાં વાસ છે એનો (૨) જાણે શું મઢ મહિમા ત્હેનો (૨)
ગૂઢ રહ્યો ઘટ ઘટમાં ગાજી, થઇ જંતુ તંતુ તમામ. સર્વે -૧
લિલા નૌત્તમ નિજપદ કેરી (૨) માઇક જનને માયા ઘેરી (૨)
નહિ માયા નહિ કાયા છાયા, છે કિર્ણો તે પૂર્ણ કામ. સર્વે -૨
પશુ પંખિ પ્રાણી પર્વતો (૨) નદિ નદ નાળામાં ભળતો (૨)
દેવ દાનવ નર તનુને ધારે, બલિહારી ઘનસ્યામ. સર્વે -૩
કીડીકુંજર સિંહ શિયાળ સહુમાં (૨) ભૂતપ્રેત યક્ષરાક્ષસ બહુમાં (૨)
દર્શ પદાર્થ પાછળ રહિ નટ, ખટપટ કરે સૌ આમ. સર્વે -૪
દિવ્ય અદિવ્યમાં દીન દયાળુ (૨) શિવ અશિવમાં પર્મ કૃપાળુ (૨)
ઇંદ્રજાળ એ અવિનાશીની, કરે જન મિથ્યા મામ. સર્વે—૫
દાસોહં થઈ એ કરજોડે (૨) તંત્ર તાલ ધરીને તન તોડે (૨)
મંત્રી થઈ મંત્રો નિજ જપતો, ખપતો વિભાગી વામ. સર્વે—૬
યોગીનિયોગી ભોગી એ છે (૨) રોગી ઉદ્યોગી સંયોગિ તે છે (૨)
વિયોગી થઇ વિલપેછે પોતે, અદ્દભૂત એનું કામ. સર્વે—૭
શાન્ત સમાધિ સોહમ્ સ્મરે છે (૨) શાંતિ સદને વિશ્રાંતિ સે છે (૨)
ભટક છટક ચિત્ત ચટકજ એની, લટક અટક સુખ ધામ. સર્વે—૮
વદને વદુ શું અજબ છે રચના (૨) રટતાંરટતાં થાકે રસના (૨)
સભર ભર્યો અનંત બ્રહ્માંડે, ઠાલો નથી કંઈ ઠામ. સર્વે—૯
રચેરચાવે બાજી સઘળી (૨) સાકર દુધમાં જયમ જાય પલળી (૨)
હરિપ્રસાદ અનુભવી જન ઓળખે, અજરામર નિજ નામ. સર્વે-૧૦

---

श्लोक.

न योगेन न सांख्येन कर्मणानो न विद्यया ॥
ब्रह्मात्मक स्वबोधेन मोक्षः सिध्यति नान्यथा ॥

યોગ જાણવાથી, સાંખ્ય જાણવાથી, કર્મો કરવાથી કે અન્ય વિદ્યાઓથી કદાપી મોક્ષ નથી. માત્ર જીવ અને પરમાત્માની ઐક્યતા સમજાયાથી મોક્ષ છે.

---

### ગઝલ ૧.

કૃપા થાતાં ગુરૂની આજ, મ્હેં મ્હારૂં તપાસ્યું છે;—
ચડેલો ઝેર જે ફોગટ, ગયો ખશી થયો નિકટ;
સ્વરૂપ અજ્ઞાને ગ્રાસ્યું છે, મ્હેં મ્હારૂં તપાસ્યું છે—
અવસ્થા ત્રણથી છું પર, તુરિયાપર મ્હારૂં ઘર;
ઉઘાડું એ ક્યાં વાસ્યું છે, મ્હેં મ્હારૂં તપાસ્યું છે—
ગુકારે થઇ ગયો ગુલતાન, રૂકારે પ્રેમમાં મસ્તાન;
પ્રકાસે આપ પ્રકાસ્યું છે, મ્હેં મ્હારૂં તપાસ્યું છે—
અરપતાં હુંજ અરપાયો, હરિપ્રસાદ હરખાયો;
જગત બ્રહ્મમય ભાસ્યું છે, મ્હેં મ્હારૂં તપાસ્યું છે—

---

### ગઝલ ૨.

અરે બ્રહ્મરશના ભોગી, ભલા ભમરા ઉડી આવો—
ફળ છે વૃક્ષ વેદાન્તે, લોભાવો લક્ષ એકાન્તે;
અનુભવ ઉર ઉપજાવો, ભલા ભમરા ઉડી આવો—
રશિકરશ મધૂર્તાચૂમ્બી, ન છોડશો લાધેલી લૂમ્બી;
પટકી પ્રાણ સુધા પાવો, ભલા ભમરા ઉડી આવો—
બીડાતાં પ્રેમ પંકજમાં અતિ આનંદ અંકજમાં;
ભેદના બાળી લ્યો ભાવો, ભલા ભમરા ઉડી આવો—

પડશો ના ભેદ ભ્રાંતિમાં, અજરામર સુખ શાંતિમાં,
હરિપ્રસાદ-લ્યો લ્હાવો, ભલા ભમરા ઉડી આવો—

---

### ધોળ ૧.

**राग. जोजो जोजो जगतना लोको, बाळा वरनी पालखी.**

ચાલો ચાલો ચિત્ત કરી સ્થિર, આત્મ અનુભવ દેશમાં.
હાલો હાલો હળવે હળવે વીર, શાંતિયે સત્ય વેશમાં.-ટેક
પૂર્વ માંથી આવિયારે, જાવું છે ઉત્તરમાં જાણ;
વાસો કર્યો બહુ વિશ્વમાંરે, ઉગ્યો ઉગ્યો મનુષ્ય તનુ ભાણ. આ. ૧
શ્વારી કરો જ્ઞાન ઘોડલેરે, ગ્રહી વિવેકની લગામ;
પલાણ કરો પુરા પ્રેમથીરે, વૈરાગ્ય પેંગડે પગ મુકો ઠામ. આ. ૨
શ્રધ્ધા સોટી રાખો સાથમાંરે, ભકિત ભાલો ઝાલો હાથ;
નેક નિશાન ફરકાવજોરે, જેથી રીઝે સદ્ગુરૂ નાથ. આ. ૩
મોકળા મોક્ષના મારગેરે, દોડાવજો ખૂબ દોટ,
બહુ વિધ બુદ્ધિ પ્રકાસથીરે, ઓળંગી જાજો અવિદ્યા કોટ. આ. ૪
પ્રાદુર્ભાવે પરિબ્રહ્મમાંરે, રાખજો હૃદયે હુલ્લાસ,
સર્વોત્તમ સુખ ભોગવોરે, ટાળી જન્મ મર્ણનો ત્રાસ. આ. ૫
ભેદુ રાખજો ભોમિયારે, ચોરો ના લુંટે વાટ;
રિપુદળ ભાવે ભંજન કરીરે, જાજો જાજો પ્રેમે પુરપાટ. આ. ૬
માયા નિર નદિયો ભરીરે, આશા તૃષ્ણા છે પુર,
નામીના નાવમાં બેશજોરે, સ્હામી તિરે જવાશે જરૂર. આ. ૭
સુખ દુઃખ ભરતી ઓટથીરે, મુઝાશો નહિ મન,
સ્થિરતાથી પદ સ્થાપજોરે, ટળી જાશે વચ્ચેનાં વિઘન. આ. ૮

તૃષાતુર થતાં ટેકથીરે, પીજો શાંતિનું શિતળ જળ;
ક્ષુધા ક્ષમા ફળ ચાખજોરે, શ્રેષ્ટ પામશો આત્માનું બળ. આ. ૯
દાન દેજો દયા દિલ ધરીરે, પીડાતા જન હોય કોઈ,
સ્વાનંદ સંપત્તિ આપજોરે, અધિકારી અભ્યાગત જોઇ. આ. ૧૦
આનંદ સાગર આવશેરે, ઝીલજો કરી બહુ જત્ન,
મહોદધિમાં મ્હાલતાંરે, હાથ આવશે અમૂલ્ય રત્ન. આ. ૧૧
ઉણુપદ તો અળગું થશેરે, ટળી જશે ભવ ફંદ,
હરિપ્રસાદ સ્વ સ્વરૂપમાંરે, ભવ્ય ભાસશે બ્રહ્માનંદ. આ. ૧૨

---

## ધોળ ૨.

ભાસે ભાસે પૂર્વના કૈં યોગે, સ્વરૂપ સોહામણું;
થાસે થાસે સત્સંગ સંયોગે, સ્વરૂપ સોહામણું. ટેક.
સત્સંગના પ્રસંગથીરે, ટળશે મનના સર્વે મળ;
સદ્ગુરૂ શાસ્ત્ર સદ્બોધથીરે, મટશે અંધારૂં જડશે કળ. સ્વ. ૧
વિવેકને વિચારથીરે, ધોવાશે ઉર આવર્ણ;
વૈરાગ્યથી વિક્ષેપ જશેરે, ઉજ્જવળ થાશે પછી અંતઃકર્ણ. સ્વ. ૨
સદ્ગુરૂ પદે પ્રીતિ થતાંરે, થશે જ્ઞાનનો ઉદ્યોત,
વાસના લિંગગળી જશેરે, ઝળહળ ઝળકશે આત્મ જ્યોત-સ્વ. ૩
હુંપદ હોળી ઠરી જતાંરે, હુંમાં તું તે સમાય;
લક્ષબિંદુ સ્થિર સ્થાપતાંરે, દેવાધિ દેવ દિલમાં દર્શાય-સ્વ. ૪
દૃષ્ટિમાંહી સૃષ્ટિ તણુંરે, નહિ રહે પછી ભાન;
ઉર્ધ્વ મૂળે મતિ મ્હાલતાંરે, દેખાશે સંસાર સ્વપ્ન સમાન-સ્વ. ૫
લિલા તો લક્ષ આવશેરે, આત્મ તણી તનમાંય;
ઇંદ્રજાળ અળગી થશેરે, નહિ જણાય જગ જાગ કાંય-સ્વ. ૬

સચરાચર સત્ય દેખશોરે, આત્મ તત્વ સ્વયં પ્રકાશ;
શુખદુઃખ કલ્પના શમી જશેરે, નહિ રેહે જન્મ મર્ણનો ત્રાસ-સ્વ. ૭
અનુભવથી આળેચતાંરે, ભાગશે ભવનું દુઃખ,
સાધન ચતુષ્ટય સાધતાંરે, પ્રગટ પામશો મહાપદ સુખ-સ્વ ૮
નિર્માનને નિષ્કામથીરે, નિર્લેપથી નિરવાણ;
નિદિધ્યાસે નિત્ય નિરખતાંરે, નિજાનંદે જોશો બ્રહ્મમાણ-સ્વ. ૯
પ્રાજ્ઞ બુદ્ધિના બળ થકીરે, સદ્‌ગુરૂજીના જ્ઞાન પ્રતાપ
હરિપ્રસાદ ઐક્ય ભાવથીરે, બ્રહ્મ સ્વરૂપ આપો આપ-સ્વ. ૧૦

---

## ધોળ ૧.

**राग करीये श्रीकृष्ण उपासना, धरीये हृदियामां ध्यान.**

દરશન કરો રૂડા દેવનાં, ધરી લ્યો રૂદિયામાં ધ્યાન,
આનંદ મંગળમય રૂપછે, નિજ આત્મ ભગવાન-દરશન. ટેક.
ઘટમાં ગુરૂ ગોવિંદ ગાજતા, બોલે બોલાવે બોલ,
વ્યાપમાંઆપ આપવ્યાપમાં, કરી લ્યો તત્ત્વનો તોલ-દરશન. ૧
નિર્મળ મનથી લ્યો નિરખીને, કરી જુઓ જ્ઞાન પ્રકાશ;
ભક્તિ આભ્રણ અંગેધરી, ઓળખો અંતરે અવિનાશ-દરશન. ૨
સ્થૂલ શુક્ષ્મને કારણથકી, જુદો જગનો કિરતાર;
સ્વયં સ્વરૂપે એ શોભતો, કરતો વિવિધ વ્યવહાર-દરશન. ૩
દષ્ટે આવે તે નહિ દેવતા, દેવતૈ દેવતાનાં કામ.
રોમે રોમે એ રમી રહ્યો, ઠાલો નથી કંઇ ઠામ-દરશન. ૪
સંયોગ વિયોગ ના જાણવો, સહુના સદનમાં શ્યામ,
ભરપુર ભાસે છે ભૂમિકા, અગો નથી આડે જામ-દરશન. ૫

પૂર્ણ પ્રેમની રે મસ્તીમાં, પ્રગટે એ પુરૂષોત્તમ;
વૃત્તિયો રમાડે વિઠ્ઠલો, જાણે જેને હોય ગુરૂગમ-દરશન. ૬
શૂન્ય શિખરમાં સોધતાં, દર્શે સોહમ્ સુખ થાય;
ના રહે બીજી કાંઈ આપદા, ઘટમાં ગુરૂવર દેખાય-દરશન. ૭
અજર અમર જોઈ આતમા, ભાગે ભવાબ્ધિનો ભય;
મોહ માયા મદ નવ નડે, જાગેતો થાય જયજય-દરશન. ૮
ટળે વિષયની વાસના, મળે મનગમતી મોજ;
ભાગે વિયોગ વિભુવર તણો. રમિરહે રૂદિયામાં રોજ-દરશન. ૯
સૌમાં હું અને હુંમાં સૌછે, અદ્વૈત સિદ્ધાંત એક;
હરિપ્રસાદ હરિ હરિજનમાં, શાંતિથી થયો એકમેક-દરશન. ૧૦

---

## ધોળ ૨.

દરશન કરવાં શાં દેહનાં, દેહતો ક્ષણમાં પડી જાય;
દર્શન કરો દેહ દેવનાં, આવાગમ દુર થાય-દરશન. ટેક.
પંચ તત્વ નું આ પુતળું, હાડમાંસ રૂધિર;
ચર્મે મઢેલું તે શોભતું, નથી રેહેવાનું સ્થિર-દરશન. ૧
પવન પાણી પાવક વળી, અવની અને આકાશ;
જ્ઞાન કર્મ ઇંદ્રિ મન માંહી, કરે ચૈતન્ય પ્રકાશ-દરશન. ૨
ગોતિ કાહાડો ગુરૂગમ થકી, વસ્તુ વિકટ છે સાચ;
ઓથે રહેલાને ઓળખો, નચવે નૌત્તમ નાચ-દરશન. ૩
ભલા ભલાને એ ભુલવે, રહે ભણતરમાં ભ્રાંત;
અનુભવિને આવે હાથમાં, સદા તે થઇ રહે શાંત-દરશન. ૪

બિરાજે બહુ વિધ બારણે, જીવ કારણુ એ જાણુ,
ઘટપટ ઝટપટ દુર કરે, ભાસે ભવ્ય એ ભાણુ-દરશન. ૫
સાધકને સત્ય એ સાંપડે, રિદ્ધિ સિદ્ધિનો નાથ;
ઘૂમતો ઘટ ઘટમાં બધે, નિરખી હરખી ગ્રહો હાથ-દરશન. ૬
પુષ્પમાં સુગંધ સમ એ, પુષ્પ સંત સમાજ;
સુગંધ સદ્ગુરૂ નાથ છે, ગુણનીધિ ગરીબ નિવાજ-દરશન. ૭
સર્વોતમ સુખને કારણે, ધરો દિનતાએ આશ;
હરિપ્રસાદ હરિ ગુરૂતણો જોશો શાંતિમાં વાસ-દરશન. ૮

---

### ધોળ ૩.

શાંતિ સ્વરૂપ સોહામણું, ઉંડું અંતરે જોય;
સ્થિરતા થયે એ ભાસશે, ભેદ રહિત તે હોય-શાં. ટેક.
સોહમ્ શાંત સમાધિમાં, નહિ અવર્ણને બાધ;
અજંપા જાપ ત્યાં ચાલતો પ્રગટે અનહદ નાદ-શાં. ૨
જગતજાળ ઘટ માળ આ, નહિ ત્હેમાં વિશ્વવિકાર;
ઇંદ્રિ મન વાણી નવરહે, પ્રગટે તમ્યતા તાર-શાં. ૨
તત્વો તત્વમાં જઇ ઠરે, નહિ શ્વાસ અશ્વાસ;
પીંડ બ્રહ્માડમાં પ્રગટતો, પોતે સ્વયં પ્રકાશ-શાં. ૩
તાર લગાવે જે ટેકથી, ગુરૂનું જ્ઞાનગ્રહી હાથ,
અજરઅમર દિશે આતમા, ભરી બેશેજે બાથ-શાં. ૪
ધિરે ધિરે પાય જો ધરે, પ્રીતે અટકાવી અટક;
ઉંચે ચઢે નિચે ના પડે, હોયજો ચિત્તમાં ચટક-શાં. ૫
ભાસે બ્રહ્માનંદ ભવ્યતા, ભક્તિ ભાવથી કીધ;
સદ્ગુરૂ શેવી સુદ્ધ સ્નેહથી, જ્ઞાન કુંચી કર લીધ-શાં. ૬

પ્યાલો પિધો હોય પ્રેમનો, બેશી સતસંગ માંય;
ખુમારીહોય ત્હેને બ્રહ્મની, બીજું દેખે નવ કાંય–શાં. ૭
શાંતિ સદનમાં જઇ શુવે, દિન દોહિલા દુર થાય;
હરિપ્રસા હરિ ગુરૂવડે, જશ જગમાં જણાય–શાં. ૮

## ધોળ ૪.

દર્શી ના દેહ દેહારને, દર્શી અંતરના દેવ,
કરાવે ક્રિયા ન્યારો રહી, કરો ત્હેની ઓળખીને શેવ. દ. ટેક.
અનુભવ દૃષ્ટિ જો ઉઘડે, ટળી જાય મનની ભ્રાંત,
તાર લાગે લક્ષ જો લહે, સઘળુ થઇ જાય શાંત. દ. ૧
સુરતા લાધે ઉર્દ્ધ મૂળમાં, જ્યાં છે ઉનમુનિ પ્રકાશ,
ઇંગલા પિંગળા સુશ્મણામાં, સોહમ્ શ્વાસોરે શ્વાસ. દ. ૨
યોગ બળે યાતના ટળે, મળે નિજપદે છાંય,
કાર્ય કારણુ ત્યાં નવ રહે, પછી નહિ કરવાનું કાંય. દ. ૩
પોતે પોતામાં જઇ મળ્યો, ઘાટ જેમ સુવર્ણ માંય,
સુદ્ધ ભાસે તેમ આતમા, સુખ અખંડિત થાય. દ. ૪
ઘટમાં આનંદ ઘન ગાજતો, અમરિત વરસે પરજન્ય,
અણમોલું મોતી તે નિપજે, જીવતર થાય ધન્ય ધન્ય. દ. ૫
કિલ્મિશ ટળે કોટી કર્મના, સમે સંસારનું શૂળ,
ગુરૂ કૃપા બળથી કળે, મળે મોક્ષનું મૂળ. દ. ૬
સોધે સાધક તો સાંપડે, આવે બાધકને બાધ,
ગુરૂ મુખિજનને આ ગમ પડે, નુગરા અટવાય અંધાધ. દ. ૭
અંતર સુધ્ધ હોય જો કદી, તદવદ લાગે જો તાર,
હરિપ્રસાદ હરિગુરૂ વડે, પલમાં બેડો થાય પાર. દ. ૮

**पद १. राग. वारी जउरे शांवरीया तोपे वारनार.**

અમારા હો તે હરિજન આવો, અમારા–દેશમાંરે. અમારા. ટેક.
સ્થિતિ સ્થાપક ક્ષિતિ અમારી, મહી અમૃત ફળ પાકે,
રશ સુધાબિંદુ રહે ટપકી, અમારા જન તે ચાખે. અમારા. ૧
વૈરાગ્ય વાયુ શાંતિ જળનાં, મીઠાં મેહેરામણ વહે છે,
અનુકુળ પવન પાણી આવે, મોજ ઘણેરી રહે છે. અમારા. ૨
શ્રંધ્ધા સખી સુરતાની સાથે, કરે સત્યથી શેવા,
નિવૃત્તિ નારી ત્યાં અમારી, જમાડે મીઠા મેવા. અમારા. ૩
અર્ણવ પર્ણવ વાજાં વાગે, ગાન જ્ઞાની જન ગાવે,
હરિ હરિયાળી ભૂમી જોઇ, ઉર ઉછાળા આવે. અમારા. ૪
અકળિત આશન ઉંચ્ચ બનાવ્યું, સહસ્ત્ર કમળદળ ખિલ્યું,
શ્વેતાંબર ધરી સદ્દગુરૂ બેઠા, પર્મ સુખ ત્યાં મળિયું. અમારા. ૫
આત્મારામ આનંદજ કરતો, ધરતો સુખ અનેરૂં,
સદ્દગુરૂ શબ્દાતિત શિર ગાજે, નિર્મળ બન્યો મનમેરૂં. અમારા. ૬
આવાગમ ભય ભાગી જાય છે, ટળે સકળ ઉપાધી,
હરિપ્રસાદ હરિ શાંતિશિખરમાં, થઈ જાય શાંત સમાધિ. અમારા. ૭

---

**पद २.**

ચડી ગગન ઘન ગાજી, વૈરાગ્યની–વાદળીરે. ચડીગગન. ટેક.
જ્ઞાન ઘનનાં ઝરમર ઝરમર, ઝીણું બિંદુ રહ્યાં વરશી;
રશમશ થઇગઇ હૃદય ભૂમિકા, મન મયૂરે દર્શી–વૈરાગ્ય. ૧
બ્રહ્મબિજ રોપ્યું છે ત્હેમાં, શાંતિ શ્રદ્ધા કરી કયારી;
ફાલીફુલી વૃક્ષ લત્તાયો, ખિલ્યાં ફલ ફુલ ભારી–વૈરાગ્ય. ૨

અગોચર ગોચર હૃદય ભૂમિકા, ગુરૂએ સરખી કીધી;
બાગ બનાવ્યો બુધ્ધિબળથી, બેસ બનાવી દીધી-વૈરાગ્ય. ૩
માન સરોવરની ઘણી શોભા, નિવૃત્તિનિર સ્થિર કહાવે;
કલવર કરતાં પક્ષી કિનારે, ચારો ચરી ચરી આવે-વૈરાગ્ય. ૪
હંશને માટે મોતી મોંઘો, અતિ ઉંત્તમ મહી પાકયાં;
હરિપ્રસાદગુરૂગુણનીધિ મળીયા, ઝાંખરાં કહાડી નાંખ્યાં-વૈરાગ્ય ૫

## पद २.

શું તરૂવરની કહુ શોભા, મન લોભાય છેરે-શું તરૂવરની. ટેક.
કલ્પવૃક્ષ ભકિત સત્સંગની, ભવ્ય ભૂમિકા ભારી;
સદ્ગુરૂજીએ સમજણ પાડી (સત્ય,) હૃદય કમળ દીધું ઠારી-મન. ૧
આવળ બાવળ બોરડી બાંટાં, ખોદી કોદારે કહાડયાં;
મનગમતા રહ્યા મોગરા મ્હેંકી, તનડાં ટાહાડાં પાડયાં-મન ૨
વપુ વાડીમાં વશી વનમાળી, પાકાં પાન ફૂળ વેડે;
કૂમળા વૃક્ષપર લક્ષ રાખીને, શાંતિ જળ ત્યાં રેડે-મન. ૩
મન ગમતા મેવા મહી મળતા, સ્વાદ ભર્યા વણ મૂલે;
અમૃત સમ લાગે બહુ મીઠા, ખાતાં તન મન ફુલે-મન. ૪
ભવરોગ ભારી ભાગી ગયોને, નીરરોગી થઇ કાયા;
હરિપ્રસાદ હરિશાંતિ સુધારશ, પીતાં પ્રભુ ઓળખાયા-મન. ૫

## पद ४.

આવો પ્રેમ પીયુષનો પ્યાલો, ભરી ભરી પીજીયેરે-આ. ટેક.
પ્રેમ ભકિતરશ રશબશ ભરીયો, પીનારા જન જાણે;
તૃપ્તિ થાય નહિ પીતાં નિત્યનિત્ય, અધિકઅધિક સુખ માણે-ભરી.

સદ્‌ગુરૂ એ સાચો કર સાહી, પ્રેમ મગનમાં પાયો;
રોમે રોમમાં ગયો છે વ્યાપી, અગમ નિગમ દેખાયો-ભરી. ૨
ચડી ખુમારી રહ્યા રંગ જામી, બ્રહ્મસુખ ભવ્ય ભાસે;
બાહ્યાંત્તર વહાલા વિભુ ભાળી, ચિત્ત ઠર્યું એક વાસે-ભરી. ૩
એ સુખની હોય જેને ઇચ્છા, અખંડ આનંદ માટે;
તજી મર્યાદા આવો કોડે, રમો રંગ શીર સાટે-ભરી. ૪
ગયો અવસર નહિ આવે ફરીથી, પાછળ થશે પસ્તાવું;
હરિપ્રસાદ હરિ ચર્ણ શર્ણમાં, રહીને અમર થાવું-ભરી. ૫

---

**पद १. राग. राम समर राम समर राम समर भाइ.**

ભાવ બિજ ભકિત ઝાડ, જુકિત કરી જાળવો,
ફૂટતો એ કુમળો છોડ, પ્રયત્ન કરી પાળવો-ભાવ. ટેક.
નિંધારૂપી અજા જૂથ, ચરી જવા ભય ભાળવો;
વિચાર કેરી વાડ કરી, દ્રઢ મનથી વાળવો-ભાવ. ૧
સત્સંગરૂપિ જળ સિંચી, છોડને સંભાળવો;
શાંતિ શ્રધ્ધા ડાળી ભાળી, ભય મનથીસા ટાળવો-ભાવ. ૨
જ્ઞાન વૈરાગ્ય લત્તા ગુચ્છ, ધ્યાન માંડી ઢાળવો;
પ્રેમ પુષ્પ બ્રહ્મ મૂળ, વાળો છોડ નિહાળવો-ભાવ ૩
નિડર નિર્ભયતાથી એ, ખળગોધાને ખાળવો,
હરિપ્રસાદ બ્રહ્મરસ, હૃદયમાં ઓગાળવો-ભાવ. ૪

---

**पद २.**

ભકિત કલ્પવૃક્ષ પછી, ફુલશે ને ફાલશે!
આકાશ ડાળ પ્હોંચશે, પાતાળ મૂળ ઘાલશે!-ભકિત. ટેક.

એ પુષ્પની પીંમર, દશે દિશામાં પ્રસ્રાવશે !
આંધળાંને આળશું દોડી, દોડી લેવા આવશે !–ભકિત. ૧
દેશીને વિદેશી જન, ભાવતો મંગાવશે !
રૂડા રોપ રોપી દ્વારે, હર્ષ ઉર લાવશે !–ભકિત. ૨
તન મનથી ખંત કરી, સુર તરૂ સંભાળશે ?
પ્રાણથી અધિક ગણી, પ્રીતિથી એ પાળશે ?–ભકિત. ૪
જત્ન કરી જાણીતાં એ, ક્ષેત્રમાં લઈ વાવશે ?
હરિપ્રસાદ ગુરૂ કૃપાએ, શાંતિનું ફળ પાવશે–ભકિત. ૫

---

**पद—१. राग. जुनां ते घर ल्यो आणी म्हारा संतो.**

ભરી પીઓ પ્રેમરશ પ્યાલા, મ્હારા હરીજનો, ભરી પીઓ
પ્રેમરશ પ્યાલારેજી;
સદ્ગુરૂ શબ્દ મતબાલા, મ્હારા હરિજનો, ભરી પીઓ.—ટેક૦
જ્ઞાન ખડગ ગુરૂ કરથી ગ્રહીને, ઝાલી લ્યો ભકિતના ભાલારેજી;
અવિદ્યા આવર્ણ અંગનું ટાળી, વપુમાં જુઓ વ્રજવ્હાલા–મ્હારા. ૧
અવસર આ છે અતિ ઉજીયારો, મુકી દ્યો ચિત્તના ચાળારેજી;
મ્હામંત્રને મનમાં સ્થાપી ત્હમે, તજી દ્યો તંત્ર સઉ ટાળા–મ્હારા. ૨
જન્મસફળ ત્હમે કરી લ્યો કોડે, જશો ના ઠાલામાલારેજી;
પરમાર્થ પર પ્રીત કરીને ત્હમે, શેવજો જશોમતિ લાલા–મ્હારા. ૩
આઠે પોહોર આનંદમાં રહીને, કરજો ત્હમે કાલાવાલારેજી;
હરિપ્રસાદ હરિની ત્હમે હેતે, હરદમ ફેરવજો માળા–મ્હારા. ૪

---

## પદ—૨.

ગુરૂનું જ્ઞાન ઉરમાં આણી,ત્હમે માંહ્યલાનું,સાચું સાચું સુખ લ્યો માણીરેજી;
પર્મ પુરૂષને પિછાણી, ત્હમે માંહ્યલાનું સાચું સાચું—ટેક.
કાયા નગરીના ગઢમાં ઘેરાઈ ત્હમે, જીવતર કરો ના ધૂળધાણીરેજી;
હળવે હળવે હાલો હરિજનો મ્હારા, જુકિત બતાવું સત્ય જાણી—ત્હમે. ૧
મૂળબંધ આસન દ્રઢ કરી બાંધો, આંખ્યો રાખો મિંચાણીરેજી;
નાભિ કમળમાં નેજો નેક રોપો, ઓળંગી જાવ માયા ધાણી—ત્હમે. ૨
રૂદય કમળમાં રાખી રૂડી સુરતા, નારાયણને લ્યો નાણીરેજી;
કંઠ કમળપર શકિતને શેવી, ત્રીપુટીમાં તાર લ્યો તાણી—ત્હમે. ૩
ગગનમંડળમાં ઘર કરી બેસો, પી લ્યો અમીરશ પાણીરેજી;
હરિપ્રસાદ સદ્‌ગુરૂ નિરંજન, અખંડા નંદ લ્યો જાણી—ત્હમે. ૪

## પદ—૩.

પીજ્યો તે પ્રેમરશ ઘોળી, મ્હારા હરિજનો, પીજ્યો તે પ્રેમરશ ઘોળીરેજી;
અજબ ચિજ અણુમોલી, મ્હારા હરિજનો, પીજ્યોતે —ટેક.
ગુરૂ અનુભવે ભરી બંદુકડી, ચડાવી જ્ઞાનની ગોળીરેજી;
મરજીવા થાવ—ભલે મરે એ, પાંચ પચીશની ટોળી—મ્હારા. ૧
અજર અમર થઇ જાશે જીવડો, બતાવું બહુ શું બોલીરેજી;
રગે રગમાં વ્યાપશે જયારે, દિલડું રહેશે ત્યારે ડોલી—મ્હારા. ૨
ફંદને છોડો નહિ તો ફોગટ, ફોગટીયાં ખાશે ફોલીરેજી;
અજબ રંગરશ રાધારમણનો, હૃદયમાં રાખજો રોળી—મ્હારા. ૩
મસ્ત થઇને મ્હાલજો મહીમાં, અંતરપટને ખોલીરેજી;
હરિપ્રસાદ ગુરૂ શબ્દથી કરજો, હુંપદ હડની હોળી—મ્હારા. ૪

પદ—૪.

થોડી થોડી મુસાફરી કરજો, મ્હારા હરીજનો, થોડી થોડી
મુસાફરી કરજોરેજી;
ડરી ડરી ડગલાં ભરજો, મ્હારા હરિજનો, થોડી થોડી—ટેક.
જ્ઞાનનાં ચસ્માં લગાવી ચક્ષે, અંતર ઉંડાં ઉતરજોરેજી;
મન મન્દિરમાં મંડપ બાંધી, ગુરૂ આજ્ઞાયે અનુસરજો-મ્હારા. ૧
અંતરપટ ઝટ દુર કરીને, નિવૃત્તિ નારીને વરજોરેજી;
આત્મારામ વર અજર અમર, તમે ફેરા તે સાચા ફરજો-મ્હારા. ૨
વિષયાનંદ સુખ કાચુંરે જાણી, વાસના વિષને હરજોરેજી;
કલ્પવૃક્ષ સંત છાયા નિચે જૈ, ઠાક તજી ઠીક થઇ ઠરજો-મ્હારા. ૩
સ્વસ્વરૂપ સુખ સાચું લ્યો માણી, વિવેક વાત ઉર ધરજોરેજી;
હરિપ્રસાદ ગુરૂ ચર્ણે ચિત્ત રાખી, ભાવે ભવસાગર તરજો-મ્હારા. ૪

पद—१.

**राग. म्हारा नयन सलुणा श्याम, त्हमने शुं कहीने बोलावुं.**

રૂડી સંત તરૂવર છાંય, મનોહર મીઠી મીઠી લાગે-રૂડી.
ભાવ કરીને નિશદિન સેવે, અનહદ સુખ તે જન લેવે;
એને કમી રહે ના કાંય, મનોહર મીઠી મીઠી લાગે-રૂડી. ૧
સદ્દભાવ રાખી સત્ય નિહાળે, કોટી જન્મનાં પ્રાશ્ચીત બાળે;
થાય શિતળતા ત્યાંય, મનોહર મીઠી મીઠી લાગે-રૂડી. ૨
વિષય વાસના અહંને કાહાડી, દયા દિનતા ગ્રહી રહે દાહાડી:
ત્હેને સદા મંગળ મન માંય, મનોહર મીઠી મીઠી લાગે-રૂડી. ૩
હરિપ્રસાદ સંગ સર્જન કેરો, ના હોય ત્હેને ફરી ભવફેરો;
એ મુક્ત પુરૂષ કેહેવાય, મનોહર મીઠી મીઠી લાગે-રૂડી. ૪

**સાધકોને માટે. पद १. राग रामबाण वाग्यां होय ते जाणे.**

સાધકો સત્ય સાધનને ત્હમે સાધો, લેવા અનુભવ કટી
કશી બાંધો—સા. ટેક.

અલ્પ આયુષ્યમાં આત્માને જાણવા, નિત્ય નિત્ય નવું કંઇ નોંધો;
સુદ્ધ હૃદયથી સત્યની સીડીયે, ચઢતાં ના આવે વાંધો—સા. ૧
આળપંપાળ માયાજાળ છોડી, અટકયા વિણ આગળ વાધો;
દયા ક્ષમા શિલ સંતોષ રાખી, આત્મ સ્વરૂપ આરાધો—સા. ૨
પ્રપંચ રાગને પરહરી પ્રીતે, સતસંગ સુખને લાધો;
સંસાર સુખથી અસંગ રહિને, મન મરકટને ગાંધો—સા. ૩
દર્શ તજી દષ્ટાનેરે દેખો, જવા દયો બીજી ધાંધો;
હરિપ્રસાદ સદ્દગુરૂ સદ્દબોધે, છુટી જશે ભવ ફાંદો—સા. ૪

---

**पद—२.**

સાધકો સદ્દગુરૂ ઘેર પ્રેમથી આવો, પૂર્ણ પ્રેમની છતને છલકાવો—સા. ટેક.
અહંભાવ મન મસ્તી મુકીને, સ્થિરતા પદ સ્થપાવો;
ગુરૂ જ્ઞાનામૃત ગંગ પ્રવાહે, ઉલટ ધરી ઝટ ન્હાવો—સા. ૧
વિશ્વ વિલાસ વિષય તજીને, સ્વસ્વરૂપને શોભાવો;
બાહ્યાંતર બ્રહ્મભાવના કરીને, ભવ ભ્રમણા ભુલી જાવો—સા. ૨
પંચભૂત પંચ તન્માત્રામાં, રમ્ય રશ્મિયો રમાવો;
દશે ઇંદ્રિયને મન બુદ્ધિમાં, ત્હમે બ્રહ્મરશ મચાવો—સા. ૩
ત્રિગુણગાળી બાળી બધી વાસના, ભવભયને ભુલી જાવો;
એક અદ્વૈત વિદેહ પદ લેવા, પર્મ પુરૂષાર્થ પ્રગટાવો—સા. ૪
યોગ યજ્ઞ તિર્થ વ્રત કરો પણ, અજ્ઞાને શિદ અફળાવો;
બુદ્ધિયોગથી ગુરૂને ઉપાશી, કૃપા પ્રસાદી મ્હાવો—સા. ૫

અહંભાવ અર્ધ્ય આપો ગુરૂને, પ્રેમ માળા પેહેરાવો;
વિસુદ્ધ પ્રેમે સર્વ અરપો ગુરૂને, લઇ લ્યો લાખેણો લ્હાવો–સા. ૬
મોક્ષેચ્છું થઈ મ્હાલો મહિમાં, ચિત્તને નહિ ચળાવો;
શાસ્ત્રવચને સદ્ વિચાર કરીને, શું પંથ ઝાલી ઝલાવો–સા. ૭
સાચા ગુરૂનાં વચન શુણીને, છોડી દયોને દેહ દાવો;
તપત બુઝાવો તપતા તનની, સમય નહિ આવે અહાવો;–સા. ૮
નવ દ્વાર પુરી પડતી મુકીને, દશમે દિલ દોડાવો;
શૂન્ય શિખરે શાંત ગુંફામાં, સ્વરૂપ નિરખી ન્યાલ થાવો–સા. ૯
સ્વસત્તા ધિશ આત્મ પુરૂષએ, વેદ ગીતાદે પૂરાવો;
હરિપ્રસાદ નહિ લોક લોકાંત્તર, મહ તત્વ ત્યાં જૈ સમાવો–સા. ૧૦

---

## પદ–૩.

સાધકો સત્ય પંથે તમને વળાવું, ભાવ હોય તો ભોમિયા ભળાવું–સા. ટેક.

મ્હામંગળ સુગમ મારગમાં, હરિ કૃપાથી પળાવું;
સાન સડકપર થઇને જાતાં, આનંદે ઉર ઉભરાવું–સા. ૧
આસન કરીને પ્રાણાયામથી, પ્રાણ રૂંધવા નહિ બતાવું;
તપ તિરથ નથી વ્રતજ કરવાં, હિમાળે હાડ નહિ ગળાવું–સા. ૨
જીવ જતા સુધી સાધકો તમને, સાધનથી નહિ ચળાવું;
સદ્ વિચાર સતસંગને શેવિ, સચ્ચિદાનંદ સ્મરાવું–સા. ૩
સાચું ધન નહિ હોય રળેલું, ધન આજે તે રળાવું;
સદોદિત સુખ શાંતિ જયાં છે, ત્યાં ખાટ તમ માટે ઢળાવું–સા. ૪
અહંપણું ઉખેડીને ઉરથી, અહંવિભુતું સ્થપાવું;
નિરાભિમાની કરીને નિજરૂપ, પ્રભુમાં પૂર્ણ વિલાવું–સા. ૫

ત્રિગુણાત્મક જગત તજીને, સ્વસ્વરૂપ છવરાવુ;
સરળ સુધા સમ વાણી ઉચ્ચારી, અધિકારીને જણાવું-સા. ૬
શ્રેષ્ઠ શિરોમણી ગુરૂ કૃપાએ, બ્રહ્મ ભોવનમાં સમાવું;
સાર સમજાય તો ના રહે પછીથી, આ ભવ માંહિ દળાવું-સા. ૭
ગુરૂપાદ પદ્મના ભોગી છો ભમરા, તેથી સત્ય સંભળાવું;
સાધન કુશુમપર કેડ કશીને, ઉડજો ઉડતાં બતાવું-સા. ૮
ગુરૂજ્ઞાનામૃતના ભરી પ્યાલા, પીજો પ્રેમે પિવરાવું;
પાકા પ્રેમથી પાન કરીને, ઘટે તેમાં રોળાવું-સા. ૯
શાણા સાધક સમજી જાજો, સ્પષ્ટ કહે કોણ અહાવું;
હરિપ્રસાદ હરિ રંગે રંગાતાં, અજરામર થઈ જાવું-સા.૧૦

---

## પદ—૪.

ગુરૂજ્ઞાન ગમ જેને પડી ગઇછે, ત્હેની અનિષ્ટ દશા દુર થઇ છે-ગુરૂ ટેક.
સંસાર વાસના શ્વપ્ને ના આવે, સર્વે વિપત્તિ વિસરાઇ છે;
આનંદ આઠે જામ ઉજાગર, ઉરની ઉર્મિયો સમાઈ છે-ગુ, ૧
ત્રિલોક તણી સંપત્તિયો ત્હેને, મનથી તુચ્છ ગણાઈ છે;
બ્રહ્મભાવની ભિંત મજબુત, ભરપુર ભવમાં ચણાઈ છે-ગુ. ૨
લોહ કંચન ઉષ્ણ શિતમાંહી, સમાનતા સમજાઈ છે;
રાગ દ્વેષ મોહ વ્યામોહ ટળતાં, સમ શત્રુ મીત્રાઇ છે-ગુ. ૩
સંગ અસંગકે નહિ અન્યથા, સાચી ગુરૂની સગાઇ છે;
ભ્રમર કમળ સુગંધ ગ્રહે જયમ, તેમ ગુરૂચરણે ચિત્તલાઇ છે-ગુ, ૪
શબ્દ સરે મન જાય વિંધાઈ, ઘાયલની ગત થઇ છે;
દગ્ધ થયેલા વસ્ત્રની પેઠે, દેહ દશા થઇ રહી છે-ગુ. ૫

નિર્મળ નેણ વેણ વપુ નિર્મળ, સ્વભાવમાં નમ્રતાઇ છે;
પદ પદાર્થ વસ્તુઓ સઘળી, બ્રહ્મભાવ તેની મહી છે;–ગુ. ૬
સ્વસ્વરૂપ સ્વાનંદે સઘળી, શ્રૃષ્ટી આ ઉભરાઈ છે;
ગગનમંડળ ગૃહ ગહન ગતિનું, મંદમતિ વિસરાઇ છે–ગુ. ૭
મ્હારૂં ત્હારૂં નહિ અન્ય કલ્પના, અદ્વૈત સત્તા છવાઈ છે;
પ્રગટ સાચા શ્રી સદ્‌ગુરૂ ચરણે, સુરતા દ્રઢ બંધાઈ છે–ગુ. ૮
ઓત પ્રોત એક આણો તાણો, જાણે ત્હેને શું નવાઈ છે;
પ્રતાપ વિશ્વમાં પ્રગટ પુરૂષનો, પ્રભુનીએ પ્રભુતાઈ છે–ગુ. ૯
સમજુ સાચા સદ્‌ગુણી જનની, વિશ્વમાં સત્ય વધાઇ છે;
હરિપ્રસાદ ગુરૂ કૃપા પામે ત્હેને, સિદ્ધિયો સર્વે સધાઈ છે–ગુ. ૧૦

---

**એકતા કરવા વિશે. गरबी १. राग. तुतो न्यारो रहिंने खेले छे.**

કયારે તદ્‌વદ્‌ વૃત્તિ કરશો, સહુ એક તારથીરે, કયારે. ટેક.
દશ ઇંદ્રિનું દમન કરીને, મન શ્રીહરિવર ચર્ણ ધરીને,
વિઠ્ઠલ વર વરીને, બેસશો કયારથીરે. કયારે–૧
લિન્ન થશો કયારે લક્ષ્મિવરમાં, પરવારશો કયારે ત્હમે ઘરમાં;
કયાં સુધી રેહેશો દરમાં, આ દેદારથીરે. કયારે–૨
ખરી વસ્તુને ખોળી કાહાડી, સત્ય શાંતિને દયો સંપાડી;
વાત જવાદયો આડી, આ વ્યહવારથીરે. કયારે–૩
ફોગટ ફાંફાં મારી ફરશો, કયાં સુધી દોડા દોડ કરશો;
કયારે ઠેકાણે ઠરશો, જીવન હારથીરે. કયારે–૪
તનમનથી કરી ગુરૂની શેવા, કયારે સ્મરશો દેવાધિ દેવા;
લાભ લાખેણો લેવા, જુગાદાધારથીરે. કયારે–૫

હરિપ્રસાદ હરિ રૂદિયે ધારી, કયારે થશો દ્રઢ મનને મારી;
છે જીવવું જોખમકારી, માયાના મારથીરે. કયારે--૬

## ગરબી ૨.

જો જોશો અંતર ઝાંખી તો, પ્રભુ છે પાસમાંરે. જો જોશો. ટેક
અંતરદષ્ટિ કરીને જોવું, અંદરનું અંધારૂં ખોવું;
નહિ પડે પછીથી રોવું, ફરશો હુલ્લાસમાંરે. જો–૧
માયાવર્ણ તિમિરને ટાળી, ગુરૂજ્ઞાનથી જોવું ભાળી,
વ્હાલો વશે વન માળી, હૃદયા કાસમાંરે. જો. ૩
તન મનથી લગાવી તાળી, બેશો દ્રઢ મને આસન વાળી;
ઉપાધિ દયો ટાળી, રોહો ના ઉદાસમાંરે. જો–૩
વિષય વાસના મોહ તજીયો, સત્ય શિયળ શણગાર સજીલ્યો;
મહામંત્રને ભજી લ્યો, શ્વાસો શ્વાસમાંરે. જો–૪
સુદ્ધ અંતઃકરણ સુધ્ધ મતિથી, સુદ્ધ ગુરૂની જ્ઞાન ગતિથી;
કરો ઓળખ શ્રીપતિથી, શાંતિના વાસમાંરે. જો–૫
સંશય સંતસમાગમે ખોશો, મહાવાકયપદ પ્રીતે મ્હોશો;
હરિપ્રસાદ હરિ જોશો, તમે હરિદાસમાંરે. જો–૬

## ગરબી ૩.

હું તો શું સમજાવું સાચું સુખ, એ શ્યામનુંરે. હું તો–ટેક
સદ્ગુરૂએ સોધી આપ્યું, ભવનું બંધન મ્હારૂં કાપ્યું;
અચળ કરીને સ્થાપ્યું, છે રાજ્ય રામનુંરે. હું તો–૧
ચક્રવૃત્તિપદ ચારૂં દીધું, કોડે કારજ મ્હારૂં સીધું;
મ્હાને બદલી લીધું, નામ નિષ્કામનુંરે. હું તો ૨

મસ્ત બની ફરૂં મલકાતો, જ્યાંને ત્યાં હરિગુણ ગાતો;
વ્હાલાની ગમે વાતો, બીજુ ન કામનું રે. હું તો–૩
ભય નથી મ્હને ભવનો ભારી, ચડી ગઈ છે બ્રહ્મ ખુમારી;
મન હરિ લીધું મુરારિ, જોઇને આમનું રે. હું તો–૪
જગત સુખ જાણું ઝેર જેવું, શું છે તેથી લેવું દેવું;
ખરેખરૂં છે કેહેવું, નહિ કામ દામનું રે. હું તો–૫
હરિપ્રસાદ હરિગુરૂને શર્ણે, નિત્ય રહે સુદ્ધ અંતઃકર્ણે;
સુખ દીઠું સંત ચર્ણે, અક્ષર ધામનું રે. હું તો–૬

## ગરબી ૪.

મ્હારૂં તન મન હરિશું ઠરતું, સંત સમાગમેરે. મ્હારૂં–ટેક
તાપ ત્રિવિધિના બુઝાયે, શાંતિ કેરા વાયુ વાયે;
દિલમાં દીવો થાયે, માયા ના દમેરે. મ્હારૂં–૧
જ્ઞાનગંગની ચાલે ધારા, મળ ધોવાયે મનના મ્હારા;
સદ્બોધ પમાય સારા, મન ત્યાં ખરૂં ખમેરે. મ્હારૂ–૨
કામક્રોધ લોભ મોહમદ નાશે, આવે નહિ ત્યાં આવર્ણ પાસે;
મુજ ઉર અતિ ઉલ્લાશે, રાધારમણ રમેરે. મ્હારૂં–૩
બ્રહ્મરશ રહે અંગે વ્યાપી, બની જઉ બે ભાન તથાપી,
આનંદ દે હરિ આપી, જીવ બીજે ના ભમેરે. મ્હારૂં–૪
ટળી જાય ત્યાં સકળ ઉપાધિ, વ્હાલાને રહુ વ્હાલે આરાધિ,
શાંતિથી થાય સમાધિ, ઉતરે ના કયમેરે. મ્હારૂં–૫
ધૂન્ય આદરૂં અતિ ઉમંગમાં, પ્રેમરશ રેલાય રગરગમાં,
હરિપ્રસાદ હરિ પગમાં મુજ મુસ્તક નમેરે. મ્હારૂં–૬

## क़वाली १.

**राग. म्हेमान थया त्हमे म्हारा स्विकारशो म्हेमानी.**

ત્હમે હરિભજનમાં હેતે, ભલે આવો કે ના આવો. ત્હમે.
અમે ગુણ ગોવિંદના ગાઇશું, ચિત્ત નિત્ય ગુરૂપદે ચહીશું;
કોડે કોડે કૃતાર્થ થઇશું, દિલ ચ્હાય તો કર સ્હાવો. ભલે-૧
સત સંગ ગુરૂની શેવા, સ્તવિયે દેવાધિ દેવા;
સત્ય લાભ લાખેણો લેવા, અમે કરીયે હકકથી દાવો ભલે.-૨
મનુષ્ય દેહ મોંઘો જાણી, અમે ભજીયે શારંગ પાણી;
ના થાય જીવ્યું ધૂળ ધાણી, હરિવરને હેતે વધાવો. ભલે-૩
હરિપ્રસાદ હરિગુરૂ સંગે, નિત્ય નિત્ય રહીશું ઉમંગે;
ઝુઝીશું ભકિતના જંગે, ના કરવો પડે પસ્તાવો. ભલે-૪

---

**पद १. राग. पुन्य मारगमां कोडीना पालवरे.**

અંગગાડી અલૌકિક આ બનીરે, અણઘડ એનો દેખાવ;
ગાડી ચલાવી નિજાનંદ દેશમાંરે. ટેક.
ગાડી ઘડનારો કારિગર એકછેરે, અનુભવિ ઓળખિ લે લ્હાવ. ગા—૧
નવસેંનાડી તે નદિયો નિર ભરીરે, ત્હેમાં ત્રણ મ્હોટી ગણાય.
ઇંગળા પિંગળા સુષ્મણા ઉપરેરે, પૂલ પ્રેમનો ત્યાંતો બંધાય. ગા—૨
સાન સડકો હંશે બાંધી આંકીનેરે, નૂરત સુરત વિધુતના તાર; ગા.
સલેપાટ સોહામણા શ્વાસનારે, સરહદ શૂન્ય શિખર મોઝાર. ગા—૩
સ્ટેશન રચ્યાં છે ખટ ચક્રનાંરે, મહિ ટેલિફોર્મના વિશ્રામ; ગા.
નવ દરવાજે ઉભા નિશાનિયારે, નિશાન ધરી બતાવે ધામ. ગા—૪
બાવન બહાર પરાપાર બંગલોરે, મહી સત્ય સાહેબનો મુકામ; ગા.
પોટર કર્મઇંદ્રિ લેટર આપતીરે, જ્ઞાન ઇંદ્રિ સિપાઇનું કરે કામ; ગા—૫

શ્વેત રક્ત સિંગલ પૂન્ય પાપનારે, ગાડી ચાલેને અટકી જાય; ગા.
અદલ ઘંટ વાગે એક જાહ્યરેરે, ઉભી રહે ત્યાં ઉતરે બેસાય. ગા—૬
ચોકી કરે નાયક બની ચિત્તડુંરે, ગાડી ધૂધવાટા કરતી જાય. ગા.
મન ડ્રાવર ગાડી તે ચલાવતોરે, કળ ડાબે કળાવંત ત્યાંય; ગા.—૭
રૂણાનું બંધ ડબ્બે ડબ્બા જોડીયારે, બુદ્ધિ ગાર્ડ લે છે તપાસ. ગા.
પળે પળે વાગે પીશવા પ્રેમનારે, ઉડે નેક નેજા આકાસ. ગા—૮
સાચા શબ્દરૂપિ ઘંટ વાગતોરે, તત્ત્વજ્ઞાનની ટીકીટો થાય; ગા.
સદ્‌ગુરૂ ટીકીટકાર પેખ્યિયારે, ગાફલ નર ગોથાં ત્યાં ખાય. ગા—૯
અવરસવર સાંધે ઈન્જીન બન્યું રે, પવન પાણી અગ્નિનો પ્રવેશ; ગા.
પુરાય કોલસા ખોરાકના ખંતથીરે, ચૈતન્ય ચાંપથી ચાલે તે બેશ. ગા-૧૦
ડબ્બે ડબ્બે દીવા વિધુતનારે, જળહળ શકિતનો પ્રકાશ; ગા.
જીવ શિવ વ્યેહેપારી એ ગાડીમાંરે, જાય વ્હેપાર કરવાને ખાસ. ગા-૧૧
ચાર જાતના ડબ્બા ચાર વર્ગનારે, થર્ડ, સેકન, ઈંટર, ફર્સ્ટ મુકત; ગા.
ચાર વર્ણના જીવ તેમાં બેસતારે, પામર, વિષયી, મુમુક્ષુ, મુકત. ગા-૧૨
ચાર ખાણમાં મનુષ્યદેહ શ્રેષ્ટછેરે. ફર્સ્ટ કલાસનો અધિકાર; ગા.
માયા બ્રહ્મના જુદા જુદા દેશમાંરે, જુદા જુદા વ્હેપાર રોજગાર. ગા-૧૩
જીવ માયાના દેશમાં ઉતર્યોરે, કીધો શિવે બ્રહ્મ દેશમાં મુકામ; ગા.
જીવ પામ્યો પ્રવૃનિ પત્નિનેરે, દુઃખ પામ્યો ને હાર્યો બહુ હામ. ગા-૧૪
શિવે સતસંગ માલ જઈ વ્હોરિયોરે, પામ્યો નિવૃત્તિનારી વિલાસ; ગા.
સતિસંગે તે સત્યલોકચાલિયોરે, પોહોચ્યો અવિચળ ધામની પાસ. ગા-૧૫
ષટ્‌ચક્ર ભેદિ સપ્ત ભૂમિકારે, જ્યાંહાં છે શબ્દાતિત સુખકંદ; ગા.
ભવ્ય ભૂમિકા ભારી ભય ભાગીયોરે, પૂર્ણ પ્રગટીયો બ્રહ્માનંદ. ગા-૧૬

અનુભવે ઉઘડી એમ આંખડીરે, સદ્‌ગુરૂના શેવતાં પાય; ગા.
સાચા સદ્‌ગુરૂ મળ્યા હોય જેહનેરે, અનુભવ આગાડી ઓળખાય. ગા-૧૭
ચિત્તચાંપી ચાલે તે નિજ દેશમાંરે, આવાગમન ભય ભાંગી જાય; ગા.
હરિપ્રસાદ ગુરૂગમથી જડેરે, સત્ય શાંતિમાં વિશ્રાંતિ થાય. ગા-૧૮

---

**त्रोटकनी चाल १. सखी श्वप्न मही मनमोहन में. निरख्य'.**

જીવ જાણ આ જગજલધિ ભરિયો, મોહ જાળ નાંખી કાળ પારધિયે;
પંચબાણ સજી મૃગ જીવ વિંધે, વાસના વશ થઈ દુઃખી થાય-અરે.
વિષ વિષયતણા બહુ સ્વાદ ધરી, દિનદિનલિન્ન થૈ દોષ દૃષ્ટિ કરી;
ભવ ફેરામાં આવ્યો તું ફરીફરી, જેવી વાસના તેવો જન્મ થાય-અરે.
વારંવાર ઉપાધિયો વળગી, હરનિશ હૈયે સગડી સળગી;
નિંચ ઉંચયોની ધરતો ફરતો, પણ જંપે નહિ જદુરાય-અરે.
ઉદ્‌ભિજ સ્વેદ જરાયુજ અરે, અંડજ ભૂમંડળ આયુષ્ય ધરે;
નવ ઠામ ઠરી બેસાય અરે, ગાન ગોવિંદનું ના ગવાય-અરે.
ભવ ભટકયો અલ્યા શઠસમજ્યો નહિ, આવર્ણ અજ્ઞાનથી વ્યાપ્યું સહી;
થયા કોટ કર્મના ને ગતિ ગઈ, પણ પાછો ના પગ ભરાય-અરે.
મળ્યો મનુષ્ય દેહ મહામોંઘો મણી, ત્હેની કિંમત જરીયે નવ ગણી;
જરી જોયું ના ભવતારણ ભણી, કદી ચિત્તમાં ચટકી નવ થાય-અરે.
સતસંગમાં ચિત્ત જરા ના ઠર્યું, ગુરૂ જ્ઞાન ના ઘટમાં ઘટતું ધર્યું;
હરિપ્રસાદ કહે સત્ય કાંય ના કર્યું. અલ્યા ખાડમાં જૈ શિદન્હાય-અરે.

---

**पद १. राग. उतारो आरति श्रीकृष्ण घेर आव्या.**

લાખેણો લ્હાવ, ભાઈ, લીધો લેવાય છે,

સાચો સરપાવ ભાઇ, લીધો લેવાય છે,
હરિ નામની શમશેર ઝાલી, રહિયે તો રેહેવાય છે—લા. ટેક.
સુરવિર રણમાં ઝુજેજેવો, મહારથી મસ્તથઈ ભડાલો કેવો ?
હરિભજનનો માર્ગ તેવો, સહિયે તો સ્હેવાય છે—લા. ૧
મહાસાગરમાં મોતીલેવા, મરજીવા પડેછે કેવા,
કૃષ્ણ કૃષ્ણ મુખે કેહેવા, કહીયે તો કેહેવાય છે—લા. ૨
જગતજાળ જાણીને જુઠી, સમજી લેઇયે બાંધી મુઠી,
સંસાર સ્નેહ પાસથી ઉઠી, જઇયે તો જવાય છે—લા. ૩
તજીદૈયે આળશ અંગથી, રેળાઇયે રશિયાનારંગની
સાચાભાવે સત્સંગ ગંગથી, ન્હાઇયે તો ન્હવાય છે—લા. ૪
દિલે ધરી દેવાધિ દેવા, પૂર્ણ પ્રેમથી કરીયે શેવા,
શાંતિ સુખના મીઠા મેવા, ચહીયે તો ચ્હાવાય છે—લા. ૫
માન મર્યાદા તજીદે મમતા, હરિપ્રસાદ હરિસંગે રમતાં,
ગુરૂ શબ્દ પરિબ્રહ્મ નિરખતાં, થઇયે તેવા થવાય છે- લા ૬

---

## પદ ૨

પ્રેમે હરિનોરસ, પીને પીવડાવજો, જ્ઞાનમાંથે રશબશ પીને પીવડાવજો
લાડે કોડે થવા કૃતાર્થ, લઇ હરિનામ લેવડાવજો--પ્રેમે. ટેક.
ભયગણી ભગવંતનો માથે, સુકૃત સત્ય કરીલ્યો હાથે;
સ્નેહ કરી શામળિયા સાથે, ફાવીને ફવડાવજો--પ્રેમે. ૧
સદ્દગુરૂ શબ્દમાં ધરીનેપ્રીતિ, વિવેક વિચારને રિતિનીતિ'
જ્ઞાન વૈરાગ્યે વિષયો જીતિ, શિખીને શિખડાવજો--પ્રેમે. ૨

જગત જાળને દેઈ વિસારી, આત્મ અનુભવ ઉરમાં ધારી,
શોક સંકટ કષ્ટ પડતાં ભારી, સહીને તે સ્હેવડાવજો--પ્રેમે. ૩
જડ ચૈતન્યમાં વાસો જાણી, પરસ્પર પ્રિતિ પ્રમાણી;
નિજ સમ સર્વે જાણી પ્રાણી, જીવિને જીવડાવજો--પ્રેમે. ૪
રાધારમણ ગૌલોકના વાશી, અખંડાનંદ એ અવિનાશી;
નામ ત્હેમનું સ્વયં પ્રકાશી, લઇને ત્હમે લેવડાવજો-- પ્રેમે. ૫
હરિભજનમાં આડે આવતાં, વિઘ્ન નાંખીને જે હરખાતાં,
સત્ય માર્ગમાં સ્હામાં થાતાં, બ્હિને ત્હેમને બ્હિવડાવજો--પ્રેમે. ૬
દિન પ્રાણીપર દયા દાખી, નિર્મળવૃત્તિ રેહેજો રાખી,
ગુરૂજ્ઞાન રશ લેજો ચાખી, ભૂખ્યાને ખવડાવજો--પ્રેમે. ૭
સંતસાધું સદ્ગુરૂની શેવા, નિશદીન કરજો લ્હાવો લેવા;
શાંતિ શુખના સ્વાદિષ્ટ મેવા, ચાખીને ચખડાવજો--પ્રેમે. ૮
નિર્માન નિર્મોહ નિરાભિમાની, સુખદુ:ખસ્હેવું થઇનેજ્ઞાની;
થઈ નથી માયા કોઇની થવાની, દેખીને દેખડાવજો--પ્રેમે. ૯
હરિપ્રસાદ બળવંતી માયા, માયાને વશ ગાંડા ડાહ્યા:
સમજ્યા તે તો મહા સુખપાયા, અનુભવ કરી કેહેવડાવજો-પ્રેમે. ૧૦

---

## गरबी १. राग. जाने गोवालणी जुठी—

બાંધજો ગાંઠ ઠીક તાણી, છુટે નહિ, બાંધજો ગાંઠ ઠીક તાણી,
અનુભવની છે આ વાણી, હરિજનો. બાંધજો ગાંઠ ઠીક તાણી—ટેક.
હરિ હીરાની દુકાને આવી, લેજો લેવા જેવું નાણી-હરિ. ૧
આહક જાણીને ગાંસડી છોડી, ગુરૂજીની પાસેથી આણી-હરિ. ૨
વ્યેહેપાર કીધો છે વિશ્વંભર કાજે, વર વરણાગિયો જાણી-હરિ. ૩

સત્ય કહું છું સમજીને લેજો, થાય ના પત્થરપર પાણી-હરિ. ૪
દયા ધર્મ ધરી દિલમાં દિનતા, પર્મપદ લેજો પિછાણી-હરિ. ૫
જ્ઞાન ભક્તિ રહે ઘટમાં ગાજી, સર્વેમાં ઐકયતા સમાણી-હરિ. ૬
સર્વ વ્યાપક સર્વેશ્વર કાહાવે, સરજ્યા જીવજંતુ પ્રાણી-હરિ. ૭
મ્હારૂં ત્હારૂં મુકી મનની મમતા, પર્સી લ્યો પુરૂષપુરાણી-હરિ. ૮
શિલ સંતોષ સમાગમ સંતનો નિત્ય નિત્ય કરી થાવ જ્ઞાની-હરિ. ૯
ચોરી ચાડી તજી નિંદાઓ પરની, જાળવજો માયાની ઘાણી-હરિ. ૧૦
કેહેવાનું છેલ્લું કરગરી એટલું. જીવ્યું ના થાય ધૂળધાણી-હરિ. ૧૧
હરિપ્રસાદ હરિ શાંતિની સાથે, રહેજો સદા સુખ માણી-હરિ. ૧૨

---

## ધનાશ્રી ૧.

ના કરશો અભિમાન, જન કોઇ, ના કરશો અભિમાન—ટેક.
અભિમાન કાળો નાગ કાયાને, અતિ કરશે હેરાન-જન, ૧
વિષય વિષ વપુએ ચડતાં, ભુલશો સ્વરૂપનું ભાન-જન. ૨
વાડી વજીફાને લાડી ગાડી, એ સહુ શ્વપ્ન સમાન-જન. ૩
લંકેશરી રાવણ રોળાયો, અભિમાને નાદાન-જન. ૪
દિનતાથી દિનબંધુ રિઝે, મહિમાં મળે બહુ માન-જન. ૫
હરિપ્રસાદ હુંપદને તજતાં, ભલુ કરશે ભગવાન-જન. ૬

---

## ધનાશ્રી ૨.

તૃષ્ણા કરજો ત્યાગ, જનસહુ, તૃષ્ણા કરજો ત્યાગ—ટેક
તૃષ્ણા ઝેરી સાપણી જાણો, લાગે અંગમાં આગ-જન. ૧
પ્રભુ કૃપાએ મળેલો સઘળો, બગાડી નાંખે તે બાગ-જન. ૨

તન તપાવે મન ભમાવે, બહુ બહુ જમાવે રાગ-જન. ૩
ભંગ પડાવે ભજન પ્રભુનું, લગાડે દિલમાં ડાઘ-જન. ૪
નવ ઠરવા દે ઠામ જરીએ, લાલચું થઇ શોધે લાગ-જન. ૫
હરિપ્રસાદ તૃષ્ણાને તજતાં, ઉઘડશે મહા ભાગ્ય-જન. ૬

---

## ધનાશ્રી ૩.

આશાને કરો દુર, જનસઉ, આશાને કરો દુર—ટેક.
આશાયે જન અથડાઇ મરતાં, પાપણી એ મહા ક્રૂર-જન. ૧
અદકી અદકી એની વેલો વધતી, ચિત્તડું કરે ચકચુર-જન. ૨
આજ આ કરિયું કાલે આ કરવું, લાવે એ ઉભરાઉર-જન. ૩
આશાના પાસે જન ત્રિલોકે, સપડાયા છે ઘણા સુર-જન. ૪
ડાહ્યા પણ ઘણા ધૂળે નાહ્યા, ભડકુટાયા ભરપુર-જન. ૫
હરિપ્રસાદ આશારહિત જીવો, સુખે સુવે છે જરૂર-જન. ૬

---

## ધનાશ્રી ૪.

મોહ મત્સરને મદ, ત્યાગો સર્વે, મોહ મત્સરને મદ—ટેક.
વપુમાં વિકાર વધારે ઝાઝો, સુખ સૌ થાયે રદ-ત્યાગો. ૧
સુદ્ધ બુદ્ધને ભાન ભુલાવે, ખોટી કરાવે ખદબદ-ત્યાગો. ૨
અસુર સુર મનુષ્યમાં પેસે તો, ભૃષ્ટ કરે ત્હેનું પદ-ત્યાગો. ૩
ભુધર ભજતાં ભુલ પડાવે, સમજ પડે ના સદ્-ત્યાગો. ૪
નિર્મળ મને દયો તજી તે સર્વે, ભાખો ભાવે ભગવદ્-ત્યાગો. ૫
હરિપ્રસાદ સ્વરૂપને જોવા, વૃત્તિયો કરોને વહ્વદ્-ત્યાગો. ૬

---

## — પ્રસ્તાવિક —

**પારણું, गरबी १, राग. ओधवनन्दनो छोरो ते नमेरो थयो.**

ઝુલો ઝુલોને જસોદા જીવણ પારણેજો;
સોના સાંકળે બંધાવું, પારણું બારણેજો-ઝુલો. ટેક.
હિરા રત્નથી જડિત્ર વિચિત્ર વેલ છેજો;
મણિ માણેકની ઝુલ અલબેલ છે જો-ઝુલો. ૧
હિર દોરીયે હિંચાવું હરિ સુખથીજો;
ન્હાલ થઈ છું નિરખી તમ મુખથીજો-ઝુલો. ૨
વૃંદ વનિતાનાં આવી ઉભાં અવાસમાંજો;
મીઠાં ગોરસ ધર્યાં છે તમ પાસમાંજો-ઝુલો. ૩
મુખચંદ્ર સમ મૂરત તમ માધુરીજો;
પય પકવાન આરોગો મેંદાપુરીજો-ઝુલો. ૪
રમવા જેવાં મુકયાં રમકડાં રૂડાં લાવીનેજો;
રમો રાધારમણ લાલ લક્ષ લગાવીનેજો-ઝુલો. ૫
સુંદિર સ્વરૂપ સોળ કળા હરિ સોહામણાજો;
જાયા જશોદાના જીવણ જીવ અમ તણાજો-ઝુલો. ૬
બાળસ્વરૂપ પણ ત્હમારાં મોટેરાં કામછેજો;
કામણગાળી કીકિયે વશ વિશ્વ આ તમામછેજો-ઝુલો. ૭
વશી કરણ વેણુ નેણુ નાથ નચાવતાજો;
ભોળી ભામિનિયોને મન ત્હમે ભાવતાજો-ઝુલો. ૮
ઇંદ્રિ ચંદ્ર મહેશ શેષ સ્તવન નિત્ય કરેજો;
મહદ ભાગ્યે પૂર્ણ બ્રહ્મ મ્હારે ઘેર ફરેજો-ઝુલો. ૯

નિરખી હરખી મ્હારૂં હૈયું હાસ્ય પામતુંજો;
જોતાં ફરી ફરી મ્હારે રૂદે રૂપ વિરામતુંજો-ઝુલો. ૧૦
મદહારી મધુસૂદન દેવ મોરાર છોજો;
હરિપ્રસાદ હરિ પ્યારા પ્રાણાધારછોજો-ઝુલો. ૧૧

---

## वसंत १. राग. चाल चाल चेना नहिरे बने.

ખેલ ખેલ વસંત હો સખી, રૂડો લ્હાવ હૈયામાં લે લખી-ખેલ.ટેક.
પંચ પલ્લવ ખિલ્યાં પાનરે, મોર ફળફૂલ આવ્યાં નિદાનરે;
રસમય બની કર રસ ધ્યાનરે, ટેક રાખી તત્ત્વમાં રેહે ટકી-ખેલ. ૧
વહાલ કરી લે વ્હાલો વધાવીરે, રહે આનંદે ઉર ઉભરાવીરે;
વસંતરાજ રૂદે લે ખેલાવીરે, હાવે થઇશ ના જરી હેયા રખી-ખેલ. ૨
ગ્રહિ જ્ઞાન લે અબિલ ગુલાલરે, છાંટય છાંટણાં સંગે રસાળરે;
રૂડા રિઝવ રાધારમણલાલરે, ઉરમાં લે અલબેલો ઓળખી-ખેલ ૩
શણગાર લે સત્યના સજી, ભવ ભુલ ભુલવણી દે તજી;
હરિપ્રસાદની સાને જા સમજી, છાંડય કપટ જો હરિવર હરખી-ખેલ. ૪

---

## वसंत—२.

શાગી થઇ શું સંસારમાં રમે, ઘેલી થાય તે ગોવિંદને ગમે-શા. ટેક.
દાવ આવ્યો ને દોટ કયાં કાહાડતી ? કેમ આંખ્ય નથી ઉઘાડતી ?
નથી દિલ ખોલીને દેખાડતી, ભલા ભગવંત તજી કયાં ભમે ?-શા. ૧
રૂડો આવ્યો જો વસંત માસરે, ખીલિ વૃક્ષ લતાયો ચોપાસરે;
હાવે તું કયમ રહું છું ઉદાસરે, જુવી ઉર્મિયો કેમ ના સમે-શા. ૨

આવ્ય ખેલીયે ખૂંખારી ખેલડા, આવી સ્હામા ઉભા જો અલબેલડા;
રાજી થઇ કરીયે રંગ રેલડા, પૂર્ણ સુખ પામીયે આ સમે-શા. ૩
સુખ સમૃદ્ધિને ભોગ ભુવર તણા, શ્યામ સુંદિર જોને સોહામણા;
હરિપ્રસાદ હરિવર આપણા, કયમ મન જોવા ના ત્હારૂં ટમટમે–શા. ૪

---

### વસંત—૩.

રૂદે રંગ રશિલાથી રેલતી, મ્હારા ઘટમાં ગુરૂજ્ઞાને ખેલતી–રૂદે. ટેક.
મન મન્દિરીયે મોહન આવિયા, સંગ સખી મળીને વધાવીયા,
ઉર પદ્માસને પધરાવીયા, બેઠી ઘેરી ગોવિંદ ચોફેરથી–રૂદે. ૧
શ્વેત વસ્ત્રની શોભા શી કહું, અલબેલડું રૂપ રૂદે લહું;
ચાર ચર્ણ મુજ ચિત્તમાં ચહુ, ખરો આનંદ ઉર ઉફેલતી–રૂદે. ૨
રમતાં રશિયાથી ભુલી ભાનરે, નવ રહી જરી શુદ્ધ સાનરે;
ગુણવંતે કરી ગુલ્તાનરે, છુટી ગઇ આ જગત જેલથી–રૂદે. ૩
તાપ તનના સ્હેજે મ્હારા ટળ્યા, સાચા મનોરથ મન તણા ફળ્યા;
હરિપ્રસાદ ગુરૂ ગુણીયેલ મળ્યા, આજ વિંટાણી અમૃતવેલડી–રૂદે. ૪

---

### વસંત—૪.

છોડય છોડય મમતા મન તું, કરી લે શ્રીહરિનું સ્તવંન તું;–છોડય. ટેક.
જુઠી માયા ખોટી આ કાયારે, જાણી લેને વાદળ કેરી છાયારે;
ડરી ડમલાં ભરી લેને ડાહ્યારે, રાખ્ય રૂદે રામ રતન તું-છોડય. ૧
મ્હારૂં ત્હારૂં મુકય માથાફોડરે, જીવ જીવણથી સત્ય જોડરે;
તજી દેને આ દોડાદોડરે, ચિત સ્થિર કરી કર ચિંતન તું-છોડય. ૨

આવી અવધ હાવે જા વિરમી, તૃપ્ત થઇ જા તત્ત્વમાં શમી;
રૂડો રંગ રશિયાથી રેહે રમી, ભાવે કરને સાચું ભજન તું-છોડય. ૩
નથી દૃષ્ટિની આ શ્રૃષ્ટી ખરી, રહ્યું માયા મોહે સઉ આવરી;
નિશ્ચે કરી જો ગુરૂજ્ઞાને જરી, હરિપ્રસાદનું માન્ય વચન તું-છોડય. ૪

---

## वसंत १. राग. नंदकुंवर केडे पडयो केम भरीये.

વસંત વધાવા કારણે, સખી ચાલો, સખી ચાલોરે સખી ચાલો—
લેઇ લ્યો અબિલ ગુલાલ, વસંત વધાવા કારણે સખી ચાલો—ટેક.
પંચ પલ્લવ આંબામોરને, લેઇ સાથે, (૨) નિરખીયે નંદલાલ—૧
પુરીયે સ્નેહથી સાથિયા, કુંભ મુકી, (૨) શ્રીફળ ફોફળ પાન;
પુજીયે પ્રીતથી પાતળા, પ્રીતમને, (૨) મુકી મનથી માન—૨
વસંતરૂતુ રળિયામણી, ફુલી ફુલે, (૨) ફુલ્યાં કુસુમનાં ફુલ;
હૃદય ફુલે એમ આપણાં, જોઈ વાલો, (૨) આવ્યો અવસર અમૂલ્ય—૩
ભૂલાય ભાન ભવતણાં, વિસુદ્ધ રંગે (૨) કેશર બિના જોઈ કહાન;
હરિપ્રસાદ હરિ સંગમાં, રંગ રમિયે, (૨) કરી કેશરીયાં વાન—૪

---

## वसंत—२.

વસંતરૂતુ રળિયામણી, આજે આવી, આજે આવીરે, આજે આવી;
ખિલ્યાં વૃક્ષ ફુલ વેલ, વસંતરૂતુ રળિઆમણી આજે આવી-ટેક.
ખિલ્યું અંગ સખી માહારૂં, શ્યામ સંગે (૨) રેલું રંગની રેલ—૧
જ્ઞાન વૈરાગ્યરૂપી ડાળિયો, દિવ્ય દિપે (૨) મોર, ભાવનો જરૂર;
લિલાંકુંજ પ્રીતિ પાંનડાં, રહ્યાં હેકી (૨) સત્ય વિવેક અંકુર—૨

ફુલ્યાં છે પ્રેમનાં ફુલડાં, ફળ લાગ્યાં (૨) સતસંગ વાડી માંય;
મધુરાં મીઠડાં સ્વાદમાં, ભક્તિ કેરાં (૨) જોઈ હૈયું હરખાય—૩
ગુરૂ વચનાંમૃત બિજને, રૂદે વાવ્યાં (૨) ઉગ્યાં પ્રત્યક્ષ આજ;
હરિપ્રસાદ રૂપ ઓળખ્યું, આત્મભાવે (૨) વારી વસંત રાજ—૪

## વસંત—૩.

લટકાળો લટકે આવતો, સખી જોને, સખી જોનેરે સખી જોને;
કરે લટકાં બહુ લાલ, લટકાળો લટકે આવતો સખી જોને—ટેક.
છેલ છબિલો શોભતો, બિનેવાને (૨) નેણ વેણ રસાળ-લ. ૧
પગ સુધી પેચ મંડિલનો, મોહનને (૨) ચાલે ચટકતી ચાલ;
મધુરી મુખપર મોરલી, રહી વાગી (૨) સંગ શોભે ગોવાળ-લ. ૨
પ્રીતે ભરી પાચકારીયો, રંગ છાંટે, (૨) રંગે રંગતો ચીર;
કહ્યું માને ના કોડીલો, કેમ કરીયે (૨) ધરીયે કેમ કરી ધીર-લ. ૩
લાજ મુકી ગોવાળિયે, ઘેર્યાં બ્હેની, (૨) નફ્ટને નહિ લાજ;
હરિપ્રસાદ હરિવર થકી, ગયાં હારી (૨) હૈયે આવે બહુદાઝ-લ. ૪

## વસંત—૪.

હદ થઇ હરિવર માહરા, આ શું કીધું, આ શું કીધુંરે આ શું કીધું;
લાજ મુકાને લાલ, હદ થઇ હરિવર માહરા આ શું કીધું—ટેક.
અટક ચાળા આવડાં, નવ કરીયે (૨) હાવાં અડપલાં દયાળ-હદ.
નિર્લજ ત્હમે ગોવાળિયા વનવાસી, (૨) રાખો જરી સંભાળ;
ખાંતિલા ખેલશો આમતો, ત્હમે ખાશો (૨) મ્હારા મુખડાની ગાળ-હદ. ૨

અમો અબળા અલબેલડા, મ્હોટા ઘરની (૨) આબરૂમાં રેહેનાર;
છાકે છકી ત્હમે છેલડા, ગયા વંઠી (૨) બોયો વ્રજમાં ભાર–હદ. ૩
વ્રજના જન ફીટકારતા, ત્હમને દહાડી (૨) તોય રહ્યા નઠોર;
હરિપ્રસાદ હરિ હાવેથી, દેઈશું છોડી, (૨) સંગ નંદકીશોર–હદ. ૪

## वसंत—५.

દુર રહો દીનાનાથજી, નવઝાલો, નવઝાલોરે નવઝાલો,
મ્હારો હૈયાનો હાર દુર રહો દિનાનાથજી, નવઝાલો–ટેક.
ફુટશે મટુકી માહ્યરી, મારા વાહ્લા(૨) મહી ઢોળાસે સાર–દુર. ૧
કાલા થઈને કાંહાનજી, કયાં નાંખો (૨) મ્હારા ઉપર હાથ;
સિધા રહ્યોનહિતો શાંમળા, ગાળખાશો (૧) નહિ સાંખીએ નાથ–દુર. ૨
નટવર આવડા નાચતા, શું દીઠું (૨) મારો નેણનાં બાણ;
ઘાયલ કરી ગોવાલણી, ગુણવંતા (૨) લેવા ધારોશું પ્રાણ–દુર. ૩
ગીરધારી ગુલાલ નાંખીને, શીદકીધી (૨) મ્હારી આંખડીલાલ;
હરિપ્રસાદ હરિ ઘેર જઈ, શું કહીશું (૨) નફ્ટ નંદના લાલ–દુર. ૪

## वसंत—१.

ખેલે વસંત વિહારીરે, લાજ મુકી વિસારી;
સંગત અંગત રંગત પ્યારી, ઘેલો થયો ગિરધારીરે–લાજ. ૧
તાનકરી ભરી મારી પીચકારી, રંગી રંગે સાડી મ્હારીરે–લાજ. ૨
ખોબલે ગુલાલ ખાંતિલે નાંખ્યું, વહાલશું વાલીડે દાબ્યુંરે–લાજ. ૩
હરિપ્રસાદ હરિએ હદવાળી, પૂઠળથી આવી ઝાલીરે–લાજ. ૪

૨.

છેતર્યાં નંદને છૈયેરે, વાત કોને જઇ કહીયે;
કાલાબોલે કપટનો ખેલ કીધો, સ્નેહકરી દગો દીધોરે—વાત. ૧
વાતોમાં વાહીને ચિત્તડાં ચોર્યાં, કોડીલે કાળજાં કોર્યાંરે—વાત. ૨
ભોળાંને ભોળવીને વશ કીધાં, મીઠડે મન હરિ લીધાંરે—વાત. ૩
હરિપ્રસાદ હરિ હેતનો ભરિયો, દેખુ ડહાપણનો દરિયોરે—વાત. ૪

૩.

વહાલો વસંત વિહારીરે, ગાજી રહ્યો ગીરધારી.
ગર્જની પેઠે ગાજતો આવે, હશી હશીને બોલાવેરે—ગાજી. ૧
અબિલ ગુલાલની ઝોળીવાળી. કરમાં છડી છેલે ઝાલીરે—ગાજી. ૨
જાદુવાળો જબરો એ ઠગારો, ધીંગલમલ એ ધુતારોરે—ગાજી. ૩
હરિપ્રસાદ હરિથઇને હરાયો, લાજલેવા અહિં આવ્યોરે—ગાજી. ૪

૪.

સ્હામેથી આવે શામળીયોરે, ચેતી ચટપટ ચાલો;
અબિલ ગુલાલની ધુમ મચાવો, રશિયાને ખૂબ રીઝાવોરે—ચેતી. ૧
મધુરી મોરલી મુખ બજાવે, જુઓને જીવણ આવેરે—ચેતી. ૨
કામણ કરતો કામણ ગાળો, રસ ભર્યો રૂપે રૂપાળોરે—ચેતી. ૩
હરિપ્રસાદ હરિવર લ્યો ઘેરી, લટકાળો લાલ એ લ્હેરીરે—ચેતી. ૪

૫.

અબિલ ગુલાલ ઉરાડોરે, ધન્ય આજનો દહાડો;
મન્દિરીયે હેલી હરિવર આવ્યા, મનગમતા મ્હને ભાવ્યારે—ધન્ય. ૧

બુદ્ધિનો બાજઠ ઢાળી બેસાડો, અંતરના ઉભરા દેખાડોરે–ધન્ય. ૨
જ્ઞાન ગલેચાને ગુણની ગાદી, પૂજીને લેઇયે પ્રસાદીરે–ધન્ય. ૩
ચર્ણ પખાળી ચર્ણામૃત લઇયે, વ્હાલાને વારી જઇયેરે–ધન્ય. ૪
ચિત્તનાંચંદન અક્ષત કુંકુંવાળા, પ્રેમપુષ્પની ધરીયે માળારે–ધન્ય. ૫
આરતની આજ આરતિ કરીયે, પ્રેમે પ્રદક્ષિણા ફરીયેરે–ધન્ય. ૬
લળી વળી લાગીયે પ્રભુને પાય, જન્મ મર્ણ દુઃખ જાયરે–ધન્ય. ૭
હરિપ્રસાદ હરિની કરી શેવા, શાંતિના લઇયે મેવારે–ધન્ય. ૮

---

## होळी १. श्यामळामतडारो पीचकारी.

આજ હરિ હોળી રમાડું, રમાડુંરે આજ હરિ હોળી રમાડું;
હોળી રમાડું હરિવર હેતે, હર્ષ હૈયે પામાડું;
અબિલ ગુલાલ રંગેરેલી રશિયા, તનકું કરું મુજ ટાઢ કું,
ઉરનો ઉભરો દેખાડું, રમાડુંરે–આજ. ૧
જાવા દેઉં ક્યાં હાવે જીવણજી, અબિલ ગુલાલ ઉંરાડું;
જોર કરીજો નાશી જાવનો કર પકડી નીચે પાડું;
કાયર કરી અહિંથી દ્રોડાડું, રમાડુંરે–આજ. ૨
સબળ સાથ સખીયોને મ્હારે, તહમારે ગોપબળ થાડું;
બરોબરી છે બંન્નેની ટોળી, હારજીત દેખાડું;
હાવે નવ બોલશો આડું, રમાડુંરે–આજ. ૩
હરિપ્રસાદ હરિ ફુલને હિંદોળે, જીતોતો તહમને બેસાડું;
હારો તો મુજને હરિવર હેતે, ભાવતું દેજો ભાડું;
હોય નહિ તેમાં સપાડું રમાડુંરે–આજ. ૪

---

## હોળી ૨.

આવો અલબેલા કાંઇ આલું, કાંઈ આલુંરે—આવો. ટેક.
આવો અલબેલા આંગણે મ્હારે, તમથી નથી કાંઈ વહાલું;
તનમન ધન સૌ અર્પણ કર્યાં છે, પ્રીતે હું પાય પખાળું;
બેસવા બાજઠ ઢાળું, કાંઈ આલુંરે—આવો. ૧
મોહન મ્હારે મંદિર પધારો, કૃપા કરોને કૃપાળુ;
કયારની વહાલા હું વાટડી જોઉં છું, વાંકી વળી વળી ભાળું;
નયણે કયારે તમને નિહાળું, કાંઇ આલુંરે—આવો. ૨
હરાયા થયા છો હોળીથી હરખે, હદ હાવે હું વાળું;
કેસર ઘોળી ઘોળી ગાગર ભરી છે, છાંટણાં છાંટી મદ ટાળું;
અબિલ ગુલાલ ઉછાળું, કાંઇ આલુંરે—આવો. ૩
ફગવા ઉરાડું ફરતી ફુંદડીયે, હાવભાવ જોઇ ઢાળું;
બહુ દિને આજ કર મ્હારે આવ્યા, નાસવા સાધો કયાં બારૂં;
આજ થયું મ્હારે અજવાળું, કાંઇ આલુંરે—આવો. ૪
ઘણે દિવસે ગુરૂ ગોવિંદ પધાર્યા, ઘુમરડી ઘરમાં ઘાલું;
હરિપ્રસાદ હરિવર મ્હારા, જાવા ના દેઉ કર ઝાલું;
રોળુ અંગ રંગે રૂપાળું, કાંઇ આલુંરે—આવો. ૫

---

## હોળી ૩.

આજ સખી હોળી દિન આવ્યો, આવ્યોરે—આજ. ટેક.
ફાગણ માસ ફુલ્યો મુંજ અંગે, રંગ અજબ અંગ પાયો;
કાયા કેશર વરણી બની મુજ, લાલથી લક્ષ લગાયો;
કામને ધામ વિસરાયો, આવ્યો—આજ. ૧

નટવરલાલ સંગે રહિં નાચી, તજી લાજ જીવ લલચાયો;
સુદ્ધ સાન ને ભાન ભુલી ગઇ, આનંદ ઉર ઉભરાયો;
જાદુવાળે જાદુ લગાયો, આવ્યોરે—આજ. ૨
નયન કમળમાં નાથજી વશિયો, અવર સાથ ભુલાયો;
હોળી હરાયો હરિવર થઇને, મુજ કર દોડીને સ્હાયો;
અખિલ ગુલાલ ઉડાયો, આવ્યોરે—આજ. ૩
કામણ ગાળે કામણુજ કીધું, ચિત્ત મ્હારોરે ચોરાયો;
હરિપ્રસાદ હરિહાર હૈયાનો, છોડે ના મુજથી છોડાયો;
અભંગ સખી રંગ મચાયો, આવ્યોરે—આજ. ૪

## હોળી ૪.

નફ્ટ થયો નાથ એ મ્હારો, એ મ્હારોરે, નફ્ટ થયો—ટેક.
વાટે ને ઘાટે લાગ એ જોતો, કરે છે આંખ્ય મચકારો;
લાજ તજી લોકડિયાં કેરી, પૂઠ પકડે એ ધૂતારો;
ઠગે ઠાગો કરીને ઠગારો, એ મ્હારોરે—નફ્ટ થયો. ૧
અચાનક આવી ઉભો રહે પાસે, કાયર કરે નંદ પ્યારો;
મુઠ્ઠી ભરી ગુલાલનો નાંખે, સાળુ ભીંજવે રંગથી મ્હારો;
ખાંતે કરે ખેલી ખુંખારો, એ મ્હારોરે—નફ્ટ થયો. ૨
લાલચોળ કરી આંખડી મ્હારી, દોડી આવ્યો દુલારો;
રોળી ચોળી મ્હને કાયર કીધી, આ તે કેવો એનો ધારો;
કહુ કોને તે વેળા વારો, એ મ્હારોરે—નફ્ટ થયો. ૩
દુર ખસેડું પણ ખસે નહિ, કરૂં બહુ તિરસ્કારો;
હશી હશી મ્હને રાખે છે રોકી, હરિપ્રસાદ હરિ મ્હારો;
કરે નહિ મુજ છૂટકારો, એ મ્હારોરે—નફ્ટ થયો. ૪

## गामडीया राग. भजन १.

### राग खेडा हरियाळा वच्चे पेपरीरे.

વ્હેલોને આવ્ય મ્હારે આંગણેરે, રઢિયાળા રાધારમણ લાલજો;
તારેને માટે જોઉં વાટડીરે, મારા તો થયા હાલ બેહાલજો—વ્હેલો ટેક.
છેતરીને બેઠો કેમ છેલડારે, તાગાં કરી શું તોડું પ્રીતજો;
મોળી પાડે શું મ્હને માવલારે, આવું કરં તે સારી ના રિતજો—વ્હેલો ૧
બળદેવના બંધવ બોલ બોલડારે, મોંઘો થઈ શું મરડું મુખજો;
ખોળા પાથરી કહું ખંતથીરે, ભાગ્ય વિયોગની મારી ભુખજો—વ્હેલો. ૨
આવડી રિશ શી રિશાળવારે, જાણ્યો ત્હને ગોકુળનો ગોવાળજો;
હઠ છોડીને હરિ હેંડનેરે, હું તો નહિ મેલું ત્હારો છાલજો—વ્હેલો. ૩
નમેરો ના થાતું નાવલારે, મ્હારે તો ત્હારો એક હંગાથજો;
હરિપ્રસાદના સ્વામી શામળારે, હાર્યું હગપણ ત્હારી હાથજો-વ્હલો. ૪

---

## થાળ ૧.

હળવેને હળવે હરિ આવજેરે, મ્હારી ઝુંપડીનું જુનું છાજજો;
જમવા બેહજે જોઇને જાદવારે, મ્હારી ના લેતો જોજે લાજજો—હ. ટેક
મગ ચોળાનો કર્યો ખિચડોરે, મેં તો આણ્યું છે તાજુ તેલજો;
ભેળાં બેહીને ખાઇશું આપણેરે, છાહ જોઇયે તો લેજે છેલજો—હ. ૧
પાણી જોઇયે તો પીજે પ્રેમનુંરે, હું દુર્બળનું દુર્બળ મનજો;
હાથ ધોઇને લોઉં લૂગડેરે, પ્રીત કરીને કરજે પાવનજો—હ. ૨
પથારી કરી દેઉં પરાળનીરે, હુતાં હુતાં કરજે વાતજો;
પ્રીતે ચાંપું હું ત્હારા પાવલારે, નેડો ના છોડીશ મ્હારા નાથજો—હ. ૩

ભલા ભુધર ભુખ્યા ભાગજોરે, જે જે જોઇયે તે કરજે વેતજો;
હરિપ્રસાદ હરિ માબ્રરારે, ત્હારે ને મ્હારે હાચું હેતજો-હ. ૪

---

## થાળ ૨.

રાધાવર, રાધારમણા, ખમ્માજી ખમ્મા ખમ્મારે, રાધાવર;
જીવણજી આવો જમવા, રંગભેર રશિયાજી રમવારે—રાધાવર. ૧
શામળીયા શેરી વળાવું, બાજઠીયા રૂડા ઢળાવુંરે—રાધાવર. ૨
નટવર ન્હાના નાવલીયા, પ્રીતે તમ પૂજું પાવલીયારે—રાધાવર. ૩
સુંદિરવર સ્નાન કરાવું, પીતાંબર પ્રેમે પેહેરાવુંરે—રાધાવર. ૪
કુમ કુમ ચંદન કરૂં ભાલે, મ્હારૂં મન મોહ્યું તમ ચાલેરે—રાધાવર. ૫
હરિ હેતના હાર ધરાવું, આનંદના ઓઘ ભરાવુંરે—રાધાવર. ૬
ધૂપદિપ આરતી કોડે, કરૂં હરિવર હસ્તે મોંડેરે—રાધાવર. ૭
મુકું કંચન થાળ કટોરા, અલબેલા આવો ઓરારે—રાધાવર. ૮
ભાત ભાતનાં ભોજન મેલું, મહી ચલાવું ઘીની રેલુંરે—રાધાવર. ૯
મ્હારા લાલજી લ્યોને લાડું, પીરશી કરૂં તન મુજ ટાહાડુંરે—રાધાવર. ૧૦
લટકાળા લાપશી લ્યોને, જે જોઇયે તે મુખે કોહોનેરે—રાધાવર. ૧૧
દુધપાક પુરી પાપડ છે, ખડખડીયાં તો ખડખડ છેરે—રાધાવર. ૧૨
ગુંદવડાં ને ઘેબર છે, કેરી રશિયા રશભર છેરે—રાધાવર ૧૩
સુતરફેણી સારી છે, પૂરણ પોળી લ્યો પ્યારીછેરે—રાધાવર. ૧૪
ખાજાં બહુ તાજાં લાવું. બરફી પેંડા પિરસાવુંરે—રાધાવર. ૧૫
ગોળપાપડી ને ગળમાણું, જમવાનું આ રૂડું ટાણુંરે—રાધાવર. ૧૬
જમુનાજળ ભરી ઝારી, લ્યો આચમન મંગળ કારીરે—રાધાવર. ૧૭
મધ્ય જળ કરો મોહનજી, આજનો દિન ધન્ય ધન્યજીરે—રાધાવર. ૧૮

ભજીયાંને ભાજી લેજો, આજ રજનિ અહિંયાં રેજોરે—રાધાવર. ૧૯
મોહનજી દાળ મોગર છે, જમવાનો આ અવસરછેરે—રાધાવર. ૨૦
સુરણ રતાળુ સકરિયાં, બટાકા રીંગણુ કરીયાંરે—રાધાવર. ૨૧
દુધી ગલકાં ને દોડી, સ્વાદ માટે પીરશું થોડીરે—રાધાવર. ૨૨
પોઈ પાન પાંતરા પ્યારા, માગી લ્યો હરિવર મ્હારારે—રાધાવર. ૨૩
રાઈ ફીણીને રાયતાં કીધાં, અથાણાં આણી દીધાંરે—રાધાવર. ૨૪
ચટણી તો તીખીતમ છે, સરભાવ તો મ્હારા સમછેરે—રાધાવર. ૨૫
વડી વટાણા ને વાલ છે, જમવાનો રૂડો તાલછેરે—રાધાવર. ૨૬
કરી દાળ કઢી દહીં ભાગી, લેજો વાલમ તે માગીરે—રાધાવર. ૨૭
શાંતિથી જમજો સ્વામી, ખાંતિલા જોશોના ખામીરે—રાધાવર. ૨૮
હરિવર હાથ ધોવરાવું, રૂમાલે હાથ લોહોવડાવુંરે—હરિવર. ૨૯
પાતળિયા પાનની બીડી, આપું હું હૃદયે ભીડીરે—રાધાવર. ૩૦
હું બેસાડું ખાટેપાટે, બેશોજી આનંદ માટેરે—રાધાવર. ૩૧
વાલાજી વાયુ ઢોળું, અંતરના ઉભરા ખોલુંરે—રાધાવર. ૩૨
ચાંપુજી ચરણ તહમારા, કોડ પુરો કૃપાળું મ્હારારે—રાધાવર. ૩૩
તહમે પ્યારા પ્રસાદી દેજો, મ્હારા મનમુખ લોચન રેહેજોરે—રાધાવર. ૩૪
અલબેલા અળગા ના થાશો, મુજ હૃદયેથી દુર ના જાશોરે—રાધાવર. ૩૫
પ્રીતમ તમ પગલે પનોતી, મનગમતા મુખ નિત્ય જોતીરે—રાધાવર. ૩૬
બળવંતા નથી કોઇ બેલી, ના જાશો મુજને મેલીરે—રાધાવર. ૩૭
તમે સંગે રહિ સુખડાં દેજો, મ્હારી સંભાળ સ્વામી લેજોરે—રાધાવર. ૩૮
હરિપ્રસાદ હું હરિવરજી, કરૂં છું એટલી અરજીરે—રાધાવર ૩૯

थाळ ३ राग, रामसमर रामसमर रामसमरभाई.

જમોને જીવણલાલ હાલ, થાળ આ તૈયાર છે;
ભાવના ભોજન કરી, જુઓને જુદી બ્હાર છે-જમો. ટેક.
ન્હાવું ધોવું નાથ નથી, પ્રેમિ પિરશનાર છે;
કોરે કોરૂ કોડે આણ્યું, ફળ મેવા અહાર છે-જમો. ૧
જુમનાં જળ ઝારી ભરી, પાન કરાવા પ્યાર છે;
મુખવાસ મુખમાં મુકું, બીડી મઝેદાર છે-જમો. ૨
શયન કરાવું સ્યામ શેજ, રૂદિયા મોઝાર છે;
ગમેતો પોહોડો મન હિંદોળે. શાંતિ ઝુલાવનાર છે-જમો. ૩
શ્રીહરિ હરિપ્રસાદ, આજ અરજદાર છે;
અરજસુણી દયો પ્રસાદી, પ્રેમિ જન લેનાર છે-જમો. ૪

---

थाळ ४. राग, डरमांतुं दिल साथ छोकरा.

જમવા આવો જુગદાધાર-(શ્રી) રાધારમણ ઉરનાહાર;
દેવ દયાળુ—પર્મ કૃપાળુ,
પ્રિત્તમ પ્રેમ કરીને પધારો, અલબેલા આનંદ વધારો;
તરીયા તોરણ મોતીયાળાં, બારણે બાંધુ રાજ રૂપાળાં;
(શ્રીફળ, સોપારી, કેળના) હુંતો રોપ રોપાવું દ્વાર-શ્રી. ૧
મોતીમંગાવું—ચોક પુરાવું;
કંકુ કેશરની ગારો ઘલાવું, સિંદુરનીમહી ઓકળીપડાવું;
ઉષ્ણો દકે સ્નાન કરાવું, કંચન બાજક ઢાળી પધરાવું;
(ચંદન, અક્ષત, પુષ્પે) કરૂં પૂજન વિવિધ પ્રકાર-શ્રી. ૨
ધૂપ ધરાવુ—ને દિપક કરાવુ
ભોજનિયાં પિરશુ બહુભાવે, અંગઉમંગ અતિઘણો આવે;

કંચન થાળ કટોરા રૂડા, મગસ મગદળ ને માલપુડા;
(શીરો, પુરી, રોટલી લાડુ) કૈં કોડે પિરશું કંસાર-શ્રી. ૩
પૂરણપોળી—ઘીમાં ઝબોળી;
ઘેબર ઘૂઘરા ધારી રૂપાળી, બીરંજ બાસુદી શેવ સુંવાળી;
ગુંદર મેસુર અમ્રતપાક, વિધવિધ ભોજન સુંદર શાક;
(અનનસ, પપનસ, આંબારસ) જુદોજુદો સ્વાદ રસ ધાર;-શ્રી. ૪
ઉલટ લાવી—દાળ વધારી;
કોડે કીધો છે કમોદી ભાત, ઘી લવિંગે દોરાદિધા સાત;
દ્રાક્ષ રાયણનાં રાયતાં કીધાં, પાપડ ચટણી પીરસી દીધાં;
(કઢી, વડી, ઓસામણ,) પ્યારા પીઓ કરૂં પય ધાર-શ્રી. ૫
જોઇએ તે કેહેજો—માગી મુખે લેજો;
જમનાં જળની ભરીછે ઝારી, ગંગાજળ નિર્મળ સુખકારી;
જમી રહો હરિ હાથ હું ધોઉં, રેશમી રૂમાલે મુખડું લોઉં;
(બરાસ, કસ્તુરી, બીડી, સોપારી) મુખવાસ આપું મોરાર-શ્રી. ૬
સ્નેહે શામળિયા—પ્રીતે પાતળિયા;
ચર્ણશેવા કરી ન્યાલ હું થાઉં, વાલા વદનપર વારીવારી જાઉં;
પ્યારા પ્રસાદી પ્રીતકરી દેજો, ભવભય મ્હારો હરિ હરીલેજો;
(રાધેકૃષ્ણ, ગોવિંદ, ગુરૂ) કહી ગુણલા ગાઉં વારંવાર-શ્રી. ૭
દયાળુ દેવા—દયો નિત્ય શેવા;
નિત્ય નિત્ય સંતસમાગમ માગું, પ્રાણધાર પ્રીતે પાયલાગું;
શાંતિભક્તિનું સદાસુખ દેજો, હરિપ્રસાદ હરિ સંભારીલેજો;
(મનમાં, તનમાં, વનમાં, સદનમાં) મ્હને નડે ના માયાવિકાર-શ્રી ૮

## થાળ ૯ રાગ. ધન્ય ધન્ય ગોકુળીયું ગામ.

હુંતો નહિ જાવાદેઉ આજ, આવો મારી શેરડીયે,
મારા મન ગમતા મહારાજ, વ્હાલા તમ બેલડીયે-ટેક.
વળગી બેલડીયે વિઠ્ઠલારે, લેઊ લાખેણો લ્હાવ,
લટકે લટકાળા લાલજીરે, હુંતો ભુધર બતાવું ભાવ. આ૦ ૧
ફુલડાં વેળાવું વાટમાંરે, મોતીડે પુરાવું ચોક,
તરીયા તોરણ બાંધુ બારણે, કરો પાવન પૂણ્ય શ્લોક. આ૦ ૨
પ્રીતમ હું બહુ પ્રેમથીરે, ધોઉં દુધડીયે પાય,
બેસો બુદ્ધિના બાજઠેરે, કરૂં પ્રેમે પ્રભુ પૂજાય. આ૦ ૩
ચિત્તનાં ચંદન પ્રિતથીરે, ચરચુ તમારે ભાલ,
હેતના હાર હૈડે ધરૂંરે. અર્પું અક્ષત અબિલ ગુલાલ. આ૦ ૪
ધુપ સળગાવું ધ્યાનનોરે, દિપક દિવ્ય જ્ઞાન જ્યોત,
ભોજન આપું હું ભાવનાંરે, મારે આપની એક ઓથ. આ૦ ૫
લક્ષ લાડુ પ્રેમ પૂડલારે, કોડીલા લ્યો કંસાર,
ગુણના ધારી ઘેબર ઘુઘરારે, કરૂં પ્રેમની પયધાર. આ૦ ૬
વિવેકની વણી રોટલીરે, દીલડાનો દુધપાક,
સત્યથી તળ્યાં વધારીયાંરે, ભાત ભાતનાં સાક. આ૦ ૭
ચિદ્રુપ બની ચોખા કર્યારે, દિનતા પદની દાળ,
પ્રિતના પાપડ લ્યો પાતળારે, ચટણી ચટકીની રશાળ. આ૦ ૮
કેરી કેળાં રંચ રાયતાંરે, આનંદ અથાણા સાર,
પ્રિત્તમ પીરશે પ્રેમથીરે, સોહાગી સુરતા નાર. આ૦ ૯
અન્નકુટ આ અણમૂલનોરે, પુર્યો કરી બહુ પ્રીત,
શ્રીરાધા રમણ રશિકડારે, જમજો તમે રૂડી રીત. આ૦ ૧૦

શ્રધ્ધા જળે કર કોડથીરે, ધોઇ કરાવું જળપાન;
મુખવાસ મનનાં બીડલાંરે, મારૂં સર્વશ કરૂં કુરબાન. આ. ૧૧

શેજ બિછાવું હું શામળારે, રૂદય કમળ મોઝાર;
પોઢો પ્રભુજી તમે પાતળારે, ચરણ ચાંપુ હું નિરધાર. આ. ૧૨

ગીરીવર ઘાયલ હું બનીરે, ગુણે તમારે ગોવિંદ;
માત તાત સ્નેહી સગા તમેછો, મને લાગ્યો તમારો છંદ. આ ૧૩

રશિક રાધા રમણ લાલજીરે, રંગે થઇ રશ બશ;
છેલ છબીલા ના છોડશોરે, મને પાજ્યો સદા પ્રેમરશ. આ. ૧૪

સઘળુ તજી સજી આપનેરે, ભજી ભુધર લ્હાવ લેઉં;
હરિપ્રસાદ હરિ માહ્યરારે, તમને નહિ જાવા દેઉં. આ. ૧૫

---

## आरति १.

જય જય જ્યોતિ સ્વરૂપ, અખંડાનંદ સ્વામી. (૨)
પીંડ બ્રહ્માંડે પ્રગટયા, (૨) બળવંત બહુ નામી. જય. ૧

સર્વં ખલ્વિદં બ્રહ્મ, અહં બ્રહ્માસ્મિ. (૨)
તત્ત્વમસિ પદ પોતે, (૨) અયંમાત્મા રશ્મિ. જય. ૨

હૃદયે,—કંઠે,—નેત્રે,—, બ્રહ્મ રંધ્રે ભાળું. (૨)
અણું અણું માં વશિયા. (૨) ગુરૂ જ્ઞાને ન્યાળું. જય. ૩

ધ્યાન, ધારણા, યોગ, સમાધિયે રમતા. (૨)
નિજરૂપ ભજના નંદે (૨) સ્વસ્વરૂપે સમતા. જય. ૪

પંચ ભૂત ઇંદ્રિયથિ પર, નહિ ચિત્તમાં આવો. (૨)
મન બુદ્ધિથી પાર (૨). સોહમ્ સોહાવો. જય. ૫
અદ્વૈત અગોચર આપ, અવિનાશી કહાવો (૨)
હરિપ્રસાદ હરિ આત્મા, ગુરૂ ગાઇ લેઉં લ્હાવો. જય. ૬

---

## आरति २.

અગમ અગોચર અદ્વૈત, સચ્ચિદાનંદ સ્વામી-ગુરૂ. (૨)
બહુ નામી છો અનામી, ન્યારા નિષ્કામી, જયદેવ ગુરૂદેવ. ટેક
સર્વેશ્વર શબ્દાતિત, સત્તાધિશ ધારૂં (૨)
અણું અણુમાં વિરાજે (૨) ગુણ શું ઉચ્ચારૂં, જયદેવ ગુરૂદેવ. ૧
નિરાકાર નિર્ગુણ અચ્યૂત, અવિનાશી કહાવો ગુરૂ, (૨)
તત્વ મસિના પદમાં (૨) હું તું તે સોહાવો, જયદેવ ગુરૂદેવ. ૨
આદિ અનાદિ આપ, સ્ફુરી તમ સ્ફુરણા, ગુરૂ (૨)
જીવ બિચારા શું જાણે (૨) ઇષ્ટ ગુરૂની કરૂણા. જયદેવ ગુરૂદેવ. ૩
સ્થૂલ સુક્ષ્મના ભેદ, કારણ મહા કારણે કળતાં, ગુરૂ (૨)
નિજાનંદે બ્રહ્મ ભાળી (૨) બ્રહ્મ માંહી ભળતાં, જયદેવ ગુરૂદેવ. ૪
શાંતિ સાગર માંહી, વિશ્રાન્તિયે વશિયા, ગુરૂ (૨)
ઝળહળ ઝળકતુ તેજ (૨) રાધા રમણ રશિયા. જયદેવ ગુરૂદેવ. ૫
ઉભયપક્ષ અદ્વૈત (૨) ઇષ્ટગુરૂ શીશ નામું, ગુરૂ (૨)
પાદ પદ્મ રજ માંહ્ય (૨) વંદી હું વિરામું, જયદેવ ગુરૂદેવ. ૬
અખંડાનંદ અરૂપ, અનુપા રૂપ નિરખું, ગુરૂ (૨)
હરિપ્રસાદ હરિ ગુરૂની (૨) આરતી કરી હરખું, જયદેવ. ૮

---

## आरति ३.

જય રાધા રમણા પ્રભુ. (૨)
ઇષ્ટગુરૂ આરાધું સત્ય સુખને સાધું, સંકટ સહુ સમના. જય. ટેક
આદિ તે આનંદ રૂપ, ઇષ્ટગુરૂ મળીયા, પ્રભુ (૨)
અદ્વૈતરૂપ પ્રકાશી, જય ગાલોકના વાશી, દીન દોહીલા વળીયા,જય. ૧
શશીયે શિતળ છાંય, નિજપદમાં નિરખી, પ્રભુ (૨)
સગુણ નિર્ગુણ એક,શુધ્ધ બુધ્ધ વિશેક,હરિ ગુરૂ જોઇ હરખી જય. ૨
ભોમે ભાગી ભ્રમણા, મંગળ સહુ કીધું, પ્રભુ (૨)
આત્માનુંભવ પદમા,જઇ બેઠી નિજ હદમાં, બ્રહ્મ સુધા પીધું. જય ૩
બુધ્ધે મહબળવંત બુદ્ધસ્વરૂપ ધાર્યું, પ્ર૦ (૨)
ગુરૂ રૂપે રહ્યા ગાજી, દિધાં દર્શન થઇ રાજી, ચંચળ ચિત્ત ઠાર્યું,જય. ૪
ગુરૂ એ ગૌરવ રૂપ, ગુણવંતા કહાવો, પ્રભુ (૨)
ગર્ભિત ગુણ ઘનશ્યામ, શ્રી સદ્ગુરૂ સુખધામ,ભજી લેઉ લ્હાવો. જય ૫
ભૃગુએ બ્રહ્માનંદ, ભવ્ય રહ્યો ભાસી, પ્રભુ (૨)
ભવ ભય ટળીયો ત્રાસ. આપ ચરણુની પાસ; તત્સત્ ઉપાસી. જય ૬
મંદે વાશના મંદ, કરી દીધી મારી, પ્રભુ (૨)
મલ કાતું મુખ દેખી, પ્યારા તમ પદ પેખી,છબીપર જાઉં વારી.જય ૭
આઠે વારની આરતી, આરતથી ગાતાં, પ્રભુ (૨)
નખ શીખ શોભા ન્યાળી, ગુરૂ ગોવિંદને ભાળી,હૈયાં હરખાતાં જય ૮
પ્રેમે હરિજન સંગે, આરતી ઉતારી, પ્રભુ (૨)
રાધા રમણુ શ્રીવરનાં, હરિપ્રસાદ શુકગુરનાં, વારણાં લેઉં વારી.જય ૯

## आरति ४ थी.

જય વૈકુંઠ ધીશા, જય વૈકુંઠ ધીશા.
ગૌલોક ગોકુળ વાશી, ગોપાળ લાલ ઇશા. જય. ટેક.
પ્રથમ મચ્છ સ્વરૂપે, મોહન મનુરાજા તાર્યા (૨)
બીજે કચ્છ સ્વરૂપે, (૨) મેરૂ પીઠ ઉપર ધાર્યા. જય ૧
ત્રીજે વરાહરૂપે, માર્યો હિરણાક્ષ પાપી (૨)
ચોથે નૃસિંહરૂપે (૨) ભકિત પ્રલ્હાદને આપી. જય ૨
પંચમ વામન વેશ, શીક્ષા બળીરાયને દીધી (૨)
છઠે ફરસુ રામે. (૨) પૃથ્વિ નક્ષત્રિ કીધી. જય ૩
સાતમે રઘુનાથ, રાવણ કુંભકર્ણ રોળ્યા (૨)
આઠમે શ્રી કૃષ્ણ (૨) આહિર યાદવને પાળ્યા. જય ૪
નવમે બુદ્ધ સ્વરૂપ, ધરીયાં સેવક સુખ કરવા (૨)
દશમે કલ્કિ અવતાર. (૨) ધરશો કળિયુગને હણવા. જય ૫
દશ અવતારની આરતી, જશોદા કૌશલ્યા ગાયે (૨)
દેવકી નંદન પ્રગટયા, (૨) વિશ્વનાથ ન્હાયે. જય ૬

---

## गजल १ ताल धमाल. कृष्ण घर नंदके आये. ए राग.

કયા કહું અબ દિલકીમેં. કહીના જાવત મુખકબી-ટેક.
ઊરેમેં આનંદ ભયાહે. (મેરે) નયનમેં આઈ ખડા;
જુબાન બંધ હોગઇ હમેરી, કહીના જાવત મુખકબી-કયા. ૧
મન મર્કટ હમેરા મર ગયે, આતમ જ્યોત ઝળકી રહી;
અંગ હમેરા હુવા ઉજીયારા, કહીના જાવત મુખ કબી-કયા. ૨

ગગન ગર્જત ચમકત બિજળી, બરસત બર્ષા અગ્નિતકા;
ભરત ગગરીયાં સખી હમેરી, કહીના જાવત મુખ કળી-કયા. ૩
પાન કરતહય જીયા પિયારા, નાચત ખેલત ગાન કરી;
હરિપ્રસાદ સ્વસ્વરૂપકી શોભા, કહીના જાવત મુખ કળી-કયા. ૪

---

## गजल २. राग उपरनो.

સમજે શું કોઇપંથ હરિનો, ગ્રન્થ ન્યારો છે અતિ-ટેક.
જ્ઞાની મુની ધ્યાની સર્વે, ભુલા પડયા ભવ ભ્રમમાં;
પામર જનશું પ્રીચ્છે પોથી, ગોતી જોતાં ગમ નથી.-સમજે. ૧
માયાની મોહ જાળમાં આ, મુરખજન મથી મરે;
લાધે નહિ એમ લક્ષ બિંદુ, સ્થિરતા વિના શ્રીપતિ-સમજે. ૨
કૃપા હોય ગુરૂ દેવની જો ? ગમ ગુણાતિત ની પડે;
શબ્દ સરથી સેહેજમાં, પામાય એ બ્રહ્મની રતિ-સમજે. ૩
હરિપ્રસાદ સ્વસ્વરૂપથી, હાય સઉ હોજવાય છે;
શાંતિ સરિતા સ્નેહ જળથી, વાસના ધોવાઇ જતી-સમજે. ૪

---

## અંતિમ્ સ્તુતિ. पद—१.

### राग. सखी जइ संदेशो केहेजेरे (सोहाणी)

કરી ત્ક્ષાર વિભુવર મ્હારીરે, લેજો ભુલચુક સર્વે સુધારીરે-ટેક
મતિ પ્રેરક મુરારિ મ્હેંતો, મનથી ધરી તમ હામ;
સુબોધ સાગર ભાગ પહેલો, રચાવ્યો તમે પૂર્ણકામ.
બુદ્ધિ હિણને બળ દેઇ ભારી, આશાપૂરી તમે પોતાનો ધારી-કરી. ૧

દયા સાગર દયા દિલે લાવી,કરજો અંત સુધી તમે સ્હાય;
રંક હરિપ્રસાદ તહમારો, લળી લળી લાગે પાય.
ચાલુ મ્હાલુ વાણી ઉચ્ચારી, તેસઉ કૃતિછે દેવ તહમારી-કરી. ૨

---

**पद १. भैरवी. राग मैं तो तेरे दाम नथा लगी महाराज.**

સદા શાંતિ શાંતિ ઘો શાંતિ મહારાજ—ટેક.
મંગળકારી દેવ મુરારિરે, રહો હ્રદયે રાજનકેરાજ-સદા. ૧
ઘટ ઘરમાં ગુરૂ હરિ અંતરમાંરે, તારો બુડતું મ્હારૂં ઝાઝ-સદા. ૨
શેવા કરી તમ ભવથી તરીયેરે, રાખો બાંહ્યગ્રહ્યાની લાજ-સદા. ૩
હરિપ્રસાદની દાદ દિલ ધારીરે, ઉગારી લેજો શિર તાજ-સદા. ૪



# ઉપસંહાર.

પ્રિય વાંચકવૃંદ ? ? ? આપણે જરા **પૂર્વવૃત્તાંત** તરફ લક્ષ વાળી જોઇએ ! **વિવેકાનંદ** અને **વિજ્ઞાનધારા**ના સંવાદને અધુરો મુકી **ઉપદેશ, ઇષ્ટપ્રાર્થના, સદ્‌ગુરૂપ્રાર્થના, અનુભવ સ્થિતિ, પ્રસ્તાવિક, બોધજ્ઞપદો, થાળ, આરતિ, સ્તુતિ** સુધી આવ્યા છતાં અનુભવિક વાર્તાનો આનંદ તો બાકી રહ્યા. ધાર્યા કરતાં પાંચ ફર્મા વધી ગયા, મનોદધિના ઉભરા તો એમને એમ ઉછળતાજ રહ્યા, પણ ફીકર નહિ. બીજો ભાગ ટુંક વખતમાં બહાર પાડી આનંદ પ્રદર્શિત કરીશ. આ પ્રથમ ભાગ કરતાં બીજા ભાગમાં ઇષ્ટ ઇચ્છાનુસાર ઘણી કાળજી રાખી વધુ આનંદ થાય તેમ કરવા ચુકીશ નહિ. પણ બીજા ભાગમાં શું શું રહસ્ય આવશે તેનું મ્હારે વહાલા વાંચકવૃંદને દર્શન કરાવવું જોઇએ. **વિવેકાનંદ વિજ્ઞાનધારા**ના સંવાદમાં, જગત બ્રહ્મવિચાર, જગત ઉલટું કેમ દેખાય છે ? અવિદ્યાનું ગધેડીરૂપે વર્ણન ભગ મતિ ભક્તોની ભકિત કે ફજેતી, વાસનાની ફજેતી, સ્ત્રીઓની ભક્તિનું ભકિતત્ત્વ, ધુતારાઓની ધાડ, **વિરસિંહ** અને **ચંદ્રાનના**નો સંવાદ **ચંદ્રમણી**નો ફિટકાર, સુરવિર કોણ, ન્હાલચંદ શેઠ અને લક્ષ્મી શેઠાણી, **રાસોત્સવ, રાજ્યદ્વાર, ગંધમાદની ગુફા, પરમહંસસ્વામી વિશ્વંભરાનંદ**ના આશ્રમમાં રાજા રાણી, ન્હાલચંદ શેઠ, આચાર્યો અને ત્હેમની પત્નિઓ, ઇશ્વર પ્રત્યેના વિશુદ્ધ પ્રેમની ઝળક, અલૌકિક સ્વસ્વરૂપદર્શન, સ્ત્રીપુરૂષોનું કર્તવ્ય, સરળ દૃષ્ટાંત સિદ્ધાંત અને આખ્યાનથી દેદિપ્ય, ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ પામરોને પેટભર **ઉપદેશ**, વિષયીજનોને વૈરાગ્ય ઉપજાવે તેવો, મુમુક્ષુને મોજ માણવા જેવો, મુકત પુરૂષોને **મહાનંદ** આપે એવો **"સુબોધ સાગર" ભાગ ૨ જો.** બનવા પ્રયત્ન **કરીશ.**

પણ એ સઉ આધાર આપ વાંચકવૃંદ બન્ધુઓ ઉપર રાખી શકું છું ! કારણ કે સર્વનો **સુત્રાત્મા શ્રીહરિ** સર્વના હૃદયમાં ઓતપ્રોત થઈ રહેલો છે. માટે આ ગ્રન્થના આદર્શિય સજ્જનો પોતાના ચિત્તરૂપી ચરકાને ટેકરૂપી ત્રાક ઘાલી મનના અષ્ટદળરૂપી ફરતા આરાને સુરતા-રૂપી દોરી બાંધી, જગતરૂપી ક્ષેત્રમાંથી શ્રદ્ધારૂપી કપાસનાં કાયરતારૂપી કાલાં કહાડી, પુરૂષાર્થથી સત્વગુણરૂપી રૂ, કહાડીલઈ પ્રેમરૂપી પૂણીથી દૃઢ ટેકરૂપી ત્રાકે બ્રહ્મભાવનારૂપી તાર ખેંચી ઐકયભાવરૂપી ફાળકા ઉપર લપેટી સત્યરૂપી અગમ્ય સ્થાનપર આગમન કરે તોજ, હું તથા મ્હારા વાંચકવૃંદ બન્ધુઓ સફળ થઇએ. હું અક્કલનો ઇસ્કોત્રો કે બુદ્ધિનું બજાર નથી, માત્ર મ્હારી તો છેક ન્હાનામાં ન્હાનીજ હૃદયડબ્બી છે. મ્હારા ગજા પ્રમાણે પ્રભુકૃપાએ ત્હેને સાચવવા પ્રયત્ન રાખું છું. ત્હેમાં શ્રી ગુરૂમહારાજે ભરી આપેલી ચીજને મ્હારા આત્મબન્ધુઓના મહાન હૃદય પ્રદેશમાં જો સ્થાન આપે તો તે ચીજે મુકી કૃતાર્થ થવા ઇચ્છું છું.

મ્હારા વાંચકબન્ધુઓને મ્હારી એ પણ છેલ્લી પ્રાર્થના છે કે ? કવિ, સાક્ષર, વિદ્વાન, લેખક, ભાષણકાર, વિગેરેની પંક્તિમાં મ્હારી ગણત્રી કેમ કરી શકાય. હું તો તેવા વિભુતિવર્યનો દાસ છું. અને તેઓની પાછળ પાછળ ચાલનાર એક રંક વ્યકિત છું, માટે હું કોઇને છેતરૂં નહિ. અને કોઈ મ્હારાથી છેતરાય નહિ. એટલા સારૂ ઇશ્વરની પ્રાર્થના કરૂં છું. અને સર્વશકિતમાન **સચ્ચિદાનંદ સદ્ગુરૂ** પ્રભુની સ્હાયતા ઇચ્છુ છું. આ **"સુબોધ સાગર"** લખવામાં મેં જે મથન કર્યું છે ત્હેમાં મ્હારી કૃતિ કંઇ નથી એમ કહું તો ચાલે તેમ છે. **કારણ પરંપરાથી અનેક શાસ્ત્રકારો અનેક** વિદ્વાનો અને કવિઓ

સદ્બોધ માર્ગની રૂપરેખા દોરી ગયા છે, હાલ પણ કેટલાક **વિદ્વાનો, સાક્ષર, કવિઓ** અને વિસાળ બુદ્ધિના **ઇશ્વરાંશ** સંત **મહાત્મા-** ઓની ઝળકતી આત્મજ્યોતિઓ પ્રત્યક્ષ છે, અને તેઓ યુક્તિ પ્રયુક્તિથી પોતાના સત્યવિચાર જનકલ્યાણાર્થે જણાવ્યાજ જાય છે. છતાં હું અલ્પજ્ઞને **ઇશ્વરેજ** પ્રેર્યો હોય તેમ માનું છું. અને ઉપરના **સત્પુરૂષોની** મ્હારા ઉપર અનુકંપા થઇ હોવી જોઇએ તેથીજ **महाजनोयेन गतः सपन्थाः** એ પ્રમાણે માર્ગે ચાલવા પ્રેરાયો છું. અસ્તુ.

પ્રિય આત્મસ્વરૂપો ? તમે તો તમારા સદ્ગુણોથી પ્રભુના ગુણાનુંવાદ સમજી ભલાજનો ભલાઇનું દાન આપશો. પણ મ્હારી મતિને તો હુંજ જાણું છું, ભલાઇ તો તમારીજ છે. તુલસીદાસ મહારાજ કહે છે કે:—

**भलो भलाइ पैलहहिं, लहहिं निचाई निच ॥**
**सुधासराहिय अमरता, गरलसराहिय मिच ॥**
**मणितमोर सब गुणरहित, बिस्व बिदित गुण एक ॥**
**सोबिचारि सुनि हहिंसुमति, जिन्हके विमल बिबेक ॥**
**भाग छोट अभिलाखबड, करउंएक बिश्वास ॥**
**पेहहिं सुख सुनि सुजनजन, खलकरिहैं उपहास ॥**

તે પ્રમાણે ભાગ્ય તો ન્હાનું છે. અભિલાષા મ્હોટી છે. તે અભિલાષા આપના આશ્રયદ્વારા પૂર્ણ કરવા ઇચ્છું છું. પણ ઇંદ્રિયોના રસ સ્વાદવાળા અને રસ સ્વાદવાળા પદાર્થોથી પૂર્ણ થયેલાને (તન, ધન, સ્ત્રી, પુત્ર, આબરૂ વિગેરે વિષયાત્મક દૃશ્યભાવનાના ભોક્તાઓને) "સુબોધ સાગર"રૂપી સામગ્રી રૂચશે કે કેમ ? એથી અધિરો થાઉં એ સ્વભાવિક છે. પણ ખરેખર જગજીવાત્મા સંસારના ત્રિવિધિ તાપોની

અસ્રમ્યતા સમજતા હશે ! નાશવંત વસ્તુનું ભાન થયું હશે ! જીવનનું અનિશ્ચિતપણું સમજાયું હશે ! વાસનારૂપી વિષ્ટાની ગોળી હૃદયમાંથી નિકળી ગઈ હશે ! મ્હારા ત્હારાની મમતારૂપી મગરડીથી છૂટવા પ્રયત્ન શિલ થઇ મહાપુરૂષોના ચર્ણારવિંદ તરફ દ્રષ્ટિ ખેંચી હશે ! અહંરૂપી અંધકારનો નાશ કરવા કટીબદ્ધ થયા હશે ! શ્રીહરિના અમોઘ સ્વરૂપની પ્રાપ્તિ અર્થે વારંવાર નિરંતર સદગ્રન્થો અને સત્પુરૂષોના ક્ષણભર વિયોગ સહી શક્યા નહિ હોય ! પરંતુ જીજ્ઞાસુ બની તૃષાતુર ક્ષુધાતુરની ભાવના પ્રમાણે તલસતા હશે ! તેજ વિરલા પુરૂષો અને વિરલમાતાઓ. આવાં પુસ્તક ઉપર પ્રીતિ કરશે. જુઓ. શ્રી **કૃષ્ણપ્રભુ** ને સોળહજાર એકસોને આઠ પત્નિઓ આજ્ઞાધિન રહી જમાડવાની હતી, અમૃતતુલ્ય ભોજનના ભંડાર તો ભરેલાજ હતા, છતાં **વિદુર**ની ભાજી, **સુદામા**ના તાંદુળ, **કરમાંનો** ખિચડો, અને **સબરી**નાં બોરેજ હદવાળી. તેમ મ્હારા કૃષ્ણપ્રભુમય અંશી પ્રેમીજનો તો જરૂર મ્હારા જેવા રંકનું ભાવભક્તિરૂપી બનાવેલું "**સુબોધ સાગર**"રૂપી ભાથું જરૂર સ્વિકારશેજ. અને "સુબોધ સાગરના સ્વાનંદથી" વૃત્તિયોરૂપી ન્હાની ન્હાની નદીઓનાં જળ સુરતારૂપી મ્હોટી સરિતામાં વાળી શાંતિપૂર્વક સચ્ચિત્ આનંદ સાગરમાં પ્હોંચાડશે એવી આશા છે.

વળી મ્હારે ભૂલવું નહિ જોઇએ, આ પુસ્તક સમ્બન્ધી જે સુપ્રસિદ્ધ સજ્જન સદગ્રહસ્થોએ અભિપ્રાય આપ્યા છેતે અભિપ્રાય પ્રમાણે પુસ્તક હો કે ના હો તે અતિપ્રેરક જગ્તનિયંતા જાણે, પણ ખરેખર તે આત્મનિષ્ઠતાવાળા મહાન પુરૂષોની હૃદયગુફાના પવિત્ર પ્રખર કિરણોનીજ પરિસીમા કલ્પી શકું છું. ત્હેમાં પવિત્ર સ્વધર્મ નીતિપરાયણ રા. રા. ચંપકલાલ ધીઆ ડૉક્ટરનાં તેમજ શ્રીયુત દિક્ષિત ડૉક્ટરનાં ધર્મપત્નિ

જેઓ કે શ્રીમતિ અ. સૌ. ગુણવંતગૌરીબ્હેન તથા અ. સૌ. માલતિ બ્હેન એ બે બ્હેનોએ જે અભિપ્રાય આપ્યા છે. તે ઉપરથી એમ જણાય છે કે **ભારતભૂમિ**ની ભવ્યતા જાળવવામાં પોતાનું **ગૌરવ** અસ્ખલિતપણે સતિત્વના શ્રૃંગારે શણગારી પાર ઉતારવા અને સ્ત્રીધર્મની મિમાંસા સ્ત્રીઓને ધારણ કરાવવાના હેતુરૂપ છે. આથી મ્હારૂં હૃદય અતિશે હર્ષયુક્ત બની જાય છે. સતિ વિરત્વ બાળાઓના સદ્વિચારો સર્વે સ્ત્રીમંડળમાં પ્રસરો અને શ્રીહરિ સર્વત્રના મતિપ્રેરક થઈ ત્હેમને સત્ય બળ આપો એમ ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરી મ્હારા આત્મિય બન્ધુઓ અને બ્હેનો પાસે. મ્હારા ગુણદોષની ક્ષમા ચહી વિરમું છું.

સુજ્ઞેષુ કિં બહુના. **હરિ ॐ શાન્તિ.**

## અગાઉથી ગ્રાહક થનાર આશ્રયદાતાનાં નામ.

| નકલ. | નામ |
|---|---|
| | **મુંબઈ.** |
| ૧૫ | રા. રા. હરિલાલ છોટાલાલ શાહ |
| ૫ | ,, ભોળાનાથ અરજનલાલ |
| ૫ | ,, ગુલાબદાસ મોતીરામ |
| ૧ | ,, ચંપકલાલ નગીનદાસ મસરૂવાળા |
| ૧ | ,, તુલશીદાસ વલ્લભદાસ હીરાબાઇ |
| ૧ | " વિશ્વજ્યોતિ " ભુલેશ્વર. |
| ૧ | ,, માણેક્ય શર્મા પ્રાણરક્ષક ઔષધાલય |
| ૧ | ,, છગનલાલ માણેકલાલ ચુડાવાળા |
| | **સુરત. હરિપુરા** |
| ૧ | ભકતરાજ જેકીસનદાસ મંછારામ સુડીવાળા |
| ૧ | કંસારા નાગરદાસ મૂળચંદ |
| ૧ | ,, ચીમનલાલ અંબારામ |

૧ ,, ચીમનલાલ જેકીશનદાસ
૧ ,, ઝીણાભાઈ કાળીદાસ
૧ ,, ઝીણાભાઈ ફકીરચંદ
૧ ,, રતનલાલ ગુલાબચંદ
૧ પટેલ જેકીસનદાસ ભાઈદાસ
૧ કણીયા છોટાલાલ હરકીસનદાસ
૧ સોની ચુનીલાલ ભગવાનદાસ
૧ ચોકશી હીરાલાલ ઠાકોરદાસ
૧ ગીરધરલાલ ભુખણદાસ પટેલ
૧ ચોકશી ઇશ્વરલાલ રંગીલદાસ
૧ કણીયા મગનલાલ ભગવાનદાસ
૧ ડૉકટર ઠાકોરદાસ નગીનદાસ
૧ મેહેતા નગીનદાસ હરકીસનદાસ
૧ બાબુ બંકુલાલ હરકીસનદાસ
૧ હરકીસનદાસનાં પુત્રી બ્હેન જડાવ
૧ શાહ પ્રાણજીવન મથુરાદાસ
૧ સોની ગોવિંદરામ વૃંદાવનદાસ
૧ લુહાર ગણપતરામ ફુલચંદ
૧ ,, હીરાલાલ ચુનીલાલ
૧ વ્રિજલાલ હીરાલાલ
૧ રા. રા. પ્રાણજીવન દુર્લભરામ
૧ બ્હેન વેણી હ. જડાવ

૧ વકીલ ત્રીભોવન જમુદાસ શેઠ
૧ પારેખ છગનલાલ મોતીરામ
૧ શાહ વિઠ્ઠલદાસ જેઠાભાઇ
૧ દરજી ચંદુલાલ ભુખણદાસ
૧ દરજી અંબાલાલ ઠાકોરદાસ
૧ લુહાર ચુનીલાલ જગજીવનદાસ
૧ ઝવેરી વિઠ્ઠલદાસ જેકીસનદાસ
૧ સોની મણીલાલ છોટાલાલ
૧ ઘાંચી ભાઇદાસ ભીખાભાઈ
૧ ઘાંચી દેવચંદ જગજીવનદાસ
૧ લુહાર મોતીરામ ત્રીભોવનદાસ
૧ સોની શંકરલાલ ભુલાભાઈ
૧ ,, ઝીણાભાઈ ઘેલાભાઇ
૧ તારકસ હીરાલાલ છગનલાલ
૧ શ્રીયુત ઇશ્વરલાલ ગૌરીશંકર ડૉકટર સં. પાઠશાળાના સેક્રેટરી
૧ સરૈયા રણછોડદાસ જેકીસનદાસ શાહ
૧ રા. રા. ચંપકલાલ ડૉકટર ધીઆ
૧ સરૈયા છોટાલાલ જેકીસનદાસ શાહ
૧ જરીવાળા ચીમનલાલ રણછોડદાસ શાહ

૧ ચુડાવાળા મગનલાલ માણેકલાલ શાહ
૧ સુખડીયા ભગવાનદાસ ડાહ્યાભાઇ શાહ
૧ ડૉકટર સાહેબ ચંપકલાલ ગુલાબદાસ
૧ જરીવાળા ઠાકોરદાસ માણેકલાલ શાહ
૧ જરીવાળા ઠાકોરદાસ ગુલાબદાસ શાહ
૧ મપારા હીરાલાલ ડાહ્યાભાઇ શાહ
૧ ભૂખણભાઇ રણછોડદાસ પપૈયાવાળા
૧ ઘાંચી ભાણાભાઇ છગનલાલ
૧ દરજી છગનલાલ કાશીદાસ ટોપીવાળા
૧ "દિવ્યજ્યોતિ" હરિપુરા
૧ રા. રા. ભગવદલાલ હીરાલાલ

## રૂવાળાનો ટેકરો-સુખડીઆશેરી.

૧ ચોકશી ભગુભાઇ નગીનદાસ
૧ ગાંધી ડાહ્યાભાઇ નારણદાસ
૧ ડૉકટર બાલુદાસ ઝીણાભાઇ
૧ ચોકશી ઠાકોરદાસ વ્રજદાસ
૧ કાપડીયા ચીમનલાલ હરિભાઇ
૧ સુખડીઆ કલ્યાણદાસ શામદાસ
૧ ,, જેકીસનદાસ હરકીસન ટોપીવાળા
૧ ,, તુલશીદાસ કલ્યાણદાસ
૧ ,, છોટુભાઇ નાથુભાઈ
૧ ,, [illegible]ણદાસ લક્ષ્મિદાસ
૧ ,, [illegible]લાભાઇ ઇચ્છારામ
૧ ,, [illegible]જુભાઇ પ્રભુદાસ
૧ ,, નગીનદાસ ઘેલાભાઇ
૧ ,, હરજીવનદાસ નાથાભાઇ
૧ ,, ગોપીલાલ ઇચ્છારામ
૧ ,, જેકીસનદાસ ત્રીભોવનદાસ કાપડીયા
૧ ,, ભગુભાઇ હરકીશનદાસ
૧ ,, જીવણલાલ નાથાભાઈ
૧ ,, બાલુભાઈ નરોત્તમદાસ
૧ ,, મગનલાલ આત્મારામ (ધર્માદા)
૧ ,, શાંકળલાલનાં બ્હેન ધનકોરબા

## રાણીતળાવ.

૧ ચોકશી નગીનદાસ કાશીદાસ

## વાડીફળીઆ.

૧ પા. નગીનદાસ ગોર્ધનદાસ ટીકીવાળા
૧ શા. હીરાલાલ દ્વારકાદાસ રેશમવાળા
૧ શ્રીયુત શા. જગન્નાથ પરશરામ
૧ રા. રા. વિઠ્ઠલદાસ ઘેલાભાઈ ખાંડવાળા
૧ ,, શિવલાલ શંભુલાલ ખાંડવાળા એન્ડસન્સ.
૧ ,, છગનલાલ વેણીલાલ સોનાવાળા
૧ ,, રતિલાલ કાળીદાસ ખાંડવાળા
૧ પા. મંગળદાસ નારણદાસ
૧ ,, જગમોહનદાસ ઠાકોરદાસ
૧ ,, ફીકાભાઈ જેકીસનદાસ
૧ પારેખ કુબેરદાસ વ્રિજભુખણદાસ
૧ સોની ચંપકલાલ રતનલાલ
૧ પા. બાલુભાઈ પરમાનંદ
૧ સોની હીરાલાલ નરશીદાસ
૧ પા. ઠાકોરદાસ મોતીરામ

## મોટી છીપવાડ.

૧ કસોટીયા મદનલાલ ઠાકોરદાસ

## નવસારી ભાગળ.

૧ તમાકુંવાળા વલ્લભદાસ બુધિયાભાઇ

## નાણાવટ.

૧ સ્વ. મટુભાઇનાં માતુશ્રી ધનગવરીબા
૧ માસ્તર ચીમનલાલ વિઠ્ઠલદાસ
૧ વકીલ નગીનદાસ વિઠ્ઠલદાસ હાંસોટના
૧ શા. ફકીરભાઈ ગોકળભાઇ તીજોરીવાળા
૧ ધિરજલાલ લક્ષ્મિદાસ બીડીવાળા

## બાલાજીરોડ.

૧ રા. રા. ઠાકોરદાસ પરમાનંદ

## અંબાજીરોડ.

૧ રા. રા. બાલુભાઇ ગણપતિશંકર
૧ ,, ઓચ્છવલાલ વિષ્ણુશંકર
૧ ,, મણીલાલ હરિશંકર વ્યાસ

## આમલીરાન.

૧ સોની રતનલાલ સુરજરામ
૧ ,, ચીમનલાલ મોતીરામ

૧ શ્રીયુત કૃષ્ણુલાલ ભોળાનાથ માસ્તર

## સોનીફળીયા.

૧ રા. રા. છોટાલાલ પ્રાણજીવદાસ કાગળવાળાનાં ધર્મપત્નિ તારાગવરીબ્હેન

## લીમડાચોક.

૧ કાપડીયા ઠાકોરદાસ ઇશ્વરદાસ

૧ „ ભુરાભાઇ ઇશ્વરદાસ

## શાહપોર.

૧ રા. રા. માણેકલાલ વનમાળીદાસ

## સૈયદપુરા.

૧ સ્વ. મટુભાઇનાં માતુશ્રી ચંચળબા

૧ દરજી ચુનીલાલ ઉકાજી ભકતરાજ

૧ રા. રા. ઠાકોરદાસ જેકીશનદાસ રેશમવાળા

૧ ચીમનલાલ મંગળદાસ

## બેગમપુરા દુધારાશેરી.

૧ સોની નાથુભાઈ ઘેલાભાઇ

૧ ભકતરાજ કેવળરામ મણીરામ બડીશેરી

## છાપરીયાશેરી.

૧ પંચાળ મોતીરામ કલ્યાણદાસ

## ભુલામોદીનો ચકલો.

૧ પંડયા ગણપતરામ નરોત્તમ

## ઘાંચીશેરી.

૧ વૈદરાજ છગનલાલ આત્મારામ (પ્રખ્યાત)

૧ બાલુભાઈ પ્રેમચંદ ઘાંચી

## સુરત.

(ધિરજલાલ લક્ષ્મિદાસ તરફથી)

૧ રા. રા. ખંડુભાઇ વશનજી

૧ „ મગનલાલ ખંડુભાઇ

૧ „ રણછોડ છીતાભાઇ

૧ „ જેકીશનદાસ મનસુખલાલ

૧ „ નારણજી રણછોડ ધોબી

## વેરાગીનો ટેકરો.

૧ વેરાગીવાળા ઉમેદરામ ગોરધનદાસ હાલ કોસંબા સ્ટેશન પટેલ ચાલી.

## ગુપ્તેશ્વર.

૧ શ્રીયુત ફકીરભાઇ મંચ્છારામ માસ્તર

## બારડોલી.

૧ દરજી કેશવલાલ ચુનીલાલનાં માતુશ્રી ધનકોરબા

**મુંબાઇ કાલબાદેવીરોડ.**

શ્રીયુત્ પુરૂષોત્તમ મગનલાલ શુકલ બ્રધર્સ.

રા. રા. કૃષ્ણપ્રસાદ શિવશંકર ભટ્ટ

**માંડવી.**

૧ સુખડીયા રણછોડદાસ ભગવાનદાસ

૧ ,, પ્રાણજીવનદાસ નાથુભાઇ

**વ્યારા.**

૧ સોની કુબેરદાસ પીતાંબર

**મલબાર.**

૧ શા. ઇશ્વલાલ ઘેલાભાઇ અંકલેશ્વરીઆ.

**અંકલેશ્વર.**

,, હરકીશનદાસ જગજીવનદાસ વકીલ

૧ રા. રા. નાથુભાઈ દામોદર શેઠ

૧ ,, વિઠ્ઠલભાઇનાં માતુશ્રી સુરજબા

૧ ,, કાશીનાથ વિશ્વનાથ સુકલ

૧ ,, મગનલાલ કાશીરામ જોશી

૧ ,, મોહનલાલ જટાશંકર સંગીત માસ્તર હલવદના

૧ ,, દલપતરામ દુર્ગાશંકર જોશી

૧ ,, જાગેશ્વર નાથુભાઇ ભટ્ટ

૧ ,, નાથુભાઇ જગનાથ શાહ

૧ ,, ચુનીલાલ દામોદર મીસ્ત્રી

૧ ,, દામોદર હરિભાઈ ,,

૧ ,, રણછોડભાઇ રામજીભાઈ

૧ ,, ત્રીકમભાઇ હાંસજીભાઇ

૧ ,, ગોકળભાઈ મૂળજીભાઈ સોની

૧ ,, ઝીણાભાઇ બાળમુકુન્દ શાહ

૧ ,, મગનલાલ પ્રાણજીવન શાહ

૧ ,, જયંતિલાલ ડાહ્યાભાઇ

૧ ,, મણીલાલ શંભુભાઇ

૧ ,, મૂળચંદ ભુખણદાસ

૧ ,, મોહનલાલ દુર્લભરામ સોની

૧ ,, માણેકલાલ હરકીશનદાસ

૧ ,, પ્રાણજીવનદાસ હરગોવિંદદાસ

૧ ,, છોટાલાલ પ્રભુરામ મહારાજ

૧ ,, નિર્ભયરામ ઘેલાભાઇ દેસાઇ

૧ ,, ગંગારામ જેકીસનદાસ

૧ ,, નિર્મળદાસ વેણીલાલ દેસાઇ

૧ ;, ચંપકલાલ ભુરાભાઇ

૧ ,, નગીનદાસ હરકીશનદાસ

૧ ,, છગનલાલ હરગોવિંદદાસ દેસાઇ
૧ ,, નગીનલાલ ગંગારામ શાહ

**અંદાડા તા. અંકલેશ્વર.**

૧ પા. મનોરભાઇ ગોકળભાઇ
૧ ,, હરિભાઇ ભીખાભાઈ રજપુત
૧ ,, નરશીભાઈ હરિભાઇ
૧ ,, મનોરભાઈ અમૈદાસ
૧ ,, માધવદાસ ગોવીંદભાઇ
૧ ,, માધવદાસ રાયજીભાઇ

**દીવા તા. અંકલેશ્વર.**

૧ પા. મૂળજીભાઇ ભુધરભાઇ માસ્તર

**ગામ સીસોદ્રા.**

૧ રા. રા. જયશંકર ઉમાશંકર ભટ્ટ
૧ ,, બાલુભાઇ રામશંકર ભટ્ટ
૧ ,, ખુશાલબાવા જેસંગબાવા ઠાકોર

**ગામ તરસાડી.**

૧ રા. રા. વીશ્વનાથ નારાયણભાઇ

**ગામ શેરા.**

૧ રા. રા. હરજીવન નરભેરામ

**ગામ ધોડાદરા તા. અંકલેશ્વર.**

૧ રા. રા. છગનલાલ રઘનાથ પટેલ

**ગામ કરેમ.**

૧ રા. રા. છગનલાલ ગંગારામ

**ગામ સુણેવ.**

૧ રા. રા. ડાહ્યાભાઇ પ્રેમશંકર

**ગામ રોહિત.**

૧ રા.રા. નરોત્તમ ફકીરશંકર વ્હોરા

**ગામ ઉંટીયાદરા.**

૧ રા. રા. ભાઇશંકર હરજીવન
૧ ,, ધનેશ્વર જમીયેતરામ
૧ ,, રણછોડભાઇ ભગુભાઇ

**ગામ અડાદરા.**

૧ રા. રા. દયારામ દુર્લભરામ

**ગામ કંથરાજ.**

૧ રા. રા ગોવિંદરામ આત્મારામ
૧ ,, બાપુભાઈ હિંમતભાઈ

**ગામ ગોથાણ.**

૧ રા. રા. ભીમભાઇ રણછોડ વૈદરાજ
૧ રા. રા. ગોવીંદભાઇ નરસીભાઈ ભગત
૧ બ્હેન રામી
૧ બ્હેન અંબા

૧ બ્હેન મણી

ગામ રૂંઢ ઉર્ફે શેખપુર.

૧ રા. રા. ગોવિંદભાઈ કલ્યાણભાઇ
૧ ,, માતાપ્રસાદ બસાવંત ભૈયા
૧ ,, નાથુભાઈ બેહચરભાઈ
૧ ,, હરિભાઇ દુલ્લંભભાઈ

ગામ કુડસદ.

૧ રા. રા. દેવશંકરફકીરભાઇ જોશી

વાયણેર.

૧ રા. રા. નારણભાઈ છીતાભાઇ પટેલ

બેટ ભાઠા.

૧ રા. રા. વિઠ્ઠલભાઇ મોતીલાલ ભગત

ગડખોલ.

૧ રા. રા. ધનાભાઈ અમીચંદ ભગત
૧ ,, ગોપાળભાઈ ગુમાન ભગત

ગામ રાણીપુરા.

૧ રા. રા. પુરૂષોત્તમ નારાયણ પટેલ
૧ ,, ગણપતરામ હરિશંકર જોશી

ગામ મૂળજ તા. ઝગડીયા.

૧ રા. રા. દાદાભાઈ રણછોડ પટેલ

ગામ શુકલતિર્થ.

૧ રા.રા. આશારામ નાગેશ્વર પુરાણી

ગામ તડકેશ્વર.

૧ શ્રીયુત જગન્નાથ ત્ર્યંબકરામ મહારાજ
૧ રા. રા. ઝવેરભાઈ ભુલાભાઇ
૧ ,, મોરારભાઇ દુર્લભભાઈ
૧ ,, ડાહ્યાભાઈ નારાયણભાઈ
૧ ,, કુંવરજી વનમાળીદાસ
૧ ,, ભીખાભાઈ ઇચ્છારામ
૧ ,, મનસુખરામ યાર, ચોધરી મઢીના

ગામ કરજણ.

૧ રા. રા. છોટાલાલ ગવરીશંકર
૧ ,, હીરાભાઈ અમૈદાસ
૧ ,, મોતીભાઈ દુર્લભભાઇ
૧ ,, ભગુભાઇ ભીખાભાઈ પારેખ

લીંડીયાદ.

૧ રા. રા. અમૈદાસ રણછોડદાસ

ગામ કરંજ.

૧ રા. રા. રામભાઇ ભવાનભાઈ
૧ ,, છીતાભાઇ પ્રેમાભાઇ

### ગામ ભારૂંડી.

૧ રા. રા. નાગજીભાઇ કાળીદાસ

### ગામ સમુસર.

૧ રા. રા. ઉકાભાઇ પુરૂષોત્તમ

### પીંપોદરા.

૧ રા. રા. શિવશંકર ભાઇશંકર

### ગામ ડુંગરા.

૧ રા. રા. નરોત્તમ કલ્યાણજી

### ગામ સીંથાણ.

૧ રા. રા. અમૃતલાલ નાથાલાલ
૧ ,, લાલભાઇ મંન્છારામ
૧ ,, ઘેલાભાઇ જયશંકર પાઠક

### નંદપોર.

૧ રા. રા. નાનાભાઈ મેઘજીભાઇ

### નીકોલી.

૧ રા. રા. છગનભાઇ શંકરભાઈ

### શ્રી શુકદેવક્ષેત્ર.

૧ શ્રી શુકાચાર્ય લક્ષ્મણ મહારાજજી

### રૂંઢ.

૧ રા. રા. છગનલાલ હરજીવન

### હજરપુરા.

૧ રા. રા. મથુરભાઈ મોરારભાઇ

### ધાનપુર.

૧ રા. રા. લલ્લુભાઇ ગણેશ પટેલ

### ધમણાચા.

૧ રા. રા. ભવાનભાઇ દ્વારકાંદાસ

### વરખડ.

૧. રા. રા. હિંમતલાલ વખતરામ
૧ ,, મુળશંકર નાથાલાલ વ્યાસ
૧ ,, મથુરભાઈ ઇશ્વરભાઇ

### નાંદોદ.

૧ રા. રા. નારાયણ વ્રજલાલ

### બરકાળ.

૧ રા. રા. મુળજીભાઇ પીતાંબર

### ભરૂચ.

૧ રા. રા. પ્રીતમલાલ છગનલાલ ઝવેરી
૧ ,, મોહનલાલ ચીમનલાલ
૧ ,, કાળીદાસ નરોત્તમદાસ કંસારા
૧ ,, નાથાલાલ માણેકલાલ ચુનાવાળા

### વડોદરા.

૧ રા. રા. મનમોહનદાસ નંદલાલ નડીઆદવાળા
૧ ,, નરસીલાલ હરિવલ્લભદાસ કંસારા

૧ ,, જુગલભાઈ ફૂલચંદભાઈ કંસારા
૧ ,, પ્રેમાનંદ મોતીલાલ શાહ
૧ ,, શાંતિધર મણીલાલ દેશાઇ
૧ ,, મગનભાઈ શીવાભાઇ પટેલ
૧ ,, અંબાલાલ હરગોવિંદદાસ
૧ ,, નંદલાલ હરગોવિંદદાસ
૧ ,, પ્રયાગજી ડાહ્યાભાઈ નાયક
૧ ,, જમનાધર અંબાધર ભટ્ટ સર્વેયર
૧ ,, ડાહ્યાભાઈ શિવશંકર ભટ્ટ ઇન્જીનિયર
૧ ,, ગોરધનદાસ સામળદાસ ઇન્જીનિયર
૧ ,, મોતીલાલ ચુનીલાલ વકીલ
૧ ,, છોટાલાલ લક્ષ્મિરામ વ્યાસ
૧ ,, દયાશંકર છગનલાલ ભટ્ટ

**નડીઆદ.**

સ્વ. મગનલાલ ભોગીલાલ શાહ.
૧ રા. રા. ખીમચંદ મૂળજીભાઇ શાહ ખાં. સ્કુલ નં. ૪ ના હેડમાસ્તર
૧ ,, મગનલાલ નરસીદાસ ફુંડીવાળા
૧ ,, છગનલાલ ઇશ્વિરદાસ શાહ
૧ ,, મોહનલાલ ગોવર્ધનદાસ ડૉકટર
૧ ,, જેકીસનદાસ ઝવેરદાસ કંસારાવાડ
૧ ,, મોહનલાલ મોતીલાલ કંસારાવાડ
૧ ,, ફુલચંદ મૂળજીભાઈ તલાટી
૧ ,, બળદેવભાઇ લલ્લુભાઇ ગામી
૧ ,, ગોકળદાસ જેકીસનદાસ
૧ ,, મગનભાઈ ભાઇલાલભાઇ પટેલ લખાવાડપાટીના પોલિસ પટેલ.
૧ ,, ઝવેરભાઇ સોમાભાઇ પટેલ મીત્રાલની સ્કુલના હેડમાસ્તર
૧ ,, ડાહ્યાભાઈ મોતીભાઇ પટેલ
૧ ,, પુંજાભાઇ ભુલાભાઇ પટેલ
૧ ,, ભાઈલાલભાઇ તલશીભાઇ દેસાઈ ચકલાશીપાટીના પોલિસ પટેલ
૧ ,, ગોવીંદભાઇ જીવાભાઈ દેસાઇ
૧ ,, ભટ્ટ મોહનલાલ બાપાલાલ જરીવાલા

૧ ,, છગનલાલ ઠાકોરદાસ તમાકુવાળા

૧ ,, મનસુખભાઇ પાનાચંદ નળવાળા

૧ ,,નાનાલાલ મોહોલાલ કંસારા

૧ ,, છોટાલાલ છગનલાલ શાહ

૧ ,, દવે અંબાલાલ શંકરલાલ ખડાયતાના ગોર

૧ શ્રીયુત ભટ્ટ મગનલાલ રવિશંકર

**શ્રી ગો. સ્વામી ૧૦૮ મહારાજશ્રી અનીરુદ્ધ લાલજીના** કાર્યભારી

૧ ,, ચુનીલાલ જટાશંકર ભટ્ટ ધી સનલાઇટના એજન્ટ

૧ ,, નર્મદાશંકર છગનલાલ ભટ્ટ વૈદ્યરાજ

૧ ,,પુરૂષોત્તમ હરગોવિંદ યાજ્ઞિક

૧ ,, ભાનુશંકર મગનલાલ ભટ્ટ

૧ રા. રા. પુરૂષોત્તમ ઇશ્વરભાઇ અમીન

૧ ,, અંબિકાપ્રસાદ નારાયણલાલ

૧ ,, માધવજી શ્યામજી મે. નિ. ઇ. મીસ્રી

૧ **શ્રી નારાયણદેવ મહારાજ** તથા **શ્રી ગોપાળલાલજી મહારાજના અનન્ય શેવક** જમનાશંકર આદિત્યરામ પંડયા

**અમદાવાદ.**

૧ રા. રા. મોહોલાલ હરિલાલ સુરતીમીઠાઇવાળા માણેકચોક

૧ ,, નાથાલાલ અંબારામ શેઠ

૧ ,, મોહોલાલ નરોત્તમદાસ સુખડીયા

૧ ,,કુબેરદાસ અંબારામ સુખડીયા

૧ ,, દલપતરામ પાનાચંદ

૧ ,, નારાયણલાલ હરિભાઇ શેઠ

૧ ,,ડાહ્યાભાઇ બિલાખીદાસ ચોકસી

૧ ,, હીરાલાલ અમૃતલાલ ,,

૧ ,, રમણલાલ મગનલાલ શાહ

૧ ,, ઝવેરશાહ ગીરધરલાલ દલાલ

૧ ,, અમૃતલાલ હરિલાલ શેઠ

૧ ,, જેઠાલાલ ચકુભાઇ ભગત

૧ ,, રામપ્રસાદ છોટાલાલ પટેલ

૧ ,, ત્રીભોવનદાસ રણછોડદાસ લુહાર

૧ ,, જસુભાઈ રેવાશંકર

૧ ,, ભાઇશંકર મોતીલાલ

૧ ,, પ્રભાશંકર પ્રાણશંકર ભટ્ટ
૧ ,, ત્રીભોવનદાસ માણેકચંદ તકતાવાળા

**વીરમગામ.**

૧ ,, રણછોડદાસ હરિવલ્લભદાસ પારેખ

**ધાંગદરા.**

૧ રા. રા. શિવસિંગજી અભયસિંગજી વીરાણા

**ડભાણ.**

૧ રા. રા. પ્રભાશંકર મણીશંકર માસ્તર
૧ ,, ચીમનલાલ વિશ્વનાથ ભટ્ટ
૧ ,, માણેકલાલ પ્રાણશંકર ,,
૧ ,, પ્રભાશંકર મયારામ પંડયા

**મેહેમદાવાદ.**

૧ શ્રીયુત ડાહ્યાધર નારણધર વૈદ્ય
૧ રા. રા. ન્હાનાલાલ રવિશંકર ભટ્ટ
૧ ,, ડાહ્યાલાલ છગનલાલ વ્યાસજી

**ખેડા.**

૧ રા. રા. ન્હાનાલાલ શિવશંકરવ્યાસ

**નાયકા.**

૧ શ્રીયુત રામશંકર મોતીરામ ભટ્ટ

**નવાગામ.**

૧ રા. રા. મણીશંકર જમનાશંકર ભટ્ટ

**ધરોડા.**

૧ શ્રીયુત ઇશ્વરલાલ હરજીવન વ્યાસ

**માતર.**

૧ રા. રા. શિવશંકર મગનલાલ વ્યાસ

**હરેરા.**

૧ રા. રા. વિશ્વનાથ કેશવલાલ પંડયા
૧ ,, શિવશંકર નાથાલાલ ,,

પ્રિય આશ્રયદાતા સદ્ગ્રહસ્થો આપે આ "સુબોધ સાગર" ભાગ પેહેલામાં દ્રવ્યાદિકની મદદ માટે એટલુંજ નહિ પણ મ્હારા ઉપર સંપૂર્ણ સ્નેહની લાગણી દર્શાવા અને પરમાર્થ કાર્યને પુષ્ટી આપવા, આપે આપનાં નામ આપી મ્હને અત્યંત આભારી કીધો છે એટલા માટે અંતઃકરણપૂર્વક આપના પવિત્ર સ્નેહને વિસ્મરણ કરી શકાશે નહિ. આપે જેવી રીતે આ પ્રથમ ભાગને ઉત્સાહપૂર્વક વધાવી લીધો છે, તેવીજ રીતે બીજા ભાગમાં આપના સ્નેહી મીત્રવર્ગ સાથે સ્નેહશિળ દક્ષના દર્શાવી બીજા ભાગને શોભાવશો એવી મ્હને આશા છે.

લી. આપનો સ્નેહાબ્ધિ હરિના જય સચ્ચિદાનંદ.

**હરિઃ ૐ શાંતિઃ**

## ( પાછળથી વધેલા ગ્રાહકનું લીસ્ટ. )

**ગામ ડભાણ તાલુકે નડિઆદ.**

૧ પા. સોમાભાઈ નાથાભાઇ માજી પોલીસ પટેલ.

૧ ,, બેહેચરભાઈ હાથીભાઇ

૧ ,, ભીખાભાઇ ઝવેરભાઈ

૧ ,, કાળીદાસ પુંજાભાઇ

૧ ,, છોટાભાઈ મરઘાભાઇ

૧ ઠક્કર છગનલાલ નાથાલાલ

૧ ,, જગજીવન શિવરામ

**સુરત.**

૨ મહાજન શેઠ જસવંતલાલ ગોરધનદાસ વેરાગીવાળા

૧ પારેખ, લાલભાઇ કાશીરામ

૧ વ્યાસ ભાઈલાલ પ્રાણશંકર

૧ ,, સોમેશ્વર છગનલાલ માસ્તર

૧ ભટ્ટ કાળીદાસ મૂળજીભાઈ

**વડોદરા.**

૧ વ્યાસ મૂળશંકર રામનારાયણ ડ્રોઇંગ માસ્તર

૧ પંડયા જેઠાલાલ પ્રભાશંકર

૧ રા. રા. બાલચંદ્ર કેશવરામ

૧ ,, વિઠ્ઠલલાલ મણીશંકર ભટ્ટ

**નડીઆદ.**

૧ જાની લલ્લુભાઇ જોઇતારામ વીણાવાળા

૧ પંચાળ છોટાલાલ કલ્યાણદાસ

**નાંદોદ.**

૧ પા. સોમાભાઇ પ્રભુભાઇ ભાયતીના

**અમદાવાદ.**

૧ શ્રીયુત ભકતરાજ બાપાલાલ વેણીરામ અમરચરિત્રના કર્તા

**દીવા. તા. અંકલેશ્વર.**

૧ રા. રા. ભુધરભાઇ મૂળજીભાઇ માસ્તર

(આ નામમાં ભુલ હોવાથી અહિં ફરી લીધું છે)

મારા આત્મ સ્વરૂપો ! મેહેરબાની કરી હાવે પછીના બીજા ભાગમાં જેમ બને તેમ વેળાસર નામ નોંધાવવા કૃપા કરવી કે જેથી પુસ્તક તૈયાર થયા પછી નામ દાખલ કરવાં તે અગવડતા ભરેલું થાય નહિ.

લી. તમારો આત્મિય **હરિ.**

# —જીજ્ઞાસુને જાણવા જોગ સંદેશો.—

## " એક પંથ દો કાજ. "

ચલો સખી વ્હાં જાઇયે, જ્યહયાં બસત બ્રિજરાજ,
દ્રષ્ટિ એચન હરિ મિલન, એક પંથ દો કાજ;

પારમાર્થિક (આત્મ તત્વજ્ઞાનનું) પુસ્તક ખરીદવાથી નિરંતર પાસે રાખવાનો લાભ મળે છે, અને જ્ઞાનાનંદની પ્રાપ્તિ પણ થાય છે. વળી તેનાં નાણાં સત્કર્મ માંજ વપરાતાં હોય તો ઉભય લાભ સમજી લેવો જોઇએ.

સુબોધ સાગર ગ્રન્થને, ખરીદો ખંતથી આજ,
જ્ઞાન ગ્રહો સત્કર્મ લહો, એક પંથ દો કાજ.

માટે આ ગ્રન્થના નિકળતા તમામ ભાગના ગ્રાહક થઇ " એક પંથ દો કાજ કરવા " આશ્રય આપશો એવી આશા છે.

આ ગ્રંથનાં ઉપાર્જીત નાણાંનો હિસાબ આવક જાવક નાણાં સાથે કોઇ સારા સદ્‌ગ્રહસ્થના હાથમાં રાખવા મ્હારી શુભ ઇચ્છા છે, જેથી મ્હારૂં કર્તવ્ય સફળ થાય અને પરિણામે મ્હારો વિસુદ્ધ પરમાર્થ સધાય.

માટે મ્હારા ગ્રહણ કરેલા માર્ગે ચાલવા મ્હારા વારસ અથવા અનુયાયીઓને વિનંતિ છે કે, કદાચ મ્હારી હયાતી ના હોય ત્યારે આ પુસ્તકનુ દ્રવ્ય ઉપાર્જીત કરી સુદ્ધ હૃદયથી વધુ યોગ્ય લાગે તેવા સત્કર્મ માંજ વાપરવું.

લી. ત્હમારો અતિમય હરિ.

## —અમારે ત્યાંથી નિચેનાં પુસ્તકો મળશે.—

| | | |
|---|---|---|
| નિત્ય નિયમ પદ્ધતિ અને સદ્‌ગુરૂ મહાત્મ. | કિં. | ૦–૨–૬ |
| ગજલ ગુચ્છ... ... ... ... | ,, | ૦–૧–૦ |
| સુબોધ સાગર ભાગ ૧લો, પાકા પુઠાં સાથે ... | ,, | ૨–૦–૦ |
| સુબોધ સાગર ભાગ ૧લો, કાચા પુઠાં સાથે. ... | ,, | ૧–૮–૦ |

ટપાલ વી. પી. ખર્ચ જુદુ.

સુબોધ સાગર ભાગ ૨જો, થોડા વખતમાં છપાસે તેમ ધારૂં છું. ત્હેની કિંમત જાહેર ખબરમાં મુકવામાં આવશે. અગાઉથી ગ્રાહક થનાર ધર્મનિષ્ટ બન્ધુઓને કંઇક સસ્તો ભાવ પડશે અને તેઓશ્રીનાં નામ આશ્રયદાતારૂપે પુસ્તકમાં અમર કરવામાં આવશે. જેમ બને તેમ જલદી નામ નોંધાવી લેવા કૃપા કરવી.

### શ્રી સદ્‌ગુરૂ પ્રણિત, પુસ્તકો પણ મળશે.

શ્રી શુકદેવવાણી વિલાસ ભાગ ૧લો, થઇ રહ્યો છે.

| | | |
|---|---|---|
| શ્રી શુકદેવવાણી વિલાસ ભાગ ૨જો, ... ... | કિં. | ૦–૪–૦ |
| શ્રી શુક ગીતા ... ... ... | ,, | ૦–૬–૦ |
| શ્રી સપ્તાહહિક વ્યાખ્યાનો ... ... ... | ,, | ૦–૪–૦ |
| શ્રી સનાતન ધર્મ રહસ્ય ... ... ... | ,, | ૦–૨–૦ |
| શ્રીમદ્ ભાગવતની આરતિ ... ... ... | ,, | ૦–૦–૬ |
| શ્રી શુકાચાર્ય તથા ત્હેમનાં અર્ધાંગશક્તિના ફોટાની ... | ,, | ૦–૧–૬ |
| શ્રી શુકાચાર્ય મહારાજના ફોટાની ... ... | ,, | ૦–૧–૦ |

શ્રી શુકલીલામૃત હાલ લખાય છે.

લી. ત્હમારો હરિ.

# પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

---

**અંકલેશ્વર**—શ્રી શુકાચાર્ય મહારાજશ્રી ઠે. શ્રી શુકદેવ મંદિરમાં.

**સુરત**—કર્તા પાસેથી હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ. ઠે. ભવાનીનો વડ.

**સુરત**—વિજુભાઇ પ્રભુદાસ સુખડીયા. ઠે. રૂવાળાને ટેકરે, ટાંકી સામે.

**સુરત**—શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર. ઠે. લીમડાચોક.

**મુંબઈ**—હરિલાલ છોટાલાલ શાહ. ઠે. કાલબાદેવીરોડ કલાવેલ નં. ૧૭
રા. રા. હીરાલાલ રણછોડદાસના માળામાં

**વડોદરા**—રા. રા. મનમોહનદાસ નંદલાલ. ઠે. ઘડીયાળી પોળમાં
રતનપોળ આગળ.

**નડીઆદ**—શ્રીયુત જમનાશંકર આદિત્યરામ પંડયા.
ઠે. નારાયણદેવ આગળ.

**અમદાવાદ**—શેઠ મોહોલાલ હરિલાલ સુરતી મીઠાઈવાલા.
ઠે. માણેક ચોક કંદોઈ લાઇન.

**તડકેશ્વર**—મહારાજશ્રી જગન્નાથજી. તાલુકે માંડવી, વાયા કીમ.

**શ્રી શુકક્ષેત્ર**—મહારાજશ્રી લક્ષ્મણજી. નર્મદા તટ ઉપર.
નાંદોદ લાઇન, પોષ્ટ પ્રતાપનગર.

---

સ્વધર્મપરાયણ **સ્વ.** સોમચંદ છોટાલાલનાં ધર્મપત્નિ ઇચ્છાબ્હેને આ **"સુબોધ સાગર"** છપાવા જે નાણાં આપ્યાં છે, તે ત્હેમણે મ્હારા ઉપર સંપૂર્ણ પૂજ્યબુદ્ધિ હોવાથી શ્રદ્ધાયુક્ત **નિષ્કામ** વૃત્તિયે મ્હને **શ્રી કૃષ્ણાર્પણ** કરી આપ્યાં છે. છતાં શ્રી ઇષ્ટિકૃપાથી આ પ્રથમ પુસ્તક જનસમાજમાં મુકવા મ્હને **લાભ** પ્રાપ્ત થયો છે, તો આ પુસ્તકનાં નાણાં ઉપજંત થયે હું પણ **આત્મજ્ઞાન** પ્રદિપ્ત માટે વ્યવહારીક ઉપયોગ નહિ કરતાં સત્કર્મયુક્ત બ્રહ્માર્પણ કરી કૃતકૃત્ય થવા ઇચ્છું છું. એજ.

લી० **શ્રી સદ્ગુરૂ ચરણાનુજ સેવક-હરિપ્રસાદ.**

મુ. **ડભાણ,** અને **નડીઆદ.** ખારીપોળ.

હાલ મુ. **સુરત**-ભવાનીનો વડ.